# ગુજરાત શાળાપત્ર.



પુસ્તક ૪૫ મું. જાન્યુઆરી ૧૯૦૬. અંક ૧.

## માસ.

ગત વર્ષનું પુનરવલોકન—આ માસિક ગ્રન્થનું ૪૪ મું વર્ષ પૂરૂં થઈ ૪૫ મું વર્ષ બેઠું છે. ગત વર્ષમાં ઘણા અગત્યના વિષયો ચર્ચાયા છે. શિક્ષણને લગતા વિષયોમાં 'શિક્ષક અને શિક્ષણ,' 'લેખનશુદ્ધિ અને લેખનસ્પષ્ટતા,' 'પ્રશ્નોના ઉત્તર કેમ લખવા,' 'મહાભાષ્યમાં આપેલાં વ્યાકરણ શિખવવાનાં મુખ્ય અને આનુષઙ્ગિક પ્રયોજનો,' 'પદાર્થપાઠ વિષે વિશેષ સૂચનાઓ,' 'રૂગ્બિના આર્નોલ્ડનું જીવનચરિત્ર,' 'ધરતીકંપ' અને 'ઇતિહાસના શિક્ષણ વિષે વિસ્તીર્ણ વિવેચન', એટલા મુખ્ય વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આમાંનો દરેક વિષય ઘણો અગત્યનો છે. દરેક શિક્ષક એનું સપૂર્ણ મનન કરશે તો તેને ઘણો લાભ થયા વિના રહેશે નહિ. તેના જ્ઞાનમાં વધારો થશે અને તે શિક્ષણ આપવામાં આગળ કરતાં વધારે ફત્તેહમંદ થયા વિના રહેશે નહિ. આર્નોલ્ડના જીવનચરિત્ર ઉપરથી ઉત્તમ શિક્ષકમાં ક્યાં લક્ષણ આવશ્યક છે અને શિષ્યનાં મન કેવી રીતે આકર્ષી તેમનો પરિપૂર્ણ પ્રેમ અને પૂજ્યભાવ પ્રાપ્ત કરી શકાય તે સમજાશે. સામાન્ય રીતે શિક્ષકોનું લખાણ અશુદ્ધ અને અસ્પષ્ટ જોવામાં આવે છે. શબ્દો ગમે તેમ જોડી લખી લખાણ ઘણું ગુંચવણીઉં કરાય છે, તેમજ 'સ્થિતિ,' 'નીતિ,' 'નમ્રતા,' 'નિયમ' જેવા સાધારણ સંસ્કૃત શબ્દો જે વાચનમાળામાં તેમજ સાધારણ પુસ્તકોમાં પણ સામાન્ય રીતે વપરાતા હોવાથી પરિચિત હોવા જોઈએ તેવા શબ્દોની જોડણીમાં પણ ઘણી ભૂલો જોવામાં આવે છે. કૉલેજમાં વ્યુત્પત્તિ તેમજ સંસ્કૃત શિખવવામાં આવે છે, તોપણ એ વિષય પર દુર્લક્ષ જોવામાં આ-

લક્ષ આપે અને તેનું યોગ્ય મનન કરે તો તેમને ઘણો લાભ થયા વિના રહેજ નહિ; અને તેમને લાભ થાય એટલે તેમના શિષ્યનું તેઓ અધિક કલ્યાણ કરી શકે એ તો નિર્વિવાદ છે. વળી સર્વ પ્રકારના વાચકોને આ માસિકથી લાભ થાય એમ છે એ પણ નિઃસંશય છે. શાળાના વિષયોનાં વિવેચનથી સામાન્ય શિક્ષકોને પોતાના કામમાં મદદ મળે છે. ન્યાયશાસ્ત્ર જેવા પ્રૌઢ વિષયોથી તીવ્ર બુદ્ધિવાળા શિક્ષકોને રસ ઉત્પન્ન થશે. ભાષાના અભ્યાસકોને પ્રાકૃતવ્યાકરણના વિષયથી લાભ થશે. આમ સર્વ વાચકવૃન્દને કંઈ કંઈ પણ જ્ઞાનમાં વૃદ્ધિ કરનાર અને રસિક માલમ પડ્યા વિના રહેશે નહિ. પરંતુ આ બધો લાભ મળવા માટે શિક્ષકોએ આ માસિકનું પરિપૂર્ણ અધ્યયન અને મનન કરવું જોઈએ. આશા છે કે તેઓ તેમ કરવા ચૂકશે નહિ.

નવીન વર્ષમાં અમે એજ શૈલીએ ચાલ્યા જઈશું. શિક્ષણના વિષયો ચર્ચતા રહીશું, પ્રસંગે પ્રસંગે બોધ પણ આપતા રહીશું, નવીન શિક્ષણપદ્ધતિ ઉપર વિશેષ પ્રકાશ પાડતા રહીશું, ન્યાયશાસ્ત્ર, માનસશાસ્ત્ર અને કાવ્યશાસ્ત્રના પ્રૌઢ વિષયો ક્વચિત્ ક્વચિત્ દાખલ કરતા રહીશું; અને પ્રાકૃતવ્યાકરણ તેમજ અપભ્રંશપ્રકરણના વિષયો જારી રાખીશું. નવીન વર્ષમાં ઈશ્વર અમારા વાચકવર્ગમાં ઉદ્યોગવૃત્તિ પ્રેરે અને તેમની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક સંપત્તિમાં વૃદ્ધિ કરી તેમને ઐહિક અને આમુષ્મિક કલ્યાણ પ્રાપ્ત કરવા સમર્થ કરે એવી અમારી પરમકૃપાળુ પરમેશ્વર પ્રતિ પ્રાર્થના છે. તથાસ્તુ!

---

**બંગાળામાં જાહેર કેળવણી, સને ૧૯૦૩-૦૪ ના રિપોર્ટ પરથી—**

વસ્તી—પુરુષની સંખ્યા લગભગ ચાર કરોડ છે અને સ્ત્રીની સંખ્યા પણ લગભગ એટલીજ છે. કેળવણી લેનારા પુરુષો લગભગ પોણા બે કરોડ અથવા નિશાળે જવા યોગ્ય ઉમ્મરના પુરુષોમાંથી સેંકડે ૩૦ છે અને સ્ત્રી લગભગ દોઢ લાખ અથવા નિશાળે જવા યોગ્ય ઉમરની સ્ત્રીમાંથી સેંકડે લગભગ, ત્રણ છે.

# ગુજરાત શાળાપત્ર, પુસ્તક ૪૫ મું, સને ૧૯૦૬.

## અનુક્રમણિકા.

વિષય. પૃષ્ઠ.

વિષય. પૃષ્ઠ

કૉલેજની કેળવણી—૪૬ કૉલેજ છે, તેમાં ૮,૦૦૯ શિષ્ય છે. કુલ ખરચ લગભગ સાડા આઠ લાખ રૂપીઆ છે તેમાંથી લગભગ ચાર લાખ ફીમાંથી ઉપજે છે.

પરીક્ષાનાં પરીણામ—

| | | | | |
|---|---|---|---|---|
| એફ. એ. | ૩,૪૯૭ | માંથી | ૧,૧૯૮ | પાસ. |
| બી. એ. | ૨,૦૩૨ | ,, | ૨૯૫ | ,, |
| બી. એસ. સી. | ૧૪ | ,, | ૫ | ,, |
| એમ. એ. | ૨૦૦ | ,, | ૭૪ | ,, |
| બી. એલ. | ૬૨૦ | ,, | ૧૩૬ | ,, |
| એલ. એમ. ઍન્ડ એસ. | ૧૧૩ | ,, | ૫૯ | ,, |

હાઈ સ્કૂલની કેળવણી—

૫૬૫ હાઈ સ્કૂલો છે, તેમાં લગભગ સવા લાખ છોકરા શીખે છે. કુલ ખરચ લગભગ સાડી પચીસ લાખ રૂપીઆ થાય છે, તેમાંથી લગભગ અઢાર લાખ રૂપીઆ ફીમાંથી ઉપજે છે.

પ્રાથમિક કેળવણી—

૪૯,૧૦૦ છોકરાઓની નિશાળો છે, તેમાં લગભગ ૧૪ લાખ છોકરા ભણે છે. ખરચ લગભગ ૩૫ લાખ રૂપીઆ થાય છે. તેમાં ૧૫ા લાખ ફીમાંથી ઉપજે છે આ પ્રાથમિક શાળાઓ અને હાઈ સ્કૂલો વચ્ચે મિડલ સ્કૂલો છે, તેની સંખ્યા ૧,૯૦૦ છે. તેમાં લગભગ ૧૧ લાખ છોકરા શીખે છે.

ટ્રેનિંગ સ્કૂલો—૨૩ સરકારી છે. શિષ્યની સંખ્યા ૧,૨૭૮ છે અને ખરચ લગભગ ૧ લાખ રૂપીઆ થાય છે.

---

પટીઆલામાં સ્ત્રીકેળવણી—પટીઆલાના કેળવણી ખાતાના અમલદારોએ એક નવીન યોજના રચી છે પ્રતિષ્ઠિત પુરુષો પોતાની છોકરીઓને મોટી ઉમ્મરે નિશાળે મોકલવા ખુશી હોતા નથી, તેથી તેવી છોકરીઓને તેમને ઘેર કેળવણી મળે એવી યોજના ઘડી છે. અમુક શે-

રીની દશેક છોકરીઓ એક ઘેર એકઠી થાય એટલે તેમને માટે એક શિક્ષક નીમવામાં આવે છે; તે તેમને દરરોજ બે કલાક લખતાં, વાંચતાં અને સીવતાં શિખવે છે.

---

કિંડર્ગાર્ટનપદ્ધતિ—'સ્કૂલ જર્નલ' નામના પત્રમાંથી ૨ જી ઑક્ટોબર ૧૯૦૫ ના 'એડ્યુકેશનલ ટાઈમ્સ' નામના કૉલેજ ઑવ્ પ્રીસેપ્ટર્સના માસિક ચોપાનીઆમાં વિસ્કોન્સિનના વિશ્વવિદ્યાલયના શિક્ષણશાસ્ત્રના આચાર્ય ડૉક્ટર એમ. વી. ઓ'શીઆએ 'કિંડર્ગાર્ટનપદ્ધતિ પર ચાલતી ટીકા' નામના મથાળાથી કેટલાક વિચાર દર્શાવ્યા છે તે ઉપરથી જણાશે કે સુધરેલા પાશ્ચાત્ય દેશોમાં પણ હજી એ વિષે લોકોમાં ઘણા પરસ્પરવિરુદ્ધ વિચારો છે. भिन्नरुचिर्हि लोकः એ ન્યાય બીજી બાબતની પેઠે એમાં પણ લાગુ પડે છે. એ વિચારોનો સાર નીચે પ્રમાણે છેઃ—

### કેળવણીના વિષયોને લગતો સામાન્ય અનિશ્ચય.

કિંડર્ગાર્ટનથી તે યુનિવર્સિટિશિક્ષણ સુધી કેળવણીને લગતી એકે શાખા એવી નથી કે જેને વિષે હાલ ચર્ચા અને ટીકા થયા વગર રહેતી હોય. શિક્ષણક્રમ કે વ્યવસ્થાને લગતા કોઈ પણ અગત્યના પ્રશ્ન પર ગયાં દસ વર્ષમાં પક્ષ પડ્યા વિના રહ્યા નથી. બંને પક્ષોમાં વિદ્વાન્ અને સુપ્રસિદ્ધ પુરુષો છે. સુધારક પક્ષવાળાઓ, જેમની સંખ્યા દિનપર દિન વધતી જાય છે, તેઓ ચાલતી શિક્ષણશાસ્ત્રની કૃતિ અને નિયમોમાંનાં ઘણાખરાંને મધ્યયુગનાં કૃતિ અને નિયમો કહે છે અને તેથી પોતે અસંતુષ્ટ છે એમ દર્શાવે છે. એથી ઉલટું, સંરક્ષક પક્ષવાળાઓ દિલગીરી સાથે કહે છે કે આપણા પૂર્વજોની પદ્ધતિથી આપણે બહુ દૂર ચાલ્યા ગયા છીએ. શિક્ષણશાસ્ત્રની આવી દુર્દશા છે. સમકાલીન શાસ્ત્રીય વિચારની દૃષ્ટિથી જેઓ જુએ છે તેઓ કહે છે કે મનુષ્યમન વિષે ભૂલભરેલા વિચારો પર બંધારણ હોવાથી જૂના વખતથી ચાલ્યા આવતા ઘણા વિચારો ખોટા છે. સાહજિક અભિવૃદ્ધિ અને પરિણામ એ ન્યાયને અનુસરતા શિક્ષણશાસ્ત્રના વિચારોથી બધા વિષયોના શિક્ષણમાં ઉથલપાથલ થઈ રહી છે અને સુધારક પક્ષવાળાઓ ચાલતી પદ્ધતિથી અસંતુષ્ટ થાય તેમાં નવાઈ નથી. અર્વાચીન

શાસ્ત્રના પ્રકાશ પર પૂર્ણ શ્રદ્ધા હોવાથી સુધારકો ફેરફાર કર્યા વિના રહે-વાનાજ નથી અને સંરક્ષકો જૂની પદ્ધતિનાં વખાણો ગાયાં કરી હાલ કે-ળવણીની પડતી થાય છે એમ કહ્યા કરવાના.

## કિંડર્ગાર્ટન પદ્ધતિના પ્રતિપક્ષીઓએ દર્શાવેલા દોષો.

માત્ર કિંડર્ગાર્ટન પદ્ધતિનાજ દોષો પ્રતિપક્ષીઓ કાઢે છે એમ નથી. કેળવણીને લગતા અન્ય વિષયો પર પણ એવીજ સખતાઈથી ટીકા કરે છે. પણ કિંડર્ગાર્ટન પદ્ધતિ પરની તેમની ટીકા હાલ તરતનીજ હોવાથી આપણા મનમાં વધારે તાજી છે. મન્સ્ટર્બર્ગ અને બ્રિગ્સ જેવા સંરક્ષકો અને નિયામકો પ્રથમ તો એ પદ્ધતિ પર એવો દોષ મૂકે છે કે એ છોક-રાંને લાડ લડાવી તેમની દરેક વૃત્તિ સંતુષ્ટ કરવા જાય છે તેથી તેમનામાં ગુરુઓ, વડીલો અને અધિકારીઓ તરફ જેવો પૂજ્યભાવ હોવો જોઈએ તેવો આવતો નથી અને ઉદ્યોગ અને આત્મસંયમની ટેવો પડવી જોઇએ તેવી પડતી નથી. શિષ્યવર્ગ એમ સમજે છે કે શાળા અદ્ભુત ચમત્કારિક વાર્તાઓ અને ક્રીડાનું સ્થળ છે. કિંડર્ગાર્ટન શાળા છોડ્યા પછી પ્રાથમિક શાળામાં ઘણા સખત ઠપકા મળે છે ત્યારેજ તેઓ આવું સ્વાભાવિક ચાં-ચલ્ય નિયમિત કરી અઘરાં કામ કરવાની ટેવ પાડવાનું શીખે છે. કિંડર્ગાર્ટન-પદ્ધતિના પ્રતિપક્ષીઓ કહે છે કે કિંડર્ગાર્ટન શાળા છોડી પ્રાથમિક શાળામાં ગયલાં ઘણાં છોકરાં, ગમે તેમ કેળવાયલાં છોકરાં કરતાં નઠારી સ્થિતિમાં છે; કેમકે નિશાળમાં તેમની પોતાની ફરજ અને હક વિષે તેમનાં મનમાં ખોટા વિચારો દાખલ થયા છે. શિક્ષકે અમારી વૃત્તિઓને સાચવવી અને ખિલાવવી જોઈએ એમ તેઓ ધારી લે છે અને તેમને પાઠ કરવા આપે તો તેઓ સામા થાય છે. એમ પણ કહેવું જોઈએ કે આ બધા દોષોની પ્રતિષ્ઠિત શિક્ષકો ના પાડે છે. પરિણામ એ છે કે દરેક બાબતમાં કહે છે તેથી પુરાવો વિરુદ્ધ છે.

## દોષોની નિર્માલ્યતા.

કિંડર્ગાર્ટન પદ્ધતિથી ઉપર દર્શાવ્યા પ્રમાણે છોકરાં બગડે છે એનો ખાતરી કરે એવો પુરાવો નથી એ તો નક્કી છે. પ્રતિપક્ષીઓ માત્ર હાસ્ય

કરવાની પદ્ધતિ પર ભરોસો રાખે છે. કિંડર્ગાર્ટનની અમુક બાબતને હસી કાઢી એટલે તેઓ એમ સમજે છે કે આપણે એની વિરુદ્ધ આપણો પક્ષ પ્રતિપાદન કર્યો. જ્યારે જૂની પદ્ધતિવાળાઓ નવીન પદ્ધતિને અનુસરી શકતા નથી ત્યારે દરેક નવીન બાબતને તિરસ્કારી પોતાની અશક્તિમાં સંતોષ માને છે.

આ ઉપરથી એમ સમજવાનું નથી કે કિંડર્ગાર્ટનપદ્ધતિ પરની ટીકા નિરાધાર છે, પણ ટીકાકારો દોષ દર્શાવવામાં શાસ્ત્રીય રીતિ તરફ અનાદર દર્શાવે છે એજ લક્ષમાં લેવાનું છે. કિંડર્ગાર્ટન શાળાઓમાં બાળકો ઘણા સ્વતન્ત્ર હોય છે. તેમાંથી છૂટી પ્રાથમિક શાળામાં જાય છે ત્યાં નીરસ પદ્ધતિ જોઈ તેની સાથે ટેવાતાં કેટલોક વખત જવોજ જોઈએ એ તરત કળી શકાય એમ છે. જે પ્રાથમિક શાળામાં છોકરાં પર ઘણો અંકુશ હોય છે ત્યાં કિંડર્ગાર્ટન શાળાઓમાંથી આવેલાં છોકરાં શાન્ત રીતે બેસે, પાઠો શીખે અને કહ્યા પ્રમાણે કરે એમ થતાં વખત લાગે છે. પરંતુ જે પ્રાથમિક શાળામાં અંકુશ અને સખતાઈને બદલે યોગ્ય ચપળતા અને ઉત્સાહ જોવામાં આવે છે ત્યાં કિંડર્ગાર્ટનશિષ્ય અન્ય શિષ્ય કરતાં વિશેષ લાભ લેતો જોવામાં આવે છે. એનામાં બીજા શિષ્ય કરતાં ચપળતા અને જાતમહેનત પર વિશ્વાસ વિશેષ જોવામાં આવે છે.

## પ્રમાણભૂત વિચારનો અભાવ.

મારા અનુભવ પ્રમાણે જે છોકરાંને કિંડર્ગાર્ટનપદ્ધતિ બહુ રુચે છે તેમને પ્રાથમિક શાળાના અંકુશ અને નિયમથી કેટલીક વખત અતિશય કંટાળો આવે છે. હું જોઉં છું કે નિયામકો આ બાબતને કિંડર્ગાર્ટનપદ્ધતિનો દોષ સમજે છે, કેમકે તેઓ એમ સમજે છે કે જે રુચતું ન હોય તેવું પણ કરવાથીજ બાળકોનાં મનને કેળવણી મળે છે, અને માનસિક કેળવણી માટે એવાં અરુચિત કામો કરાવવાં આવશ્યક છે. હવે આ બાબત પર તકરાર કરવી નકામી છે. કોઈ પણ બાબત વિષે મનુષ્યના વિચારો વાદથી બદલી શકાતા નથી તમે જૂની પદ્ધતિના હિમાયતી હશો અને શિષ્યવર્ગ પાસે યાન્ત્રિક રીતે અતિશય કામ કરાવવાથી ઘણો લાભ થશે એમ મા-

નતા હશો તો તમે કિંડર્ગાર્ટનપદ્ધતિનો દોષ કાઢશો અને તેમ કરવામાં તમને જોઈએ એટલાં કારણો મળી આવશે; પણ જો તમે કુદરતના ન્યાયને અનુસરી વર્તનારા હશો અને કેળવણીના કામમાં રસિક રીતે કામ કરવાથી માનસિક શક્તિને લાભ થાય છે એવી તમારી શ્રદ્ધા હશે તો તમે કિંડર્ગાર્ટનનાં આધારભૂત તત્ત્વો સ્વીકારશો; પણ જેમનો મનુષ્યપ્રકૃતિ વિષે વિચાર તમારાથી વિરુદ્ધ હશે તેની તમે ખાતરી કરી તેના વિચારો ફેરવી શકશો નહિ. આ ગુંચવણભરેલા વિષય વિષે હાલ આપણે કંઈ સિદ્ધ કરી શકતા નથી. કિંડર્ગાર્ટનપદ્ધતિ પ્રમાણે શીખેલા બાળકને અન્ય પદ્ધતિ પ્રમાણે શીખેલા બાળક સાથે સરખાવતાં તેની બુદ્ધિ, મનોવૃત્તિ અને નીતિ બરોબર કેવા પ્રકારનાં છે તે વિષે આપણે કોઈ પ્રયોગો કર્યા નથી. મનુષ્યપ્રકૃતિ અને કેળવણી વિષે મારા મત પ્રમાણે એ બાબત પર વિચાર કરતાં મને એમ લાગે છે કે ડાહ્યા કિંડર્ગાર્ટનશિક્ષકના હાથ નીચે એક બે વર્ષ ગાળવાથી નિશ્ચિત લાભ થાય છે.

## સુધારાને માટે અવકાશ.

પણ કેટલીક કિંડર્ગાર્ટનને લગતી બાબતો ચર્ચાય છે તેમાં સુધારાનો અવકાશ છે એમ હું ધારું છું એ વાત મારે તરત કહેવી જોઈએ. દુનીઆના અનુભવમાં આવવાથી—મનુષ્ય અને પદાર્થનો સંસર્ગ થવાથી જે દુઃખ અને શિક્ષા કુદરતી પરિણામ તરીકે ઉદ્ભવ થવાનો સંભવ છે તેમાંથી કિંડર્ગાર્ટનશિક્ષક તેને બચાવવા ઇચ્છે છે અને પ્રયત્ન કરે છે. અર્થાત્, બાળકને પોતાની વૃત્તિ પ્રમાણેજ વર્ત્યા કરવા દેવું, એ બીજાના સંસર્ગમાં આવવાથી તેમની લાગણી દુખાય એવી રીતે વર્ત્તે કે પદાર્થો પર રુચે તેમ પ્રયોગ કરવાથી કંઈક અનિષ્ટ પરિણામ ઉપજે તોપણ બાળકને કંઈ કહેવું નહિ કે શિક્ષા કરવી નહિ, પણ તેને તેની સ્વાભાવિક વૃત્તિ પ્રમાણે આચરણ કરવા દેવું એમ તે સમજે છે. કિંડર્ગાર્ટનશિક્ષકને કોઈક વખત એવું શિખવવામાં આવે છે કે બાળક જન્મે છે ત્યારે ઈશ્વરનાજ હાથનું ઘડેલું હોવાથી તેનામાં દેવ અંશ છે અને તેની વૃત્તિ અને પ્રેરણાઓ પવિત્ર અને ધર્મી છે. આ કારણથી જો તેના અનુભવમાં પ્રેમ અને નરમાશજ આવે

અને કઠોરતા કે સખતાઈનો અંશ પણ આવે નહિ તો તેનો દૈવી અંશ પરિપૂર્ણ રીતે આવિર્ભાવ પામ્યા વિના રહે નહિ. કિંડર્ગાર્ટનશિક્ષક તેની લાગણી કોઈ પણ પ્રકારે દુખાય નહિ અને કોઈ પણ પ્રકારની કસોટીમાં આવવું ન પડે તેને માટે બહુ સાવધ રહે છે; પણ તે લવમાત્ર પણ વિચાર કરતો નથી કે એમ કરવાથી દુનીઆમાં મોટી ઉમ્મરે તેની વીટંબણામાં ઘણો વધારો થશે. મારા સમજવા પ્રમાણે મનુષ્યસ્વભાવ વિષે આધુનિક સર્વ શાસ્ત્રીય ગ્રન્થો એમ વર્ણવે છે કે બાળક જન્મે છે ત્યારે તેનામાં જે વૃત્તિ અને પ્રેરણા જોવામાં આવે છે તે બહુધા તેના પૂર્વજો પાસેથી તેને વારસામાં મળેલી હોય છે અને તે વૃત્તિ અને પ્રેરણા જેવી હોય છે તેવાજ સ્વરૂપમાં બાળકને લોકસમાજમાં રહેવાને લાયક કરતી નથી. અર્થાત્, સમાજમાં રહેવા યોગ્ય થાય તેને માટે તેને અંકુશમાં લાવી તેમાં ફેરફાર કરવાની જરૂર છે. આ ઉપરથી સમજાશે કે બાળકોની વૃત્તિઓ પર અંકુશ મૂકવો અને તેને નિયમિત કરવી એ પણ કેળવણીનુંજ કામ અને શિક્ષકનુંજ કર્તવ્ય છે. આ પ્રમાણે સામાજિક હિત અને વર્તન તેમજ નીતિના નિયમોને અનુસરીને બાળક વર્તે એવી રીતે તેની મનોવૃત્તિને અંકુશિત અને નિયમિત કરવાની જરૂર છે અને તે કામ જેમ અન્ય શિક્ષકનું છે તેમજ કિંડર્ગાર્ટનશિક્ષકનું પણ છે. પણ બાળકને કોઈ પણ પ્રકારનું દુઃખ કે શિક્ષા થયા વિના કે કસોટીમાં આવ્યા વિના આ પ્રકારનું વર્તન થાય એવી કોઈ વિદ્વાને યોજી કાઢેલી યોજના મારા જોવામાં આવેલી નથી. સમાજમાં કેવી રીતે વર્તવું એ બોધ કંઈ કષ્ટ સહન કર્યા વિના મળી શકતો નથી અને એ કષ્ટ સહન કરવાનો સમય જેમ દૂર કરીએ છીએ તેમ કષ્ટ વધતું સહન કરવું પડે છે. સમાજને અનુકૂળ ન પડે એવા વર્તન માટે જો બાળકને કિંડર્ગાર્ટનશાળામાં કદી પણ કંઈ પણ સહન ન કરવું પડે તો તેને ભવિષ્યમાં વ્યાજ સાથે સહન કરવાનો સંભવ રહેશે, અર્થાત્, તેની ભવિષ્યની પીડા અને વિટંબણામાં ઘણોજ વધારો થયા વિના રહેશે નહિ. સમાજ કે નીતિના નિયમોનો ભંગ કરવાથી બાળપણમાં જે શિક્ષા સહન કરવી પડે તે મોટપણે ઘણીજ લાભકારક થઈ પડે છે. જેમ રસી મુકાવવાથી ચેપી રોગોનો ઉદ્ભવ થતો અટકે છે તેમ આવી શિક્ષા બાળ-

પણમાં કરવાથી ભવિષ્યમાં ઘણાં અનિષ્ટ પરિણામ થતાં અટકે છે. એમ ન થાય તો દુર્વૃત્તિઓ રૂઢ થઈ જવાથી તેને કાબુમાં રાખવાનું કે તેનું ઉન્મૂલન કરવાનું કામ આગળ જતાં ઘણું વિકટ થઈ પડે છે. આ ઉપરથી સમજાશે કે બાળકની વૃત્તિઓને સામાજિક વર્તન માટે યોગ્ય કરવી, આપણી વૃત્તિ દુખાયાથી આપણું મન દુભાય છે તેવીજ રીતે આપણે પણ અન્યની વૃત્તિઓને દુખાવીએ તો તેમનું પણ દુભાય છે. અને અન્ય પુરુષોના હક પર તરાપ મારવાનો આપણને કંઈ હક નથી એમ બાળકોને સમજાતાં કરવાં, એ પણ કિંડર્ગાર્ટનશિક્ષકનું કર્ત્તવ્ય છે. અન્ય પુરુષોને સપડાવી કામ કાઢી લેવાની ગર્વિષ્ઠ વૃત્તિથી ઘણાં અનિષ્ટ પરિણામ નીપજે છે એમ બાળકોને સમજાવવું અને તેમનાં મનમાં બરોબર ઉતારવું એ પણ કિંડર્ગાર્ટનશિક્ષકનોજ ધર્મ છે.

## આધારભૂત વિચારો.

કિંડર્ગાર્ટનના કેટલાક આધારભૂત વિચારો પર હાલના કેટલાક પ્રસિદ્ધ કુદરતની પદ્ધતિને અનુસરીને કેળવણી આપવાની હિમાયત કરનારા વિદ્વાનો ઘણી સખત ટીકા કરે છે તે વિષે હવે હું મારા વિચાર દર્શાવું છું. કિંડર્ગાર્ટનપદ્ધતિ પર એવા દોષો મૂકવામાં આવે છે કે એ ગૂઢ અને કાલ્પનિક છે અને માનસિક શક્તિઓ કેવી રીતે ખીલે છે તેના ચોક્કસ અવલોકન ઉપર એ પદ્ધતિનું અંશે પણ બંધારણ નથી. આનું પરિણામ એ થયું છે કે કૃત્રિમ પદ્ધતિ અને સાધનો કિંડર્ગાર્ટનમાં દાખલ થયાં છે. સાક્ષાત્ કુદરતનું અવલોકન કરાવી સંસર્ગમાં લાવી લાભ મેળવવાને બદલે બાળકને બક્ષીસોથી રમાડવામાં આવે છે. મારા વિચાર પ્રમાણે ઘણી કિંડર્ગાર્ટનશાળાને આ સામાન્ય ટીકા યોગ્ય છે. પ્રત્યક્ષ પદાર્થને બદલે તેનાં ચિહ્નો કે આકારોથી બાળકોને કેળવણી આપવા પ્રયાસ કરવો એ નિષ્ફળ છે, એ મનુષ્યમન કેવી રીતે સામાજિક સ્થિતિને અનુકૂળ થાય છે તે સંબંધી આપણા સર્વ જ્ઞાનથી તેમજ અનુભવથી આપણને માલુમ પડે છે. આવાં કૃત્રિમ પદાર્થોના સંસર્ગમાં રાખી બાળકનો વખત નકામો ગાળવાને બદલે ખરી દુનીઆના જે ખરા પદાર્થોના સંબંધમાં બાળક આવે છે તેનું

પ્રસક્ષ જ્ઞાન કરાવવામાં, એ વખત કાઢવો એ વધારે લાભકારક છે એ દેખીતુંજ છે. બક્ષીસોનો ઉપયોગ બાળકોની યોજક અને ઉત્પાદક શક્તિની ચપળતા વધારવા માટે કરવામાં આવે તોપણ એ કામ થોડે કે ઘણે અંશે કૃત્રિમ અને નકામું થવાનો સંભવ છે. કિંડર્ગાર્ટનની બહાર બાળકનું કુદરતી ચાંચલ્ય વૃદ્ધિ પામવાનો અને વધારે સફળ અને અસરકારક થવાનો સંભવ છે. ચાર વર્ષની ઉમ્મરનાં બાળકમાં જેથી વિશેષ ચપળતા જોવામાં આવે એવી ચપળતા છ વર્ષનાં બાળકમાં લાવવા કૃત્રિમ યોજનાઓ યોજાતી મેં જોઈ છે. એ સાદું અને યાન્ત્રિક કામ તેઓ કરતા હોય તેથી જે પ્રકારે બુદ્ધિ ખીલે એમ હોય તે કરતાં તો તેની બુદ્ધિ વિશેષ બુદ્ધિ પામી ચૂકી હોય છે. આ વાંધો બધી કિંડર્ગાર્ટનશાળાઓને લાગુ પડતો નથી એ તો મારી ખાતરી છે; પણ મને એમ લાગે છે કે એક તરફથી જેમ બાળકની ચપળતા અને બીજી વૃત્તિઓ પ્રેરવા માટે આવા ઉદ્યોગોની જરૂર અને શક્યતાની યોગ્ય છે તેથી ઓછી કદર જાણવામાં આવે છે તેમ બીજી તરફની તરુણ મનની સામાન્યપૃથક્કરણ–વર્ગીકરણ કરવાની શક્તિ વિષે જોઈએ તેથી વધારે ઊંચો વિચાર બાંધવામાં આવ્યો છે. આનું પરિણામ એ થયું છે કે પાંચ કે છ વર્ષના સાધારણ શક્તિવાળા બાળકને માટે કેટલીક કિંડર્ગાર્ટન રીતો બરોબર અનુકૂળ નથી.

## સુધારાનો આરંભ થઈ ચૂક્યો છે.

પણ હું ધારૂં છું કે કિંડર્ગાર્ટનમાં જે સુધારા કરવા આવશ્યક છે તે કરવા માટે ઉપાયો યોજવા મંડાયા છે, તેથી તે થવાનો ઘણો સંભવ છે. સામાન્ય રીતે એ સુધારાથી કિંડર્ગાર્ટનનું કામ કુદરતને વિશેષ અનુસરતું અને શાળાની બહાર બાળકને જે જીવન નિર્ગમન કરવાનું છે તેને વિશેષ અનુકૂળ થાય એવું થવું જોઈએ. ભાષાસંબંધી પ્રાવીણ્ય જેથી મળે એવી કેળવણી આપવાના કામ સાથે કિંડર્ગાર્ટન પદ્ધતિ નીસબત રાખતી નથી તેથી બાળકની કુદરતી ચપળતા માટે સાધનો પૂરાં પાડવા માટે તે ખાસ

રીતે મુક્ત થવી જોઈએ. તેની ઉત્પાદકશક્તિ અને રમત રમવાની ચપળતા પ્રેરાય એવી તેને સૂચના મળવી જોઈએ કે તેથી તેનામાં કામ અમલમાં લાવવાની શક્તિ, આત્મસંયમ અને સમાજમાં કામ કરવાની શક્તિ વધતાં જાય. મેં કહ્યું છે તેમ હાલ પણ કિંડર્ગાર્ટન એ પ્રકારનું ઘણું કામ કરે છે, પણ ફ્રોબેલની ફિલસુફી સામાન્ય રીતે જેમ સમજવામાં આવે છે તેમ બાળકની સ્વાભાવિક વૃત્તિને અંકુશમાં લાવી સમાજમાં ભળવાને માટે તેને બરોબર રીતે યોગ્ય કરતી નથી તેમ થવાને બદલે તેને સામાજિક વર્તન માટે વિશેષ અનુકૂળ કરવા પર તેનું બંધારણ થવું જોઈએ.

## કિંડર્ગાર્ટનશિક્ષકની કેળવણી.

કિંડર્ગાર્ટનશિક્ષકની કેળવણી પર સાંપ્રત કાળમાં જે ટીકા કરવામાં આવે છે તેને માટે કંઈક કહેવાની જરૂર છે. એ શિક્ષકોની બુદ્ધિની શક્તિ બહુ ઓછી કેળવાયલી હોય છે અને લાગણી બહુ પ્રેરાયલી હોય છે એવો સામાન્ય વિચાર વિદ્વાનોમાં પ્રચાર પામેલો છે. કહે છે કે બુદ્ધિના સામાન્ય વિષયો—ગણિત, ઇતિહાસ, ભાષા અને વિદ્યાના વિષયોમાં તેઓ છેક અપૂર્ણ હોય છે. મનુષ્યના મનને કેળવવું એવું જે દુનીઆમાં ઘણુંજ ગુંચવણભરેલું કામ તેનો અભ્યાસ કરવા માટે જે શક્તિની જરૂર છે તેનાં તેમનામાં બીજ રોપાયાં નથી. પરિણામ એ થાય છે કે બાળકનો ખરો સ્વભાવ અને તેને જે પ્રકારની કેળવણીની જરૂર છે તેનું તેમને ઘણુંજ ઉપલકીઉં જ્ઞાન હોય છે. રૂઢ થયલા પારિભાષિક શબ્દો અને વાક્યો તેઓ જાણે છે પણ સ્થિતિને અનુસરીને તેનો ઉપયોગ કરી શકતા નથી. કિંડર્ગાર્ટનશિક્ષકમાં પોતાનું ખાસ કામ કરવાની સામાન્ય શક્તિ હોય છે એમ તો સાધારણ રીતે કબુલ કરવામાં આવે છે; પરંતુ એ શક્તિમાં સ્થિતિને અનુસરીને તેઓ ફેરફાર કરી શકતા નથી. આ બાબતમાં ધીમે ધીમે સુધારો થાય છે. કેટલીક ટ્રેનિંગ સ્કૂલોમાં કિંડર્ગાર્ટનના સિદ્ધાન્ત અને કૃતિના જ્ઞાનનો પાયો બરોબર રચવા માટે માનસશાસ્ત્ર અને પ્રાણિવિદ્યાનની યોગ્ય કેળવણી આપવામાં આવે છે.

---

# પંચાંગ.

## ઇસ્વી સન ૧૯૦૬, સંવત્ ૧૯૬૨-૬૩.

| | જાન્યુઆરી. | | ફેબ્રુઆરી. | | માર્ચ. | | એપ્રિલ. | | મે. | | જૂન. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | પોસ-માહ. | | માહ-ફાગણ. | | ફાગણ-ચૈત્ર. | | ચૈત્ર-વૈશાખ. | | વૈશાખ-જેઠ. | | જેઠ-અષાડ. | |
| તારીખ. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. |
| ૧ | ૬ | સો. | ૮ | ગુ. | ૬ | ગુ. | ૭ | ર. | ૭ | મં. | ૯ | શુ. |
| ૨ | ૭ | મં. | ૯ | શુ. | ૭ | શુ. | ૮ | સો. | ૮ | બુ. | ૧૦ | શ. |
| ૩ | ૮ | બુ. | ૯ | શ. | ૮ | શ. | ૯ | મં. | ૯ | ગુ. | ૧૧ | ર. |
| ૪ | ૯ | ગુ. | ૧૦ | ર. | ૯ | ર. | ૧૦ | બુ. | ૧૧ | શુ. | ૧૨ | સો. |
| ૫ | ૧૦ | શુ. | ૧૧ | સો. | ૧૦ | સો. | ૧૧ | ગુ. | ૧૨ | શ. | ૧૩ | મં. |
| ૬ | ૧૧ | શ. | ૧૨ | મં. | ૧૧ | મં. | ૧૨ | શુ. | ૧૩ | ર. | ૧૫ | બુ. |
| ૭ | ૧૨ | ર. | ૧૩ | બુ. | ૧૨ | બુ. | ૧૩ | શ. | ૧૪ | સો. | ૧ | ગુ. |
| ૮ | ૧૩ | સો. | ૧૪ | ગુ. | ૧૩ | ગુ. | ૧૪ | ર. | ૧૫ | મં. | ૨ | શુ. |
| ૯ | ૧૪ | મં. | ૧૫ | શુ. | ૧૪ | શુ. | ૧૫ | સો. | ૧ | બુ. | ૩ | શ. |
| ૧૦ | ૧૫ | બુ. | ૧ | શ. | ૧૫ | શ. | ૧ | મં. | ૨ | ગુ. | ૪ | ર. |
| ૧૧ | ૧ | ગુ. | ૨ | ર. | ૧ | ર. | ૨ | બુ. | ૩ | શુ. | ૫ | સો. |
| ૧૨ | ૨ | શુ. | ૩ | સો. | ૨ | સા. | ૪ | ગુ. | ૪ | શ. | ૬ | મં. |
| ૧૩ | ૩ | શ. | ૪ | મં. | ૩ | મં. | ૫ | શુ. | ૫ | ર. | ૭ | બુ. |
| ૧૪ | ૪ | ર. | ૬ | બુ. | ૪ | બુ. | ૬ | શ. | ૬ | સો. | ૮ | ગુ. |
| ૧૫ | ૫ | સો. | ૭ | ગુ. | ૫ | ગુ. | ૭ | ર. | ૮ | મં. | ૯ | શુ. |
| ૧૬ | ૬ | મં. | ૮ | શુ. | ૬ | શુ. | ૮ | સો. | ૯ | બુ. | ૧૦ | શ. |
| ૧૭ | ૭ | બુ. | ૯ | શ. | ૭ | શ. | ૯ | મં. | ૧૦ | ગુ. | ૧૧ | ર. |
| ૧૮ | ૮ | ગુ. | ૧૦ | ર. | ૮ | ર. | ૧૦ | બુ. | ૧૧ | શુ. | ૧૨ | સો. |
| ૧૯ | ૯ | શુ. | ૧૧ | સો. | ૯ | સો. | ૧૧ | ગુ. | ૧૧ | શ. | ૧૩ | મં. |
| ૨૦ | ૧૦ | શ. | ૧૨ | મં. | ૧૧ | મં. | ૧૨ | શુ. | ૧૨ | ર. | ૧૪ | બુ. |
| ૨૧ | ૧૨ | ર. | ૧૩ | બુ. | ૧૨ | બુ. | ૧૩ | શ. | ૧૩ | સો. | ૩૦ | ગુ. |
| ૨૨ | ૧૩ | સો. | ૧૪ | ગુ. | ૧૩ | ગુ. | ૧૪ | ર. | ૧૪ | મં. | ૧ | શુ. |
| ૨૩ | ૧૪ | મં. | ૩૦ | શુ. | ૧૪ | શુ. | ૩૦ | સો. | ૩૦ | બુ. | ૨ | શ. |
| ૨૪ | ૩૦ | બુ. | ૧ | શ. | ૩૦ | શ. | ૧ | મં. | ૧ | ગુ. | ૨ | ર. |
| ૨૫ | ૧ | ગુ. | ૨ | ર. | ૧ | ર. | ૨ | બુ. | ૨ | શુ. | ૩ | સો. |
| ૨૬ | ૨ | શુ. | ૩ | સો. | ૨ | સો. | ૩ | ગુ. | ૩ | શ. | ૪ | મં. |
| ૨૭ | ૩ | શ. | ૪ | મં. | ૨ | મં. | ૪ | શુ. | ૪ | ર. | ૫ | બુ. |
| ૨૮ | ૪ | ર. | ૫ | બુ. | ૩ | બુ. | ૫ | શ. | ૫ | સો. | ૭ | ગુ. |
| ૨૯ | ૫ | સો. | | | ૪ | ગુ. | ૬ | ર. | ૬ | મં. | ૮ | શુ. |
| ૩૦ | ૬ | મં. | | | ૫ | શુ. | ૬ | સો. | ૭ | બુ. | ૯ | શ. |
| ૩૧ | ૭ | બુ. | | | ૬ | શ. | | | ૮ | ગુ. | | |

| તારીખ. | જુલાઈ. | | ઑગસ્ટ. | | સપ્ટેમ્બર. | | ઑક્ટોબર. | | નવેમ્બર. | | ડીસેમ્બર. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | અષાડ–શ્રાવણ. | | શ્રાવણ–ભાદરવો. | | ભાદરવો–આસો. | | આસો–કાર્તિક. | | કાર્તિક–માગશર. | | માગશર–પોષ. | |
| | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. |
| ૧ | ૧૦ | ર. | ૧૨ | બુ. | ૧૩ | શ. | ૧૪ | સો. | ૧૫ | ગુ. | ૧ | શ. |
| ૨ | ૧૧ | સો. | ૧૩ | ગુ. | ૧૫ | ર. | ૧૫ | મં. | ૧ | શુ. | ૨ | ર. |
| ૩ | ૧૨ | મં. | ૧૪ | શુ. | ૧ | સો. | ૧ | બુ. | ૨ | શ. | ૨ | સો. |
| ૪ | ૧૩ | બુ. | ૧૫ | શ. | ૨ | મં. | ૨ | ગુ. | ૩ | ર. | ૩ | મં. |
| ૫ | ૧૪ | ગુ. | ૧ | ર. | ૩ | બુ. | ૩ | શુ. | ૪ | સો. | ૪ | બુ. |
| ૬ | ૧૫ | શુ. | ૨ | સો. | ૪ | ગુ. | ૪ | શ. | ૫ | મં. | ૫ | ગુ. |
| ૭ | ૧ | શ. | ૩ | મં. | ૪ | શુ. | ૫ | ર. | ૬ | બુ. | ૬ | શુ. |
| ૮ | ૨ | ર. | ૪ | બુ. | ૫ | શ. | ૬ | સો. | ૭ | ગુ. | ૭ | શ. |
| ૯ | ૪ | સો. | ૫ | ગુ. | ૬ | ર. | ૭ | મં. | ૮ | શુ. | ૮ | ર. |
| ૧૦ | ૫ | મં. | ૬ | શુ. | ૭ | સો. | ૮ | બુ. | ૯ | શ. | ૯ | સો. |
| ૧૧ | ૬ | બુ. | ૭ | શ. | ૮ | મં. | ૮ | ગુ. | ૧૦ | ર. | ૧૦ | મં. |
| ૧૨ | ૭ | ગુ. | ૮ | ર. | ૯ | બુ. | ૯ | શુ. | ૧૧ | સો. | ૧૧ | બુ. |
| ૧૩ | ૮ | શુ. | ૯ | સો. | ૧૦ | ગુ. | ૧૦ | શ. | ૧૨ | મં. | ૧૨ | ગુ. |
| ૧૪ | ૯ | શ. | ૧૦ | મં. | ૧૧ | શુ. | ૧૧ | ર. | ૧૩ | બુ. | ૧૪ | શુ. |
| ૧૫ | ૯ | ર. | ૧૧ | બુ. | ૧૨ | શ. | ૧૨ | સો. | ૧૪ | ગુ. | ૩૦ | શ. |
| ૧૬ | ૧૦ | સો. | ૧૨ | ગુ. | ૧૩ | ર. | ૧૩ | મં. | ૩૦ | શુ. | ૧ | ર. |
| ૧૭ | ૧૧ | મં. | ૧૩ | શુ. | ૧૪ | સો. | ૩૦ | બુ. | ૧ | શ. | ૨ | સો. |
| ૧૮ | ૧૨ | બુ. | ૧૩ | શ. | ૩૦ | મં. | ૧ | ગુ. | ૨ | ર. | ૩ | મં. |
| ૧૯ | ૧૩ | ગુ. | ૧૪ | ર. | ૧ | બુ. | ૨ | શુ. | ૩ | સો. | ૪ | બુ. |
| ૨૦ | ૧૪ | શુ. | ૩૦ | સો. | ૨ | ગુ. | ૩ | શ. | ૫ | મં. | ૫ | ગુ. |
| ૨૧ | ૩૦ | શ. | ૨ | મં. | ૩ | શુ. | ૪ | ર. | ૬ | બુ. | ૬ | શુ. |
| ૨૨ | ૧ | ર. | ૩ | બુ. | ૪ | શ. | ૫ | સો. | ૭ | ગુ. | ૭ | શ. |
| ૨૩ | ૨ | સો. | ૪ | ગુ. | ૫ | ર. | ૬ | મં. | ૮ | શુ. | ૮ | ર. |
| ૨૪ | ૩ | મં. | ૫ | શુ. | ૭ | સો. | ૭ | બુ. | ૯ | શ. | ૯ | સો. |
| ૨૫ | ૪ | બુ. | ૬ | શ. | ૮ | મં. | ૮ | ગુ. | ૧૦ | ર. | ૧૦ | મં. |
| ૨૬ | ૫ | ગુ. | ૭ | ર. | ૯ | બુ. | ૯ | શુ. | ૧૧ | સો. | ૧૧ | બુ. |
| ૨૭ | ૬ | શુ. | ૮ | સો. | ૧૦ | ગુ. | ૧૦ | શ. | ૧૨ | મં. | ૧૨ | ગુ. |
| ૨૮ | ૭ | શ. | ૯ | મં. | ૧૧ | શુ. | ૧૧ | ર. | ૧૩ | બુ. | ૧૩ | શુ. |
| ૨૯ | ૮ | ર. | ૧૦ | બુ. | ૧૨ | શ. | ૧૨ | સો. | ૧૪ | ગુ. | [illegible] | શ. |
| ૩૦ | ૯ | સો. | ૧૧ | ગુ. | ૧૩ | ર. | ૧૩ | મં. | ૧૫ | શુ. | ૧૫ | ર. |
| ૩૧ | ૧૧ | મં. | ૧૨ | શુ. | | | ૧૪ | બુ. | | | ૧ | સો. |

## સાહિત્યપરિષદ્‌માં રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે 'વાગ્વ્યાપાર' વિષે વાંચેલો નિબંધ.

વાણીનું યંત્ર મુખ છે. એ યંત્રમાંથી અનેક ઉચ્ચાર નીકળે છે. એ બીજભૂત ઉચ્ચારોમાંથી કેટલાકને આપણે સ્વર ને કેટલાકને વ્યંજન કહીએ છીએ. સ્વરો હ્રસ્વદીર્ઘ–ગુણવૃદ્ધિ–સંવૃતવિવૃત પ્રક્રિયાને લીધે પરસ્પર વધતો ઓછો સંબંધ ધરાવતા અને એકબીજાથી જૂદા પડતા આપણે જોઈએ છીએ. વળી વ્યંજનમાં પણ એકજ વર્ગમાં ભેદ અને [1]સાદૃશ્યનું [2]તારતમ્ય છે. આ બીજભૂત ઉચ્ચારો કેવા વાગ્વ્યાપારથી બોલાય છે, તેઓની વચ્ચે કેવો સૂક્ષ્મ સંબંધ છે, તથા તે તે વિધાન વાણીના સ્વાભાવિક વ્યાપાર હોઈ ભાષાના વિકાસમાં કેવાં વારંવાર દેખા દે છે–તેનું સહજ નિરૂપણ કરવા પ્રયત્ન કરીએ.

આપણી ઉચ્ચારમાળાનો આદિભૂત ઉચ્ચાર અ છે તે, વાણીના પ્રવાહનું મૂળ ગળું, તેમાંથી બોલાય છે; ને તે બોલતાં મુખ મધ્યમ રીતે પહોળું રહે છે. અકારનો ઉચ્ચાર કરવામાં માત્ર કંઠનો જ વ્યાપાર છે. શ્વાસક્રિયાના પ્રાણવાયુના સંઘટ્ટનથી કંઠવીણામાંથી ઊઠતો ધ્વનિ કંઠ્ય વિધાનના સંસ્કારે અકારરૂપે બહાર પડે છે. એ રીતે અકાર કેવળ કંઠ્ય ઉચ્ચાર છે, તે હ્રસ્વ એટલે ટુંકો છે.

વાણીના વિકાસમાં સ્થાનની અનુકૂળતાથી સ્થાનાંતરવિધાન સ્વાભાવિક રીતે પ્રવર્તે છે. હવે કંઠ્ય ઉચ્ચારનું સ્થાન કંઠ એટલે જીહ્વામૂળ તે અને તાલવ્ય ઉચ્ચારનું સ્થાન તાલુ સમસૂત્ર સામસામે છે. વળી કંઠ્ય અને ઓષ્ઠ્ય ઉચ્ચાર કરતાં ગળાની બારી અને ઓઠની પોલ બરાબર સામે આવે છે. આ અનુકૂળતાને લીધે ઉક્ત સ્થાનાંતરવિધાનથી કંઠ્ય અનો અનુક્રમે તાલવ્ય ઇ–અને ઉ ઉદ્ભવે છે. વાણીનો આ સ્વાભાવિક વ્યાપાર અત્યારે પણ પ્રવર્તતો [3]શ્રુતિગોચર થાય છે. તેને અન્વયે સં. સવર્ક્ તે લવિંક્, સં. જનની તે જનુની, આ. શલવાર–ફા. સિરવાલ તે સુરવાલ આપણી બોલીમાં બોલાય છે. સંસ્કૃતમાં √કૃ ઉપરથી ચિકીર્ષા આદિ દૃષ્ટાંતમાં કંઠ્ય વ્યંજનનો તાલવ્ય આદેશ થાય છે, તે એ જ વ્યા-

---

૧ મળતાપણું. ૨ વધતાઓછાપણું. ૩ સાંભળવામાં આવતો, કાને પડતો.

પારનું ફળ છે. વળી સં. ગો–ગૌસ્, ગ્રાસ્ વગેરે શબ્દમાં સંસ્કૃત કંઠ્ય વ્યંજન લાટિનમાં ઓષ્ઠ્ય રૂપે દેખા દે છે, તેમાં પણ એના એ વ્યાપારની પ્રવૃત્તિ છે.

અકાર, ઇકાર ને ઉકારનાં ઉચ્ચારસ્થાન આ રીતે ભિન્ન છે. પરંતુ તેઓ એક વિષયમાં સમાનતા ધરાવે છે–ત્રણે હ્રસ્વ સ્વર છે. એ સમાનતાને લીધે એકનું બીજામાં આપોઆપ ૧પરિવર્તન થાય છે:–જેમકે સં. કદાચન–પ્રા. કુદાયન, સં. √ક્ષુ–ગૂ. √છીંક, ફા. સરપેચ–ગૂ. સિરપેચ, સં. ઇષુકારઃ–પ્રા. ઉસુકારો, સં. √ચિ–ચિનુ–ગૂ. √ચણ, સં. √લૂ–લૂતા–ગૂ. √લણ ઇ. ઇ.*

હ્રસ્વ અ ઇ ઉ લંબાવવાથી આ ઈ ઊ એ દીર્ઘ સ્વર પ્રગટે છે. દીર્ઘ સ્વરની ઉત્પત્તિમાં કારણભૂત વ્યાપાર તે વિલંબનવિધાન. હ્રસ્વ સ્વરની પેઠે દીર્ઘતાના સમાન ધર્મને અવલંબીને દીર્ઘ સ્વરની પણ માંહોમાંહિ ફેરફારી થાય છે. જુઓ સં. ભૂયઃ–પ્રા. ભીયો; જુઓ વળી ગૂ. ખૂંટો–ખીંટી, જૂઠો–અજીઠું, કીટ–કાટ ઇ. વખતે દીર્ઘ સ્વરને સ્થાને સંધિસ્વર પણ ગુરુતાના સમાન ધર્મને લીધે થાય છે; જેમકે સં. વાલુકા–ગુ. વેળુ, સં. માત્રા–ગૂ. મોટ, ગૂ. બરાબર–બરોબર, ખરાખર–ખરેખર–ખરોખર, ઢાર મારવું–ઢેર મારવું–ઢોર મારવું. વિલંબનવિધાન એ પણ વાણીનો એક સ્વાભાવિક વ્યાપાર છે, તે આપણી બોલીમાં સં. અધીન ને ઠામે આધીન, સં. પટલ પ્રા. પડલ ને ઠામે, ગુ. પડાળ, સં. રતન ને ઠામે થાન, સં. ખનિ પ્રા. ખાણી ને ઠામે, ગૂ. ખાણ વગેરેમાં મળી આવે છે. જૂની ગૂજરાતીમાં સપ્તમ્યંત નામ સાથે સંબદ્ધ નામનો છઠ્ઠી સાથે સાતમીનો પ્રત્યય નિ છે, તે સપ્તમ્યંત નામ હાલ એકારાંત થઈ નામયોગી અવ્યય બની જતાં છઠ્ઠીસાતમીનો સંયુક્ત નિ પ્રત્યય **ની** રૂપે દેખા દે છે, તે પણ વિલંબન વ્યાપારનું કાર્ય છે. ઉદા. સં. રામસ્ય પાર્શ્વે–જૂ. ગુ. રામનિ પાસિ–ગૂ. રામ**ની** પાસે. પંચમીના પ્રત્યય તરીકે ઓળખાતા થી પ્રત્યયનો અંત્ય ઈકાર પણ વિલંબનવિધાનનું ફળ છે. ત્યમ વળી 'જતી વખતે' વગેરેમાં વર્તમાનકૃદંતને અંતે આવનાર ઈકાર પણ વિલંબનવિધાનથી ઉત્પન્ન થયેલ

---

૧ બદલાવું તે. *જુઓ વળી √છણ–√છિણ, મગજી–મુગજી જેવાં બેવડાં રૂપો.

છે; પરંતુ તે વિવેક ભૂલી આપણે અત્યારે અંત્ય દીર્ઘ ઈકારમાં સ્ત્રીપ્રત્યયના ભ્રમથી વખતને નારીજાતિ નામ તરીકે પ્રયોજીએ છીએ.

[1]મૂલપ્રકૃતિરૂપ કંઠ્ય સ્વર અને વિકૃતિરૂપ તાલવ્ય તથા ઓષ્ઠ્ય [2]સ્વરમાંથી એકાર ઓકાર અનુક્રમે ઉદ્ભવે છે. એ પ્રત્યેકના [3]પ્રાકટ્યમાં [4]પરભાગસ્થ વિકૃતિસ્વરનું પ્રાધાન્ય છે. [5]અભ્યાસભૂત કંઠ્ય સ્વર પ્રધાનભૂત તાલવ્ય ને ઓષ્ઠ્ય સ્વરોની અપેક્ષાએ ગુણીભૂત છે. ગૌણ અભ્યાસના ઊમેરણને લીધે આ નવા વ્યાપારને ગુણવિધાન નામ આપીએ છીએ. તાલવ્ય અને ઓષ્ઠ્ય સ્વરમાં કંઠ્ય સ્વર એકવાર [6]અભ્યસ્ત થવા ઉપરાંત બીજીવાર અભ્યસ્ત થયાથી બીજું જોડકું ઐકાર ઔકારનું પ્રગટે છે. એના [7]આવિર્ભાવમાં કંઠ્ય સ્વરનો અભ્યાસરૂપે ફરી વધારો થાય છે તે કારણથી વાગ્વ્યાપાર વૃદ્ધિવિધાન [8]સંજ્ઞાને પાત્ર થાય છે. આ રીતે ( અ કે આ ) + ( ઇ કે ઈ ) ને ( ઉ કે ઊ ) = એ ને ઓ એ ગુણવિધાનનું, અને ( અ કે આ ) + { ( અ કે આ ) + ( ઇ કે ઈ ) } ને { ( અ કે આ ) + ( ઉ કે ઊ ) } = ઐ ને ઔ એ વૃદ્ધિવિધાનનું સમીકરણ બંધાય છે અને ગુણ વૃદ્ધિ તે તાલવ્ય અને ઓષ્ઠ્ય સ્વરમાં [9]અસવર્ણ કંઠ્યસ્વરનું એકવારનું અને વધારા ખાતે બીજી વારનું ઊમેરવાનું કે જોડાવું છે.

છેલ્લા કહેલા બે વ્યાપાર સ્થાનાંતરવિધાન અને વિલંબનવિધાનની પેઠે વાણીના સ્વાભાવિક વ્યાપાર છે, એ ભાષાના વિકાસમાં ગોચર થાય છે. બન્ને વ્યાપારો સંસ્કૃતમાં પૂર્ણ બળે પ્રવર્ત્તે છે; જેમકે √દિશ્–દેશ–દૈશિક, √ઉષ્–ઓષધિ–ઔષધ. ગુજરાતીમાં તત્સમ શબ્દમાંજ વૃદ્ધિવિધાન શ્રુતિગોચર થાય છે, જેમકે નીતિ–નૈતિક, બુદ્ધ–બૌદ્ધ. તદ્ભવ શબ્દોમાં તો માત્ર ગુણસ્વર થાય છે; જેમકે √ક્ષુર્–√હોર, દુઃખ–દોહલું, કૂટ–ખોટું, √નિભિ–મેલ. વૃદ્ધિસ્વર માત્ર સં. ઊધસ્ ઉપરથી થનારા ઔ શબ્દમાં શ્રવણગોચર છે અને સઉ–સૌ, બાઉ–બૌ, બાઇ–બૈ, સઇ–સૈ જેવા બેવડાં રૂપમાં સંભળાય છે. ( અપૂર્ણ )

---

૧ બીજભૂત. ૨ ઇકાર.ઈકાર અને ઉકાર ઊકાર. ૩ ઉત્પત્તિ.
૪ એ–ઓના પાછલા અંશ જે ઇકાર કે ઈકાર અને ઉકાર કે ઊકાર.
૫ Augment. ૬ Augmented. ૭ ઉત્પત્તિ. ૮ નામ.
૯ ભિન્ન સ્થાનનો.

# શિક્ષકવર્ગને પૂછેલું પ્રશ્નપત્ર. ઇ. સ. ૧૯૦૫.

## શિક્ષણશાસ્ત્ર.

૧. માનસશાસ્ત્ર અને ન્યાયશાસ્ત્રને શિક્ષણશાસ્ત્ર સાથે કેવો સંબંધ છે અને એ વિષયો વિષે તમને મળેલા શિક્ષણથી તમને શા લાભ થયા તેનું વિવેચન કરો. ૧૨

૨. સંયોગીકરણ અને પૃથક્કરણની પદ્ધતિ ન્યાયના કયા બે પ્રકારોને કેવી રીતે મળતી આવે છે તે દૃષ્ટાન્તસહિત પ્રતિપાદન કરો: ૧૦

૩. ઇતિહાસના શિક્ષકમાં કયા ગુણો આવશ્યક છે? એ વિષયનું શિક્ષણ કેવી રીતે ફળીભૂત કરી શકાય? ૯

૪. ભૂગોળ શિખવવાની જૂની અને નવી પદ્ધતિનું તારતમ્ય કરો. ૧૦

૫. કિંડર્ગાર્ટનપદ્ધતિનું રહસ્ય જે સમજ્યા હો તે લખો. ૧૦

૬. સ્નેહમંદ અને શિષ્યપ્રિય શિક્ષક થવા માટે શા શા ઉપાયો યોજશો? નીતિ અને સારી ટેવનું શિક્ષણ કેવી રીતે આપશો? સ્મરણશક્તિ ક્યારે ને કેવી રીતે કેળવવી તે વિષે તમારા વિચારો લખો. ૧૨

૭. 'પર્વત' કે 'પવન' વિષે પાંચમા ધોરણમાં આપવાના પાઠની સંક્ષિપ્ત નોંધ તૈયાર કરો. ૧૨

૮. નીચેના વિષયોમાંથી ગમે તે કોઈ એક વિષય વિષે સંક્ષિપ્ત નોંધ તૈયાર કરો:— ૧૫

(અ) ભાવેપ્રયોગ, ભાવકર્તૃક અને અકર્તૃક ક્રિયાપદ.

(બ) અમુક રકમનું અમુક મુદતનું વ્યાજ અને તેટલીજ મુદતનો કાપી આપેલો વટાવ એ બેનો તફાવત તે તે વટાવ પરના વ્યાજની બરોબર છે.

૯. સાતમી બક્ષીસનાં સાધનો શી રીતે તૈયાર કરશો તે વિગતવાર સમજાવો. ૧૦

---

## ચર્ચાપત્ર.

ગુજરાત શાળાપત્રના એડિટર સાહેબ,

વિનંતિ કે, નીચેના ચર્ચાપત્રનું નિરાકરણ કરવા મહેરબાની કરશોજી.

નત્રલરામકૃત ગરબાવળીમાં નીચેના શબ્દોના અર્થ બરાબર સમજાતા નથી. ગ્રંથકારે પ્રસ્તાવનામાં ઇસારો કરેલો છે પણ તે પરિપૂર્ણ નથી. માટે સર્વ શિક્ષકોની તથા ઉત્સુક વાંચનારાઓની જાણને માટે આપ શાળાપત્રમાં તેનું વિવેચન આપી ઉપકૃત કરશોજી. મારા એક મિત્રે મને ખુલાસો પૂછ્યો પણ યથાસ્થિત ન કહી શકવાથી મેં આપ સાહેબને તસ્દી આપી છે:—

| પૃષ્ઠ. | વિષય. |
|---|---|
| ૧ | ચો ચોકા |
| ૩ | ચો ચોકુ |
| ૪ | અષ્ટ ચોકા |
| ૧૦ | ત્રિ અઠ્ઠી |
| ૧૨ | ચો છક્કા |
| ૧૩ | ત્રિતાળી ચો છક્કા |
| ૧૬, ૪૧ | સપ્ત ચોકા |
| ૨૪ | અઠ સપ્ત ચોક્કો રૂપક |
| ૩૯ | સપ્ત છક્કા |
| ૫૧ | ગરબી |
| ૫૩ | ત્રિ અઠ્ઠુ |
| ૫૫ | ગરબી |
| ૫૮ | ધોળ |
| ૬૨ | હાલરડું. |

આ દરેક શબ્દનો અર્થ અને માપ જાણવા જરૂર છે.

× × × × × × ×

રાજકોટ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજ
તા. ૯-૧૦-૧૯૦૫.

લી૦ સેવક
માણેકલાલ નાગરદાસ.

## જવાબ.

ગાયનની લોકપ્રિયતા ત્રણ કારણોને લીધે છેઃ—(૧) સુરની ગોઠવણને લીધે ઉત્પન્ન થતી મીઠાશ, (૨) ગાવાનો નિયમિત વખત અથવા તાલ કે ઠેકા, અને (૩) અંગની બાહ્ય ચેષ્ટાઓથી ગાયનના અર્થનું સ્ફુટીકરણ, અર્થાત્ ભાવ.

ભાવનો બહોળો અર્થ લેતાં તેમાં નાચ અને સરખી રીતે ડગલાં ભરીને ફરવાની રીતનો પણ સમાવેશ થાય. 'નૃત્ત' એ શબ્દ જૂના વખતથી એવાજ અર્થમાં વપરાતો આવ્યો છે; પરંતુ તેના આધુનિક અર્થમાં સહેજ ફેર છે.

ગરબા ગાવામાં સરખાં ડગલાં ભરી ફરવાની અને તાળી દેવાની પદ્ધતિમાં અર્થના સ્ફુટીકરણનો હેતુ ગૌણ અથવા છેક નહિ એમ કહીએ તો ચાલે. તે માત્ર તાલથી, અને શરીરની નિયમિત ગતિથી ઉપજતા આનંદની પુષ્ટિ માટે છે. પગનો ઠેકો ઘણી વખત પેટાતાલ માટે અને તાળી મુખ્ય તાલ માટે આપવામાં આવે છે. ધ્યાનપૂર્વક અવલોકન કરનારને લાગશે કે ગરબે ગાનારની તાળી જેમ સાથે પડે છે, તેમ તેમના પગ પણ સાથેજ ઉપડે છે અને મુકાય છે. પગે પહેરેલા અલંકારની ઘુઘરીઓ સંભળાતી હોય તો તાળીની માફક તેનો અવાજ પણ સાથેજ સંભળાય.

માત્રામેળ અને અક્ષરમેળ છંદોમાં સુરથી આનંદ ઉપજાવવાનો હેતુ ગૌણ છે; તેને રસમય કરવાની બીજી ઘણી રીતો છે. પણ ગરબા, ભજન, પદ, વગેરેમાં સુર અને તાલ ઉપર રસનો મુખ્ય આધાર રાખવામાં આવ્યો છે. આ કારણથી બન્નેની અક્ષરરચનામાં ઘણી વખત સહેજ ફેર પડે છે.

એક લઘુ સ્વરનો ઉચ્ચાર કરતાં જેટલો વખત જાય તેટલા વખતનું 'એકમાત્રા' એવું માપ ઠરાવેલું છે. ગુરૂ સ્વર બોલતાં તેનાથી બમણો વખત જાય છે માટે લઘુ સ્વરની એક અને ગુરૂ સ્વરની બે માત્રા ગણેલી છે. માત્રામેળ, કે અક્ષરમેળ છંદોમાં આ નિયમ સચવાય છે. પણ ગરબી, રાગનાં પદ, ધોળ, ભજન, વગેરેમાં કેટલાક સ્વરો અર્ધીમાત્રાના કે તેથી પણ ટુંકા હોય છે તેમજ કેટલાક બેથી વધારે માત્રા સુધી પણ લંબાય છે,

ગાયનમાં અનેક જાતની તાલ આવે છે; પણ તે અમુક રીતે સરખે અંતરેજ ગોઠવેલી હોય છે. વિશ્રાન્તિનો વખત પણ તાલમાં ગણવામાં આવે છે.

દરેક સ્વરને ગાયનમાં પ્રસંગોપાત્ત લાંબો કે ટુંકો ગાવામાં આવે છે. ગાયનના પદમાં કે ગરબીમાં ગમે તે સ્વરને પા કે અર્ધીમાત્રાનો, તેમજ ચાર પાંચ માત્રાનો છૂટથી કરવામાં આવે છે.

આ વિષય ઘણાને પરિચિત નહિ હોવાથી જવાબમાં જોઈએ તે કરતાં વિશેષ લંબાણથી વિવેચન કરેલું છે.

સવાલના શબ્દોમાં પહેલો આંકડો એક પૂરી લીટીની તાલને માટે અને બીજો અમુક માત્રાએ તાલ આવે તેને માટે યોજેલો છે. ઉદાહરણ:-

(૧) ચોચોકામાં ચાર ચાર માત્રાઓએ એક તાલ દઈને તેવી ૪ તાલો આખી લીટીમાં અપાય, એ પ્રમાણે ગાવું.

મારી વા'લી બેન છે' બહુ છો'ટી જો'.*

મૅારી વૅા'લી બૅન છે' બૅહુ છો'ટી જો'.

આમાં પહેલી છએ માત્રાઓ અકેક છૂટી છે. એકે બે માત્રાનું પદ નથી. મુકાબલા માટે નીચેની લીટી સરખાવો:—

મનેહ'ર મુંજે બ'ગની છો'ટી જો'.

ગાતાં 'જો' શબ્દ બોલ્યા પછી બે માત્રા જેટલો બિસામો લેવો પડે છે, અગર 'જો' ના સ્વરને બીજી બે માત્રા જેટલો લંબાવવો પડે છે તે ધ્યાનમાં રાખવું.

દીર્ઘનો હ્રસ્વ જેવા ઉચ્ચાર માટે વળી મેળવો—

ઝાઝાં ઝા'ડોનાં ઝું'ડજ જ્યાં દીસે.

બૅ હુ ઝૅા' ડ નાં... ... ... ૦.

*આવી ગરબીઓમાં અને રાગનાં પદોમાં માત્રાઓ ગણવી એ ઘણા વિચારનું અને અનુભવનું કામ છે; કારણ કે ગમે તે હ્રસ્વ સ્વરનો દીર્ઘ અને દીર્ઘનો ટુંકો ઉચ્ચાર કરીને સારી રીતે ગાઈ શકાય છે. માત્ર તાલનો વખત સાચવવો જોઈએ.

આ ઉપરથી ગરબાના બધા કવિઓ બહુધા એજ નિયમને અનુસરે છે.

(૨) અષ્ટચોકા—એમાં ચાર ચાર માત્રાએ તાલ તેવી ૮ તાલો સમજવી. ઉદાહરણ:—

સૌ અ'લિઓ હ'ળિમળિ આ'વો આ'જ

આ'પણ ક'રીએ ઊ'જાણી'.

ઉપરની લીટીમાં 'આજ' ના 'આ' ની ત્રણ માત્રાઓ છે. એટલું ખસૂસ યાદ રાખવું કે તાલ સરખે અંતરેજ હોય, અને વિરામકાલ પણ તેની ગણતરીમાં આવે.

( ૩ ) ત્રીજે પાને 'ચોચોકુ' નથી પણ 'ચોચોકા'જ છે;

( આવૃત્તિ ૧૨ મી. )

( ૪ ) ત્રિઅઠ્ઠી—આઠ આઠ માત્રાની ત્રણ તાલો.

મા મ'ને નિશાળે મૂ'કને પાય લા'ગું મા.

આ લીટીમાં 'મૂ' ની ૩ અને 'પા' ની ૧ માત્રા છે.

( ૫ ) ચોછકા—૭ માત્રાની એક, એવી ચાર તાલ.

જે આ જ'ગતને નિભા'વે ભજું તે'જ ભાવે'

આમાં 'જે' અને 'વે' ની એકેકી માત્રા છે, અને 'ભા' ત્રણ માત્રાનો પ્લુત છે.

( ૬ ) ત્રિતાલી, ચો છક્કા.

ગાયન અને ગરબામાં ઘણી જાતની તાલો આપવાનો રિવાજ છે. તેના બારીક ભેદો હાલ જણાવવાની જરૂર નથી. અહીં માત્ર પ્રયોજન પૂરતુંજ કહીશું. આ ઠેકાણે 'ત્રિતાલ' થી એમ સમજવાનું કે સરખે અંતરે આવનારી ૪ તાલમાં ત્રણ ભરેલી ( તાળીવાળી ) અને એક ખાલી આવે. ભરેલી ત્રણ તાલ વખત બૈરાં દરેક તાલે એક અંદર પગલું ભરતાં જાય છે, એટલે ત્રીજી તાલને અંતે કુંડાળું નાનું થઈ જાય છે. ખાલી તાલમાં પાછાં છૂટાં થઈ અસલ સ્થિતિમાં આવી

જાય છે. એમ બબ્બે કુંડાળાં કરતાં છતાં પણ જે દિશામાં ફરતાં હોય છે, તે દિશામાં તેમની સામાન્ય ગતિ કાયમ રહે છે.

આ ગરબીમાં ૭ ૭ માત્રાની ૪ તાલો છે, પણ તે ઉપર બતાવેલી ત્રિતાલની રીતે ગાવાની છે.

પેલી વા'દળીઓએ ધું'માગુમી માં'ડી રે'.

૭ માત્રાએ એક એમ ચાર તાલો.

વિચારો તો માલૂમ પડશે કે 'વાદળીઓએ' ની ૬ માત્રા થવી જોઈએ; તેમાં 'વા' અને 'એ' એ દરેકની બબ્બે છે. 'દળીઓ' ની બધી મળીને ૨ માત્રાજ છે. 'ઓ' ન હોત, અને 'દળી' બન્ને હ્રસ્વ હોત તોપણ સારી રીતે ગવાત. 'ડી' ની ૪ માત્રા છે. પહેલી ત્રણ તાલોએ તાળી પાડી અંદર જવાનું, અને 'રે'' ની તાલ ખાલી રાખી પાછાં હઠવાનું છે. છેલ્લી બે માત્રા પહેલી ૪ ની સાથે આવે છે.

(૭) **સપ્તચોકા—**ચાર ચાર માત્રાની ૭ તાલ.

જા'ય છે, જા'ય છે, જા'ય છે રે' આ વ'ખત ભણ્યા'નો વહી જો'ય છે.

આ 'સપ્તછક્કા' છે. 'છે' ત્રણ માત્રા સુધી લંબાય અથવા એક માત્રાનો વિરામ લેવાય. 'આ' ૩ માત્રાનો, 'ત' ને 'વ' બેના અને 'નો' ૧ માત્રાનો છે. 'આ' ને બદલે 'આજ', 'વખત' ને ઠેકાણે 'કાળ જો' અને 'ભણ્યાનો' ને ઠેકાણે 'અમૂલ્ય' મૂકીને ગાઓ એટલે ખાતરી થશે.

(૮) અષ્ટ સપ્તચોકા રૂપક—ચાર ચાર માત્રાની આઠ અને સાત તાલ.

'રૂપક' એ શબ્દ અમુક જાતની ધીમી સરખે અંતરે આવતી તાલ આપવાની પદ્ધતિ માટે છે.

દ'ક્ષિણમાં' છે દ'મણ ગ'ગા ત્યાં'થી નિ'ર્ખિએ પ્ર'વાસ રે',
અં'મલસા'ડ વલસા'ડ નવસા'રી લે'જો ફ'ણસ અં'બાસ,
ર'મીએ ગૂં'જરાતે રે.

પહેલી લીટીમાં ચાર ચાર માત્રાઓની ૮ અને બીજીમાં ૭ તાલો છે. ટેકની તાલ તેમાં ગણેલી નથી. 'ઓ' ની એક અને 'વા' ની ૩ માત્રાઓ છે તે ધ્યાનમાં લેવું. 'રે' ને ચાર માત્રા સુધી લંબાવવો કે બે માત્રાનો રાખીને બીજી બે માત્રાનો વિરામ લેવો.

૫૩ મા પાનાની ગરબીમાં પણ દરેક લીટીમાં આઠ આઠ માત્રાની ત્રણ તાલો છે. આ ગરબીની દરેક લીટીની શરૂઆતમાં, અથવા ઉપરની લીટીને અંતે બે માત્રાનો વિશ્રામ લેવાનો છે તેથી ગાનારને ગરબી બેસાડતાં વાર લાગે તેવું છે ખરૂં. શરૂઆતમાં 'આ' મૂકીને બોલી જોશો તો રાગ જલદી સૂઝશે.

ચૉરે ચિલેં આ નીંતિંનો નૅરતા રીરે;

'ની' ત્રણ માત્રા સુધી લંબાવવાનો છે.

'ગરબી' શબ્દ અમુક રાગ કે તાલને માટે વપરાતો નથી, પરંતુ સ્ત્રીઓને ગોળ ફરીને ગાવા લાયક કોઈ પણ સાદા ગાયનની બનાવટને માટે વપરાય છે. લાંબો કાળ સુધી ચાલે તે 'ગરબો.'

ધોળ—ઘર ધોળવું એ માંગલિક કાર્યનું આરંભસૂચક ચિહ્ન છે. ધોળ—ધવલ, એ શબ્દ મંગલની સાથે વારંવાર જોડાયલો રહે છે, આ ઉપરથી કોઈ પણ માંગલિક કાર્યમાં ગાવા લાયક ગીત એ ધોળ કહેવાતું હશે. તેને માટે માંગલિક સમયના હર્ષમાં વૃદ્ધિ કરે એવા યોગ્ય રાગોજ પસંદ કરીને યોજવામાં આવે છે. માટે 'ધોળ' શબ્દથી 'માંગલિક પ્રસંગના રાગો પૈકીના એક રાગમાં તે ગાવાનું છે' એમ સમજવું.

જેમ વીરરસ કે કરુણરસ ગમે તેવા રાગથી ઉત્પન્ન થઈ શકે નહિ પરંતુ અમુક રાગોજ તેને માટે યોગ્ય હોય છે, તેમ કેટલાક રાગની ઢબે એવી હોય છે કે તે ઊંઘનેજ પુષ્ટિ આપે. હાલવું, ઝુલવું, એ પણ ઊંઘને મદદ કરતા છે. માટે હાલરડું, હાલરીઉં એ શબ્દથી 'પારણું કે ઘોડીઉં હલાવવાની ક્રિયા કરવાની સાથેજ ઊંઘની પુષ્ટિ સારૂ પસંદ કરી યોજેલા રાગો પૈકીના એક રાગમાં તે ગીત ગાવાનું છે' એમ સમજવાનું છે.

હાલ આટલોજ ખુલાસો આપવો બસ છે. પ્રસંગોપાત્ત અનુકૂલતા પ્રમાણે સુર અને તાલ વિષે તથા તત્સંબંધી યોજેલાં વાજાં વિષે વિવેચન કરવામાં આવશે. સુર અને તાલની એકી વખતે સંજ્ઞાઓ આપવાથી કોઈ પણ ગીત લખનારની ધારણા પ્રમાણે ગાઈ શકાય છે.

દુનિયાદારીનું સામાન્યજ્ઞાન અને નીતિનું શિક્ષણ એ નવીન શિક્ષણ પદ્ધતિનું તત્ત્વજ છે, માટે છેલ્લા બે પેરાના જવાબની જરૂર જેવું નથી. નીતિના સંબંધમાં કોઈ પણ પરીક્ષાના ધોરણ કરતાં શિક્ષકનું અને તેના શિષ્યોનું કાયમ વર્ત્તન એજ ઉત્તમ પરીક્ષા છે. નિશાળની તપાસણીમાં આ બાબતની તપાસણી થાય છે અને ખામીઓ ઉપર પરીક્ષકનું ધ્યાન ખેંચાયછેજ એમ સમજવાનું છે. વળી ઉત્તમ શિક્ષક 'પરીક્ષામાં પરીક્ષક શું જોશે' એવું વિચારીને તેટલા પુરતીજ કાળજી રાખનો નથી, પરંતુ તે ખાસ પોતાના હમેશના પવિત્ર કર્ત્તવ્ય ઉપર ધ્યાન આપે છે.

---

# केळवणीखातानी खबर.

## મેરી કાર્પેન્ટર સ્કૉલરશિપો.

### જાહેર ખબર.

૧. મુંબઈ બેટમાં આવેલી મરેઠી, હિંદુસ્તાની અને ગુજરાતી કન્યાશાળાઓમાં અભ્યાસ કરનારી છોડીઓને માટે લંડનની નૅશનલ ઇંડિયન ઍસોસિએશને ૫ સ્કૉલરશિપો સ્થાપી છે. તેનું નામ "મેરી કાર્પેન્ટર સ્કૉલરશિપો" રાખ્યું છે, અને તે સંબંધી ઇ. સ. ૧૯૦૬ ને માટે નીચે પ્રમાણે ધારાઓ કરવામાં આવ્યા છે.

૨. એ સ્કૉલરશિપોની કિંમત તથા તે મળવાની શરતો નીચે પ્રમાણે છેઃ—

મુંબઈની મ્યુનિસિપલ, આશ્રિત, કે ખાનગી, પ્રાથમિક અને માધ્યમિક (મિડ્લ) કન્યાશાળાઓની બોનાફાઇડી (ખરેખરી) વિદ્યાર્થીઓને આની હરીફાઈ કરવામાં દાખલ કરી શકાશે. પરંતુ આ સ્કૉલરશિપ મળવાનો બીલકુલ સંભવ ન હોય તેવી વિદ્યાર્થીઓને ન મોકલવાની કાળજી રાખવી. નાંલાયક છોકરીઓની મોટી સંખ્યા મોકલવી તેથી મોકલનાર નિશાળને આબરૂ કરતાં ગેરઆબરૂ વધારે મળે છે.

૩. કન્યાશાળાના છઠ્ઠા ધોરણમાં સારામાં સારી પરીક્ષા પસાર કરનાર બે છોકરીઓને દરેક મહિને પાંચ પાંચ રૂપીઆની બે સ્કૉલરશિપો આપવામાં આવશે, પણ તે એવી શરતે કે તે ફતેહમંદ ઉમેદવારોએ જ્યાંસુધી સ્કૉલરશિપ મળે ત્યાંસુધી જે નિશાળમાં સરકારને તપાસણીનો હક છે તેવી કોઈ નિશાળમાં વિદ્યાર્થીશિક્ષક (પ્યુપિલ ટીચર) તરીકે કામ કરવું અને તે નિશાળના તન્ત્રીઓને અને સરકારી ઇન્સ્પેક્ટરોને સંતોષ આપવો. જે છોકરીઓએ વર્નાક્યુલર છઠ્ઠું, અથવા ઍંગ્લો વર્નાક્યુલર બીજું ધોરણ પૂરૂં કર્યું છે, અને જે ઍંગ્લો વર્નાક્યુલર ત્રીજા ધોરણ કરતાં કોઈ ચઢીઆતા ધોરણમાં અભ્યાસ કરતી નથી તેનેજ માત્ર આ સ્કૉલરશિપો મળી શકશે.

૪. કન્યાશાળાના પાંચમા ધોરણમાં સારામાં સારી પરીક્ષા પસાર કરનાર બે છોકરીઓને દરમાસે ચાર ચાર રૂપીઆવાળી બે સ્કૉલરશિપો આપવામાં આવશે; એવી શરતે કે તેમણે સરકારની તપાસણી નીચેની કોઈ નિશાળમાં અભ્યાસ કરવો જારી રાખવો અને પાંચમા ધોરણમાં અગર ઍંગ્લો વર્નાક્યુલર બીજા ધોરણમાં સંતોષકારક રીતે અભ્યાસ કરવો. જે છોકરીઓએ વર્નાક્યુલર પાંચમું, અગર ઍંગ્લો વર્નાક્યુલર પહેલું ધોરણ પૂરૂં કર્યું હશે, અને વર્નાક્યુલર છઠ્ઠા અથવા ઍંગ્લો વર્નાક્યુલર બીજા ધોરણ કરતાં ચઢીઆતા ધોરણમાં નહિ હોય તેમનેજ આ સ્કૉલરશિપો મળી શકશે.

૫. જે છોકરી ચોથા ધોરણમાં સારામાં સારી પરીક્ષા પસાર કરે તેવી એકને ત્રણ રૂપીઆવાળી એક સ્કૉલરશિપ તેવીજ શરતોથી આપવામાં આવશે. જે છોકરીઓએ વર્નાક્યુલર ચોથું ધોરણ પૂરૂં કર્યું હશે, અને જે વર્નાક્યુલર પાંચમા કે ઍંગ્લો વર્નાક્યુલર બીજા ધોરણ કરતાં ચઢીઆતા ધોરણમાં નહિ હોય તેમનેજ આ સ્કૉલરશિપ મળી શકશે.

૬. તા. ૧ લી જાન્યુઆરી ૧૯૦૬ થી એક વર્ષ સુધી આ સ્કૉલરશિપો મળશે જે વિદ્યાર્થીઓએ પરીક્ષાની પહેલાંના ઓછામાં ઓછા ૭ માસ સુધી મરેઠી, હિંદુસ્તાની અને ગુજરાતી પ્રાથમિક અને માધ્યમિક (મિડ્લ) શાળાઓમાં અભ્યાસ કર્યો હશે અને તે નિશાળના અધિકારીઓએ જેમની ચાલચલગત અને નિયમિત હાજરી બાબત સારો રિપોર્ટ કર્યો હશે, તે સઘળાને આ સ્કૉલરશિપો મેળવવાનો હક છે.

૭. જે ઉમેદવારે એક વખત સ્કૉલરશિપ મેળવી હશે તેનાથી તેજ સ્કૉલરશિપ મેળવવા માટે ફરીથી હરીફાઈ થઈ શકશે નહિ, પણ તેનાથી ચઢીઆતી સ્કૉલરશિપ માટે હરીફાઈ થઈ શકશે.

૮. એલ્ફિન્સ્ટન હાઈ સ્કૂલના પ્રિન્સિપાલના પ્રમુખપણા નીચે એક કમિટી આ હરીફાઈની પરીક્ષા લેશે. એલ્ફિન્સ્ટન હાઈ સ્કૂલના દિવાનખાનામાં તા. ૧૮ મી ડીસેમ્બર ૧૯૦૫ સોમવારને રોજ (મુંબઈના વખત પ્રમાણે) સવારના ૧૧ વાગે પરીક્ષા લેવામાં આવશે. પરીક્ષામાં બેસવાની ઇચ્છા રાખનાર ઉમેદવારોએ પોતાનાં તથા પોતાની નિશાળનાં નામો મુંબઈના એક ડેપ્યુટી એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટરને તા. ૧૧ મી ડીસેમ્બર ૧૯૦૫ ને રોજ અગર તે પહેલાં મોકલી આપવાં.

પૂના, ૧૮ મી નવેમ્બર ૧૯૦૫.

R. D. Prior,
એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, મ. વિ.

---

## મુંબઈની નેશનલ ઇન્ડિયન એસોસિએશનની બાનુઓ તરફથી અપાનારી વધારાની સ્કૉલરશિપો.

૧. મુંબઈની નેશનલ ઇન્ડિયન એસોસિએશનની બાનુઓ તરફથી આપવામાં આવનારી બીજી વધારાની સ્કૉલરશિપો આપવાને માટે લેવાની પરીક્ષા તેજ વખતે અને તેજ ઠેકાણે થશે.

૨. એક સ્કૉલરશિપ રૂપીઆ ૧૦ ની, બે ૭ ૭ રૂપીઆની અને બે ત્રણ ત્રણ રૂપીઆની, નીચેની બાબતો સિવાય બધી રીતે ઉપરની શરતો પ્રમાણે આપવામાં આવશે.

૩. જે કન્યાશાળાઓ, અથવા યૂરોપીયન કન્યાશાળાઓમાં અંગ્રેજી વર્નાક્યુલર ધોરણ શિખવાતું હશે, ત્યાંના વિદ્યાર્થીઓનેજ માત્ર વધારાની સ્કૉલરશિપો મળી શકશે.

૪. દરેક ૬ રૂપીઆવાળી બે સ્કૉલરશિપોમાંથી એક સ્કૉલરશિપ એંગ્લો વર્નાક્યુલર છઠ્ઠા ધોરણમાં જે સારામાં સારી પરીક્ષા પસાર કરશે તેને, અને બીજી સ્કૉલરશિપ ઍંગ્લો વર્નાક્યુલર પાંચમા ધોરણમાં સારામાં સારી પરીક્ષા પસાર કરશે તે કન્યાને આપવામાં આવશે. ૩ રૂપીઆવાળી સ્કૉલરશિપ ઉપરની જાહેર ખબરના પાંચમા પૅરેગ્રાફમાં જે પરીક્ષા બતાવેલી છે તેજ પરીક્ષાના પરિણામ ઉપર આપવામાં આવશે, અને દસ રૂપીઆવાળી સ્કૉલરશિપ કોઈ યૂરોપીઅન અથવા ઇંગ્રેજી શિખવનારી (English teaching) શાળામાંની સારામાં સારી લાયકાત ધરાવનાર વિદ્યાર્થીને યૂરોપીઅન ૬ ઠ્ઠા ધોરણના બધા વિષયની પરીક્ષા ઉપર આપવામાં આવશે, એવી શરતે કે તે વિદ્યાર્થીએ ૪ થા વિષયમાં કોઈ સ્થાનિક વર્નાક્યુલર ભાષા લીધેલી હોવી જોઇએ.

૫. દસ રૂપીઆવાળી સ્કૉલરશિપ મળી શકે તેવી કોઈ ઉમેદવાર નહિ હોય તો ૧૯૦૫ ના ઑગસ્ટમાં થયલી જ્યુનિયર સેકન્ડરી ટીચર્સ સર્ટિફિકેટ પરીક્ષામાં ઊંચામાં ઊંચી આવનાર છોકરીને આપવામાં આવશે.

૬. જેવી રીતે અને જે વખતે "મેરી કાર્પેન્ટર સ્કૉલરશિપો" આપવામાં આવશે, તેવીજ રીતે અને તેજ વખતે વધારાની સ્કૉલરશિપો આપવામાં આવશે.

પુના, ૧૯ મી નવેંબર ૧૯૦૫. } R. D. Prior,
એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, મ. વિભાગ.

---

## નિશાળોનાં ઇનામપત્રક.

**રાપર કન્યાશાળા**—વા. ૫, રૂ. ૧-૬-૦. **વિંઝાણ કન્યાશાળા**—એજન, રૂ. ૫-૧૩-૦. ઠક્કર લવજી રામજી, રૂ. ૬-૪-૦. ગોસાંઈ જાદવગરજી ચંદનગરજી, રૂ. ૧-૪-૦. **અંજાર નાઇટ**—વા. ૫, રૂ. ૬). **મુંદ્રા નાઇટ**—વા. ૫, રૂ. ૫-૪-૩. **રાપર નાઇટ**—વા. ૫, રૂ. ૩-૨-૦. **ભચાઉ નાઇટ**—વા. ૫, રૂ. ૩). **દુધઇ નાઇટ**—વા. ૫, રૂ. ૩-૨-૦. **જખૌ નાઇટ**—વા. ૫, રૂ. ૨-૧૦-૦. **નળીયા નાઇટ**—વા. ૫, રૂ. ૪-૮-૦. **દેસલપુર નાઇટ**—વા. ૫, રૂ. ૩-૧૩-૦. **નખત્રાણ**—વા.

૫, રૂ. ૪ ). શેઠ વેલજી માંધવજી, રૂ. ૩ ). શેઠ મેઘજીભાઈ વગેરે, રૂ
રૂ. ૪-૧૨-૦. રૈયત, રૂ. ૫-૮-૦. નાગલપુર—વા. ૫, રૂ. ૭-૧૦-૦
નારણસર—વા-૫, રૂ. ૨-૨-૦. નેત્રા—વા. ૫, રૂ. ૪ ) પત્રી—વા
૫, રૂ. ૬-૧૨-૦. પલાંસવા—વા. ૫, રૂ. ૬-૧૦-૦. જાગીરદાર, રૂ
૧-૪-૦. ફતેગઢ—વા-૫, રૂ. ૫-૧૨-૦, ફરાદી—વા-૫, રૂ. ૬-૪-૩
બળદીયા—વા. ૫, રૂ. ૬-૩-૦. બિટા—વા-૫, રૂ. ૬-૨-૦. રૈયત
રૂ. ૨-૮-૦. બિદડા—વા. ૫, રૂ. ૬-૧૨-૦. શેઠ વેલજી ભોજાશે, રૂ
૩ ). જોશી ખીમજી નારણ. તથા નારણ આવજી, રૂ. ૯-૮-૦.
બેરાજા—વા-૫, રૂ. ૬-૧૫-૦. રૈયત, રૂ. ૪-૧૨-૦. બેલા—વા. ૫,
રૂ. ૭-૧૧-૦. ભીમાસર—વા-૫, રૂ. ૦-૧૨-૦. ભુજપુર—વા. ૫,
રૂ. ૧૨-૮-૦. મસ્કાના ઠક્કર લક્ષ્મીદાસ ટોપણ, રૂ. ૨૧-૪-૦. શા. રોકશી મૂળજી, રૂ ૪૭-૮-૦. મંજલ—વા. ૫, રૂ. ૭ ). માતાનો મઢ—
વા. ૫, રૂ. ૦-૭-૦. મનફરા—પીર શ્રી સંતોક કંથડજી, રૂ. ૯ ). વા.
૫, રૂ. ૭-૧૩-૦. મંગવાણા—વા. ૫. રૂ. ૧-૬-૦. માંડ્રાપર આં.
વ. સ્કુ—શક્તીદાસ નિર્ભયરાય, રૂ. ૧-૮-૦. માધાપર—વા. ૫, રૂ.
૧૪-૧૦-૦. રૈયત, રૂ. ૧૦-૨-૦. માનકુવા—વા. ૫, રૂ. ૧-૧૪-૦.
માંડવી નં. ૨ જો—વા. ૫, રૂ. ૧૦-૦-૦. જોશી રવજી દામોદર, રૂ.
૩-૮-૦. માંડવી ખલફાન સ્કુલ—માસ્તર ચતુર્ભુજ શીવજી, રૂ.
૨૪-૧૧-૦. શેઠ વિસનજી નંદજી, રૂ. ૬-૪-૦, ઠક્કર કેશવજી હંસરાજ,
રૂ. ૪ ). જોશી રવજી દામોદર, રૂ. ૫-૪-૦. મેરાઊ—વા. ૫, રૂ.
૦-૧૪-૦. રવ—વા. ૫, રૂ. ૩ ). રામપાવ—વા. ૫, રૂ. ૧-૮-૦.
લખપત—ઠક્કર વાલજી કેશવદાસ, રૂ. ૧૫ ). વા. ૫, રૂ. ૧-૪-૦.
લાખણીઆ—વા. ૫, રૂ. ૧-૫-૬. સુઠ્રા—વા. ૫, રૂ. ૩૪-૯-૬. રૈયત, રૂ. ૨૧-૧૪-૩. નારાયણપર—શેઠ પુરૂષોત્તમદાસ ભીમજી, રૂ.
૬-૧૧૦. ભચૌ—ભચાઉ ન્યાયાધીશ, ફોજદાર, ડાક્ટર અને પ્રહરપો, રૂ.
૨૪-૮-૦. જોશી પુંજા નાનજી, વગેરે, રૂ. ૨ ). અંગીઆ—થી ચતુર્ભુજ
ખીમજી વગેરે તરફથી, રૂ. ૩-૮-૦. ટટારીઆ—વા. ૫, રૂ. ૨ ). ક
પાયા—ગોરજી ત્રિભોવન મોતીચંદ, રૂ. ૩ ). શેઠ પ્રધાનભાઇ નાનજી,
રૂ. ૩ ). મહેતાજી દયારામ તુળશી વગેરે, રૂ. ૨-૧૩-૦. કોટડી—વા. ૫,

રૂ. ૨-૨-૩. કોઠારા-શેઠ નાગશી તેજશી વગેરે, રૂ. ૧૧-૧૦-૦ આરી શહેર—વા. ૫, રૂ. ૨ ). આયડા-વા. ૫, રૂ. ૪-૧૦-૦. શેઠ વાલજી માવજી, રૂ. ૨૬-૪-૦, પટેલ નાથા નારણ, રૂ. ૬-૯-૦. થાણેદાર કુંવરજીભાઇ, રૂ. ૩ ). ઠક્કર લાલજી વાઘજી વગેરે, રૂ. ૨-૯-૦. ખોંભડી-આજામી પ્રાગજી લાધારામ, રૂ. ૭-૧૨-૦. ગઢસીસા-વા. ૫, રૂ.૯-૧૦-૦ રૈયત, રૂ. ૯-૧૦-૦. કૃષ્ણરામ વાસુદેવ, રૂ. ૩-૧૨-૦. શેઠ ભવાનજી કલ્યાણજીનાં બેન આણંદબાઇ, રૂ. ૨૨-૮-૦. શેઠ ગંગારામ વાઘજીના પુત્ર માધવજી, રૂ. ૩-૮-૦. ગળપાદર—વા. ૫, રૂ. ૪-૪-૦. ગોધરા-વા. ૫, રૂ. ૧-૭-૩. ચિત્રોડ-વા. ૫, રૂ. ૪-૧૪-૦, તુણા-વા. ૫, રૂ. ૩-૧૨-૦ લાયજો—વા. ૫, ૬-૭-૦. જાગીરદાર, રૂ. રૂ. ૧ ). ચિંઝાણ-શે. ગોકળદાસ તેજપાળ, રૂ. ૪-૩-૦, શેઠ તેણશી ધારશી, રૂ. ૨૧ ). સાંભરાઈ—વા. ૫, રૂ. ૨-૫-૦. સુંથરી—વા. ૫, રૂ. ૬ ). સાંધણ—વા. ૫, રૂ. ૨-૪-૦. કોઠારા કન્યાશાળા-વા. ૫, રૂ. ૭). દેવસી ભીમસી, રૂ. ૩ ). દાગજી અરજણ વગેરે, રૂ. ૪ ). તેરા કન્યાશાળા-ઠક્કર વાઘજી મેઘજી, રૂ. ૮-૧૪-૦. ભચૌ કન્યાશાળા-ભવાનજી નથુ, રૂ. ૯-૪-૦. નાગ્રેચા-વા. ૫, રૂ. ૨-૬-૬. મહેતાજી. રૂ. ૬) નિરૂણા—વા. ૫, રૂ. ૧-૪-૩. પધર. વા. ૫, રૂ. ૦-૯-૦ પલાંસવા-ડુંગર નાનચંદ, રૂ.૨). બાડા-વા. ૫,રૂ.૬-૧૪-૦ રૈયત રૂ.૬-૧૨-૦ બાયેઠ-શેઠ વિસનજીભાઇ મુનસી, રૂ.૬-૪-૦. શેઠ રામજીભાઇ મુળજી, રૂ.૧૫-૧૦-૦ વા. ૫, રૂ. ૧-૫-૦ લધા ગણસી, રૂ. ૧-૧૩-૦ બિટ્ટા—વા. ૫, રૂ. ૬-૧૨-૦ મઠ—હરીદાસ રામદાસ, રૂ. ૫-૧૦-૦ માધાપર—મીસ્ત્રી મનજી જેરામ, રૂ. ૫-૧૧-૦ મહંત, રૂ. ૧ ). મોથાળા—વા. ૫, રૂ. ૪-૮-૦

રેવાકાંઠા પંચમહાલ વિભાગ—કપલસાડી—હુસેન કરીમ, રૂ. ૩ ). જંત્રાલ—પટેલ બાપુલાલ દેસાઇભાઈ. રૂ. ૧૦ ). જધડીઆરા. ખંડુભાઇ પ્રાગજીભાઇ, રૂ. ૩ ).

ખેડા વિભાગ--વલાસણ—પા. મૂળજીભાઇ રામદાસ, રૂ. ૧૪). દાવોલ—પટેલ પ્રભુદાસ ધોરીભાઇ, રૂ. ૧૫ ). શા. હરગોવિંદ પિતાંબરદાસ, રૂ. ૧૭ ). સીંગલાવ—છતસંગ રાજભાઇ, રૂ. ૧૨ ). ઓડ—

બાઇ સોના, પટેલ ભવાનભાઇ ગંગાદાસની વિધવા, રૂ. ૪૦ ) **સીંગલાવ-**
જીતસંગ રાજાભાઇ, રૂ. ૧૩ ). **વેહેરા**—પટેલ મોતીભાઇ હાજીભાઇ, રૂ.
૧૧ ). **ચીખોદરા**-મોતીલાલ ભોગીલાલ, રૂ. ૩૦ ). **નાપડ**-શેઠ બાપુલાલ
વ્રજલાલ, રૂ. ૫૦).

**અમદાવાદ વિભાગ—ભુલાવડી**-મગનભાઇ ગલાભાઇ, રૂ. ૧૫).
પટેલ ડુંગરભાઇ ગોતમદાસ, રૂ. ૩ ). પટેલ વલવભાઇ શામળભાઇ, રૂ. ૩)

**સુરત વિભાગ—સુરત મ્યુ. સ્કુ. નં. ૩**—રા. વિઠ્ઠલદાસ ગં-
લાભાઈ, રૂ. ૯ ). શેઠ ઝવેરચંદ કૃષ્ણાજી, રૂ. ૮-૧૨-૦. **એજન નં.
૫** શેઠ પીરન મહમદ હયાત સાહેબ, રૂ. ૩૦ ). શેઠ હાજી ઇબ્રાહીમ ઈ-
સ્માયલ તુરાવા, રૂ. ૧૦ ). શેઠ હાજી એહમદ ઇસ્માયલ સીમજી, રૂ. ૫ ).
શેઠ હાજી ઈસ્માયલ મહમદ પાડીયા, રૂ. ૫ ). શેઠ ઉસ્માનભાઇ અલીભાઈ
નાખુદા, રૂ. ૩ ), મી. ઇબ્રાહીમ મોહમદ, રૂ. ૧૨૫ ) નાં કપડાં. **એજન
નં. ૬** શેઠ ધરમચંદ ઊમેદચંદ, રૂ. ૫૧ ). ઝવેરી કસ્તુરચંદ સવઇચંદ, રૂ.
૫૦ ). મી. છોટુભાઇ ગુલાબચંદ વકીલ, રૂ. ૮-૮-૦. ઝવેરી મગનલાલ
નગીનચંદ, રૂ. ૮-૮-૦. ઝવેરી લાલભાઇ મગનલાલ, રૂ. ૫ ). **એજન
નં. ૭**—શેઠ જમનાદાસ ગુલાબદાસ, રૂ. ૪-૮-૦. શેઠ પ્રાણજીવણદાસ
દુર્લભરામ, રૂ. ૫ ). **એજન નં. ૯**—શેઠ ગણેશ દલુજી, રૂ. ૪-૮-૦.
**એજન નં. ૧૦**—શેઠ ગંગારામ કેવળરામ, રૂ. ૫-૬-૦. **એજન નં.
૨૦**—શેઠ મગનલાલ મોતીરામ, રૂ. ૪-૧૧-૦. **એજન નં. ૧૫**—રા.
બા. ખંડેરાવ ચિમનરાવ બેદારકર, રૂ. ૨૫ ). શેઠ મોહમદમીયાં અબદુલ
કાદર, રૂ.૫). શેઠ હાજી ઇબ્રાહીમ ઇસ્માયલ તુરાવા રૂ.૫) શેઠ હાજી ઇસ્મા-
યલ દાઉદજી, રૂ.૩). શેઠ અબદુલકાદર બનુમીયાં, રૂ.૫). શેઠ હાજી ઇસ્મા-
યલ ઇબ્રાહીમ આંટીયા, રૂ.૫). શેઠ અબદુલ હઇ, રૂ.૩). શેઠ મોહમદ મીયાં,
રૂ.૩). **એજન નં. ૬**-ઝવેરી નગીનચંદ કપુરચંદ, રૂ.૩૫). **એજન નં. ૧**-
શેઠ મોતીરામ માણેકચંદ, રૂ.૩). શેઠ ગીબુભાઇ ઘડીઆળી, રૂ.૩). **એજન
નં. ૫**—મોલવી અબદુલ કાદર, રૂ. ૪-૫-૦. **એજન નં. ૧૬**—શેઠ
તૈઅબઅલી મુલ્લાં મહંમદઅલી મસ્તકી, રૂ. ૧૦૧ ). **બાહુધાન**—શેઠ
અરદેશર કામા, રૂ. ૩ ). **નોગામ**-પટેલ હાજી મોરાર, રૂ. ૧૫ ).

---

"અક્ષરોનાં શુદ્ધ વલણ શોધી કાઢી; તથા ધોરણોને અનુકૂળ અક્ષરોનાં કદ તથા લખાણ.ઢબની ગોઠવણ કરીને, હાલ ચાલતી સર્વે કોપીબુકો કરતાં તે ચઢીઆતી થયાંની ખાત્રી થયા પછી છપાવી બહાર પાડી છે.

સુજ્ઞ શિક્ષકો આગળ સેંકડો સર્ટિફિકેટો મૂકવા કરતાં એ કોપીબુકો બીજી સાથે સરખાવતાં ધ્યાનમાં લેવા જેવી કેટલીક સૂચનાઓ,તેમના અનુભવી વિચારને ટેકો મળવા અહિં મૂકવી વધારે યોગ્ય ધારીએ છીએ.

૧ કોપીબુકોની સફાઇ અને સુન્દરતા જાળવવા માટે ત્રાંબાનાં પત્રાં (કાપરપ્લેટ) કોતરાવેલાં છે, જે ઉપરથી માત્ર દરેક પેજ એક જ બાજૂએ સુન્દર રંગની શાહીથી છપાય છે, કાગળ અને કવર ઉંચાં ટકાઉ વાપરેલાંછે.

૨ દરેક નમ્બરમાં એક જ જાતના અક્ષર રાખેલા છે, જેથી બે જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દુર થાયછે, તેમજ એકજ વખત એકજ કદના અક્ષરનુ બાળકોને પાકું જ્ઞાન થાયછે.

૩. શરૂઆતમાં બાળકો પહેલો નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાઢે ત્યારે હાથ ધ્રુજે છે. ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ધાસ્તી રહેછે, માટે હમે હમારી કોપીઓનો પહેલો નંબર માત્ર બાળકોને ઘુંટવાનો રાખ્યોછે,ને હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘુંટવાની ને તેની નીચે બીજી લખવાનીછે.

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે વળગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું ભાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે,કારણ કે પછી અક્ષર સુધારવાનેતેમને વખત મળતોનથી.

૫. ઊંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે, તે ખોટ હમારી કોપીબુકોનો છઠ્ઠો નમ્બર ખાત્રી ભરેલી રીતે પુરી પાડે છે. કારણ કે તેમાં વ્યવહારમાં ઘણાં ઉપયોગી થઇ પડે તેવાં લખાણો દાખલ કરેલાંછે. જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણાંજ પસન્દ પડેલાં છે એ કોપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેંકડે તેત્રીશ ટકા કમિશનથી આપવામાં આવશે. અને ૨૦૦ કોપી લેનારને રેલ્વે ખર્ચ આપીશું પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો સેંકડે અર્ધો ટકો હકસાઇ લઇ મોકલી આપવા ગોઠવણ રાખી છે. **ઠેકાણું-આત્મારામ અને દલાભાઇની કમ્પની.** ઠેકાણું લેખનકળા કોપીબુકની ઓફીસ-કાલબાદેવી રોડ નં. ૨૦૪ મુમ્બઇ.

**આત્મારામ અને દલાભાઇની કમ્પની.**

---

સહેલ ગણિત ! નવાં ધોરણ અનુસાર. સહેલ ગણિત !

**અંકગણિત શિક્ષણક્રમ, ભાગ ૧ લો.** (તૈયાર છે)

(બાળવર્ગ તથા પહેલા ધોરણ માટે) કિંમત બે આના.

એજન, ભાગ ૨ જો (બીજા તથા ત્રીજા ધોરણ માટે) છપાય છે.

કર્તા—રણછોડજી ભીમભાઈ નાયક

(પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજની પ્રેક્ટિસિંગ-સ્કૂલના એસિસ્ટન્ટ)

કમીશન સેંકડે વીસ ટકા લેખે (પોસ્ટેજ તથા વી. પી. ખર્ચ લેનારને માથે)

આસ્તોડીયા રોડ-અમદાવાદ ચીમનલાલ, ચુનીલાલની કું.

---

'સૌરાષ્ટ્ર પ્રાથમિક શાળા પત્રિકા.'

સંસ્થાન જૂનાગઢના કેળવણી ખાતા તરફથી દરમાસે છપાય છે. કીંમત વર્ષ એકના આઠ આના. નમુનાની કોપી મફત મોકલવામાં આવશે.

---

વડોદરા અને કાઠી. એજન્સીમાં ઈ. તથા લાય. માટે મંજુર થએલ નવાં ધોરણ પ્રમાણે શિષ્ય-શિક્ષક ઉભયને અતિ ઉપયોગી વ્યુત્પત્તિસાર ભા ૧ લો. કિ. ૦-૬-૦. વીસ ટકા. જયચંદ બહેચર પ્રવેશક માસ્તર, જુનાગઢ

---

મી. જી. એસ. વૈષ્ણવ કૃત.

# પદાર્થપાઠ! પદાર્થપાઠ! પદાર્થપાઠ!

તૈયાર છે.

अ. બાળસ્વભાવ, અથવા ચાઈલ્ડનેચર. કિં. ૦-૬-૦.

ब. જ્ઞાનપ્રદીપ, અથવા નાનું એન્સાઈક્લોપીડીઆ. કિં ૦-૧૨-૦ / ૧-૦-૦ (પાકું પૂંઠું)

क. સચિત્ર પદાર્થપાઠ, અથવા ઓબજેક્ટ-લેસન્સ. કિં. ૦-૧૨-૦. ૧-૪ ભાગ સાથેની.

મી. વૈષ્ણવકૃત પદાર્થપાઠો ઉત્તમ ચિત્રો અને નમુના, તેમજ અનેક વિષયોની સંપૂર્ણ તેમજ ટૂંકનોંધથી ભરપૂર છે. આ પદાર્થપાઠ ર છૂટા ભાગમાં પણ મળી શકશે.

મી. વૈષ્ણવકૃત પદાર્થપાઠ.

૧. બાળવર્ગ અને પહેલું ધોરણ, (સાથે) કિં. ૦-૩-૬.
૨. બીજું અને ત્રીજું. " " કિં. ૦-૪-૦.
૩. ચોથું અને પાંચમું. " કિં. ૦-૪-૦.
૪. ચડતાં ઉતરતાં ધોરણવાર અનેક વિષયો ઉપરના પાઠો. કિં. ૦-૩-૦.
૫. ઉપર કહેલા પદાર્થપાઠનાં ૧ થી ૫ ધોરણ સુધી. નાં ટૂંકસમજુતી સાથેનાં ચિત્રો. કિં. ૦-૪-૦.
૬. પદાર્થપાઠ વિષે સામાન્ય જ્ઞાન. કિં. ૦-૨-૦.

સામટી નકલ લેનારને સારું કમિશન બધાં પુસ્તકો કર્તા પા-

કિંડરગાર્ટન પુસ્તક મોટું—પૃ.૪૦૦. બધી આકૃતિ. તા. ૩૧—૧—૧૯૦ સુધીમાં થનાર શિક્ષક ગ્રાહકને રૂ. ૨ બીજાને રૂ. ૨—૮. પાછળથી રૂ. ૩. કાશીરામ પ્રાગજી ઉપાધ્યાય. બી. એ. આ. ડે—ઇન્સપેક્ટર—અમદાવાદ.

---

# વાર્તારૂપ ગુજરાતનો સંક્ષિપ્તઇતિહાસ.

કર્તા રમણભાઈ મહીપતરામ. બી. એ. એલ. એલ, બી—કીં. ૦—૨—૦
આ પુસ્તક મહેરબાન ડિરેક્ટર સાહેબ બહાદુરે પોતાના નંબર ૫૬૬૧ સને ૧૯૦૫—૬ થી નિશાળોમાં ટેક્સ્ટબુક તરીકે ચલાવવાને મંજુર કર્યું છે.

ચીમનલાલ ચુનીલાલની કંપની. આસ્ટોડીયારોડ. અમદાવાદ.

---

**નીચે પ્રમાણે તથા બીજાં હરેક પુસ્તકો રોકડેથી મળશે.**
**નિશાળોમાં ચલાવવાને ટેક્સ્ટ—બુક તરીકે મંજુર કરેલાં. તથા બીજાં.**

| | | | |
|---|---|---|---|
| કવાયતનું પુસ્તક (રા. પટવા કૃત) | ૦—૮—૦ | વ્યુત્પત્તિ પ્રકાશ. | ૦—૨—૬ |
| અંકગણિતના મૂળતત્વો ભા. ૧ લો | ૦—૬—૦ | દેશી હિસાબ ભાગ ૨ જો. | ૦—૧—૯ |
| ભરતખંડનો સરળ ઇતિહાસ. | ૦—૭—૬ | ગુજરાતનો સંક્ષિપ્ત ઇતિહાસ. | ૦—૦—૯ |
| ભૂતળ (રા. બા. હ. કૃત). | ૦—૫—૦ | નવું ગુજરાતી ભાષાનું વ્યાકરણ. | ૦—૧—૬ |
| દેશીનામું (છ. લ. શાહકૃત). | ૦—૪—૦ | દે. નામાની પદ્ધતિ (પ્રે. ક. કૃત.) | ૦—૩—૬ |
| રા. રમણભાઈ કૃત ગુ. ઈ. વાર્તા. | ૦—૨—૦ | અંકગણિતની સમજુતી. | ૦—૮—૦ |

| | | | |
|---|---|---|---|
| નાનજીઆણી કૃત ગુ. ઈ. વાર્તા. | ૦—૭—૦ | ખાનાવાર ડ્રો. બુક. નં. ૧ લો. | ૦—૦—૬ |
| મ. રમણભાઈ કૃત વાક્યપૃથક્કૃતિ | ૦—૨—૦ | ઓજન નં. ૨, ૩, ૪, દરેકનો. | ૦—૧—૦ |
| [illegible] ભા. ૧-૨-૩ | ૦—૧—૬ | [illegible] નં ૧—૫ | ૦—૦—૯ |

કિંડરગાર્ટનની ભેટો ૧—૨—૩—૪—૫—૬ પણ મળે છે. બાકીની તૈયાર થાય છે.
૩. પેન્સિલો, રંગ, સ્લેટ વગેરે શાળોપયોગી માલ હોલસેલ ભાવે.
૪. ઉપર લિખાવલો કે દ પણ માલ, આગલા ખુલાસો ૧ ટકો રોકડાથી મોકલીશું. પેકિંગ તથા રેલ્વે વગેરેનો ખર્ચ લેનારને શિર છે.

| | | | |
|---|---|---|---|
| **પદાર્થ પાઠ** (સચિત્ર) આર. ૨ જી. | બાળવર્ગ તથા પહેલું ધોરણ | ૦—૪—૦ | લે, માં |
| | બીજું ધોરણ…… …… | ૦—૨—૬ | મંજુર |
| | ત્રીજું ધોરણ……………… | ૦—૩—૬ | થયેલા. |
| | ચોથું ધોરણ …… .. …… | ૦—૪—૦ | |

કર્તા. ભી. છ. પટેલ. મા. આનિ૦ માસ્તર. પ્રા૦ સ્કુલ. ગ્રથિનાં ઇંગ્રેજી પુસ્તકોના આધારે આ નવી આવૃત્તિમાં ઘણો સુધારો કર્યો છે.

આસ્ટોડીયા રોડ ઉપર — અમદાવાદ —
ચીમનલાલ—ચુનીલાલ એન્ડ કું. — કાગળ વગેરેના વેપારી. —

બીજી કોઈ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એક વખત કામ પાડો જેથી ખાત્રી થશે. પેકીંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું. નોટપેડ કાગળ લીધામાં આવશે નહિ.

દસ્કત શિક્ષક કોપીબુકોના જ દરેક ભાગના જુદા જુદા કદના અક્ષરોને જ બંધ બેસતી સ્ટીલપેનો ખાસ ઇંગ્લાન્ડથી, મ્હોટે ખર્ચે બનાવી મંગાવીછે. એ સ્ટીલપેનો, ગુજરાતી, મરાઠી, ઉર્દુ અને ફારસી લખવાને ઘણી સુગવડ ભરેલી છે. દરેક બોક્સમાં ડઝન-૬. કિંમત રૂ. ૦ા, ઓછામાં ઓછા ૬ બોક્સ મંગાવનારને ૬ા ટકા કમીશન મળશે. ને ૨૫ યા તેથી વધુ બોક્સ લેનારને ૧૨ા ટકા મળશે. વેલ્યુપેએબલથી ૧ થી ૬ બોક્સ મંગાવનારને ખર્ચના બે આના વધારે લાગશે. ભૂલી જતા નહીં, અને પૈસા પહેલથી મોકલાવનારનો ૧-૬ બોક્સના ખર્ચના બે આના લાગશે.






આદરજી કાવસજી માસ્તર. દસ્કત શિક્ષક કોપીબુકો તથા સ્ટીલપેનોના પ્રગટ કર્તા અને કમિશન એજન્ટ, ધોબી તળાવ મુંબઈ.

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૫ મું. ફેબ્રુઆરી ૧૯૦૬. અંક ૨.

## માસ.

જાપાનની કેળવણી—જાપાનને વિષે જાપાનીઓએજ લખેલો એક ગ્રન્થ લીપ્ઝીકમાં પ્રસિદ્ધ થયો છે. આઇટો, ઓયામા, ઓકુમા નામના પ્રસિદ્ધ વિદ્વાનોના તેમાં લખાણ છે. તેમાંનું એક પ્રકરણ જાહેર કેળવણી વિષે છે. તે પરથી માલમ પડે છે કે ઇ. સ. ૧૮૭૧ માં ત્યાં મિનિસ્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રકશન નીમાયો હતો અને બે વર્ષ રહીને સર્વ પ્રકારની કેળવણી માટે એક કાયદો પસાર થયો હતો. પ્રાથમિક શાળામાં શિક્ષણ મફત આપવામાં આવે છે અને ૬ થી ૧૪ વર્ષ સુધી કેળવણી ફરજીઆત છે એ શાળામાં ધર્મનું શિક્ષણ આપવામાં આવતું નથી; પરંતુ નીતિનું શિક્ષણ શિક્ષણના વિષયોમાંનો એક ફરજીઆત વિષય છે. જાપાનીસ ભાષા, અંકગણિત અને કસરત એ બીજા વિષયો છે. ચિત્રકામ, ગાયન અને હસ્તકળા (મૅન્યુઅલ ટ્રેનિંગ) એ ઐચ્છિક વિષયો છે. માધ્યમિકશાળા (સેકન્ડરિ સ્કૂલો) માં વિદ્યાનાં મૂળતત્ત્વો, ઇતિહાસ, ચિત્રકામ, ખેતી અને અંગ્રેજી શિખવાય છે. નિશાળે જવાને લાયક ઉમ્મરનાં બાળકોમાં સેંકડે નેવુ પ્રાથમિક શાળામાં શિક્ષણ લે છે એવી પ્રાથમિક શાળાઓ એકંદર ૨૮,૦૦૦ છે ને તેમા ભણતા શિષ્યની સંખ્યા ૫૦,૦૦,૦૦૦ છે. એ શાળામાંના બધા શિક્ષકો સર્ટિફિકેટવાળા છે, અર્થાત્, ટ્રેનિંગ કૉલેજમાં શિક્ષણ પામેલા છે. ટ્રેનિંગ સ્કૂલો ૫૪ છે, તેમાં ૧૨,૦૦૦ શિક્ષકોને કેળવવાની સગવડ છે. પદર વર્ષ નોકરી કર્યા પછી શિક્ષકોને પેન્શન મેળવવાનો હક થાય છે. આ હકીકત પરથી હરકોઈને સમજાશે કે જાપાનના અભ્યુદયનું કારણ મોટે ભાગે કેળવણી

રશિઆ—રશિઆની ગ્રામ્ય શાળાઓમાં પરીક્ષાઓ શિક્ષક તેમજ શિષ્ય બંનેને બહુ પ્રિય હોય છે. સ્પર્ધાનો એ ઉત્તમ માર્ગ છે એમ શિક્ષકો સમજે છે અને ઘણે દૂરથી આવવાનું હોય તોપણ પરીક્ષાના દિવસને શિષ્યો ઉત્સવના દિવસ જેવો સમજે છે. શિક્ષકોને પરીક્ષામાં પ્રશ્ન પૂછવાનો અધિકાર નથી અને ઇન્સ્પેક્ટરો શિક્ષણપદ્ધતિ તેમજ યોજનાથી અણુવાકેફગાર હોય છે. આ કારણથી પરીક્ષા બહુ સફળ થઈ શકતી નથી.

---

ઑસ્ટ્રિઆ—જર્મનિમાં શિક્ષકોની સમાજ છે, તેમાં ૧,૦૪,૦૦૦ શિક્ષકો છે. આનો દાખલો લઈ ઑસ્ટ્રિઆના રાજ્યના જર્મન ભાષા બોલનારા લોકોએ હાલ એક શિક્ષકસમાજ સ્થાપી છે. એમાં ૧૮,૦૦૦ શિક્ષકો છે. આગળ જતાં સંખ્યા વધી સમાજ ફત્તેહમંદ થવાની આશા છે.

---

ડેન્માર્ક—જે બાળકોમાં ગુનો કરવાની વૃત્તિ માલમ પડે તેમને માટે ડેનિશ પાર્લમેંટે હાલ એક કાયદો પસાર કર્યો છે. એવું ધારણ બાંધવામાં આવ્યું છે કે જો બાળક ભટકતું કે અપરાધશીલ માલમ પડે તો તેથી એમ સિદ્ધ થાય છે કે તેનાં માબાપોએ પોતાનો ધર્મ બરોબર બજાવ્યો નથી. કાયદો અમલમાં લાવવા માટે દરેક ગામડામાં એક કમિટિ નીમવામાં આવી છે. મોટાં ગામોમાં એવી કમિટી સાત માણસોની બનેલી હોય છે, તેમાં અધ્યક્ષ કાયદો જાણનારા હોય છે અને બીજા સભાસદો દાક્તર, શિક્ષક, ઉપદેશક અને એક સ્ત્રી હોય છે. નાનાં ગામોમાં એવી કમિટીમાં પાંચજ સભાસદ હોય છે અને તેમાંનો એક શિક્ષક હોય છે. ગુનો કરવા માટે પકડેલાં તમામ છોકરાંને પોલીસ સ્થાનિક કમિટીઓને આપી દે છે. એ બધી કમિટી એક મોટી કમિટીના તાબામાં છે ને તેનો અધ્યક્ષ ગુનેગાર છોકરાંની સર્વ સંસ્થાઓ પર દેખરેખ રાખે છે. છોકરાંનાં માબાપોને બોલાવી દંડ કરવાનો કમિટીને હક છે. એટલી શિક્ષા સફળ ન થાય તો છોકરાંનો એક વાલી નીમવામાં આવે છે અને માબાપોને તેની સૂચના પ્રમાણે વર્તવું પડે છે. નિશાળના વખત પછી બાળકોને શેરીઓમાં

ભટકવા દેવાને બદલે 'બાળકોનાં ગૃહો'માં મોકલી દેવાનો કમિટીને અધિકાર છે. આસપાસના ખરાબ વાતાવરણમાંથી બાળકને લઈ જરૂર હોય તો અન્ય પુરુષોને તેમને ઉછેરવા આપે છે. સર્વથી ખરાબ છોકરાંને માટે ખાસ આશ્રમ બાંધેલો હોય છે ત્યાં મોકલવામાં આવે છે. નિશાળમાં ફરજીઆત કેળવણીનો જે સમય હોય છે તે પૂરો થયા પછી એ આશ્રમમાં એનાં ગુનેગાર છોકરાંને ત્રણ વર્ષ રાખવામાં આવે છે.

---

**મિ. હર્બર્ટનો સિદ્ધાન્ત**—મિ. હર્બર્ટના સિદ્ધાન્ત પ્રમાણે પાઠ આપવામાં પાંચ ક્રમ લક્ષમાં રાખવાના છે. એના મત પ્રમાણે એ પાંચ ક્રમિક બાબતોને અનુસર્યા વગર શિક્ષક સંપૂર્ણ રીતે અસરકારક અને સફળ પાઠ આપી શકે નહિ. એ પાંચ ક્રમિક બાબતોમાં પહેલી **તૈયારી** છે. તૈયારી એટલે પૂર્વના પાઠ સાથે આપવાના પાઠનો સંબંધ જોડવો તે. અગાઉ શીખી ગયા હોય તે પ્રશ્નોથી બાળકને યાદ દેવડાવવું અને જે શિક્ષણ આપવું હોય તે ગ્રહણ કરવા તેમનાં મનને તૈયાર કરવાં. આ પ્રમાણે '**તૈયારી**' 'આરંભપ્રશ્ન'ને મળતી આવે છે. કેટલીક વખત 'આરંભપ્રશ્ન'માં બાળકને જે શીખી ગયું હોય તેને લગતા એવા પ્રશ્નો પૂછવામાં નથી આવતા કે તેથી તે જે શિખવવાનું હોય તે ગ્રહણ કરવા સમર્થ થાય, પણ એ આરંભપ્રશ્નની ખામી સમજવી. બાળકના મન પર અમુક પાઠની જે અસર થાય છે તેનો આધાર શિક્ષક જે કહે છે તેના પરજ કે તે જેવી રીતે કહે છે તેના પરજ નથી; પરંતુ શિક્ષણ આપતી વખતે બાળકના મનની જેવી સ્થિતિ હોય છે તેના પર પણ છે. અમુક સંસ્કાર ગ્રહણ કરવા બાળકનું મન તૈયાર ન હોય તો તે સંસ્કાર મન પર ન પડે એ સ્પષ્ટ છે. શિક્ષક એકજ પ્રકારનું શિક્ષણ સર્વ શિષ્યોને આપે છે, તોપણ સર્વનાં મન પર સરખો સંસ્કાર પાડી શકતો નથી તેનું કારણ જુદાં જુદાં મનની જુદી જુદી ગ્રાહકશક્તિ તેમજ તે સમયે મનની જુદી જુદી સ્થિતિ. આ પ્રમાણે **તૈયારી** એ પાઠ આપવાનું પ્રથમ ક્રમિક પગથીઉં છે. બીજું પગથીઉં **નવીન બાબત શિખવવાની રીત**—જે શિખવવું હોય તેનું સ્પષ્ટીકરણ છે. બોધ જેમ સ્પષ્ટ અને નિશ્ચિત તેમ

સંસ્કાર વધારે ઊંડો. ત્રીજું પગથીઉ જે શિખવ્યું હોય તે બાળક પાસે **સ્પષ્ટ અને સંક્ષિપ્ત શબ્દમાં કહેવડાવવું તે.** શિક્ષકની સુગમતાથી એ રીતે છોકરાં લક્ષણ બાંધતાં કે સંક્ષિપ્ત રૂપમાં પાઠનો સાર કહી જતાં શીખે છે. જે શિખવ્યું હોય તેનો સંસ્કાર ચિરસ્થાયી થાય અને જરૂર પડે ત્યારે જાગ્રત્ થઈ તેનું સ્મરણ થાય તેટલા માટે **'વિચારના સંસર્ગ' કે 'સહચાર'** ની જરૂર છે. એ ચોથું પગથીઉ છે. અમુક બાબત યાદ રાખવાની ઉત્તમ રીત એજ છે કે તેનો બીજી બાબતો સાથે સંસર્ગ કરવો; અર્થાત્, તેની સાથે સંબંધ ધરાવતી બાબતો સાથે તે મનમાં દાખલ કરવી. સ્મરણશક્તિ પ્રબળ કરવા ઇચ્છતા હોય તેમણે એક વિચારને અન્ય સજાતીય વિચાર સાથે જોડવાનું સૂત્ર હમેશ યાદ રાખવું. પાઠનો ઉપયોગ એ છેલ્લું પગથીઉ. ઉપયોગ વગરનો પાઠ અસરકારક થઈ શકશે નહિ. આજ કારણથી ગણિતમાં નિયમ બરોબર ઠસાવવા દાખલા આપવામાં આવે છે, વ્યાકરણમાં લક્ષણ સમજાવવા દૃષ્ટાન્તો અપાય છે ને છોકરાઓ પાસે પદચ્છેદ અને વાક્યપૃથક્કરણ કરાવવામાં આવે છે. આ પ્રમાણે દરેક અસરકારક પાઠ શિખવવાનાં પાંચ ક્રમિક પગથીઆં છે,—૧ શિષ્યનાં મન ગ્રહણ કરવા તૈયાર કરવાં (અધિકાર પ્રાપ્ત થયા વિના ઉપદેશ ન કરવો કે શિક્ષણ ન આપવું એવો આપણા દેશનો પ્રાચીન કાળથીજ સંપ્રદાય છે), ૨ પાઠનું સ્વરૂપ રસિક અને આકર્ષક કરવું કે શિષ્યનાં મન પર બરોબર સંસ્કાર પડે. ૩ ભિન્ન ભિન્ન સ્વરૂપમાં વિવેચન કર્યા પછી તેનું તેજ સંક્ષિપ્ત રૂપમાં–ઉપસંહાર રૂપમાં મૂકવું, ૪ તેને મળતા સજાતીય વિચારો તેની સાથે રજુ કરવા કે સ્મરણશક્તિને સહાયતા મળે, અને ૫ પાઠનો ઉપયોગ દર્શાવવો.

---

**કેટલાક પ્રાચીન અને અર્વાચીન પ્રસિદ્ધ વિદ્વાનોએ આપેલાં કેળવણીનાં લક્ષણ**—પેસ્ટેલોઝાઈ કહે છે કે 'સ્પષ્ટ અનુભવેલા જુદા જુદા વિચારો પરથી સ્પષ્ટ સામાન્ય વિચારો તરફ મન વાળવું એ કેળવણીનું કામ છે.' અર્થાત્, વિશિષ્ટ વિચારો પરથી સામાન્ય વિચાર બાંધતાં શીખવું એનું નામ કેળવણી. ફ્રોબેલ કહે છે કે 'દરેક પ્રકારના

દુનિઆના વ્યવહારમાં મનુષ્યની સર્વ શક્તિ ખીલે અને તે છૂટી છૂટી નહિ પણ એકએકના સંબંધમાં અનુકૂળ થાય એવી રીતે વૃદ્ધિ પામે એમાંજ કેળવણીનું સત્ત્વ રહેલું છે.'' પ્રાચીન ગ્રીક ફિલસુફોમાં પ્લેટો કહે છે કે બુદ્ધિ ખીલે તેના પર દેખરેખ રાખવી અને શારીરિક અને માનસિક શક્તિઓને વ્યવસ્થિત નિયમમાં રાખી કસવી તેનું નામ કેળવણી. એરિસ્ટૉટલ કહે છે કે 'બાળકોને અસંપૂર્ણ પ્રાણી છે તે ગટાડી સંપૂર્ણ પ્રાણી બનાવવાં એનું નામ કેળવણી. મનુષ્યમાં બુદ્ધિ એ ઉત્તમ છે તેટલા માટે તે કેળવવી એ કેળવણીનું મુખ્ય કામ હોવું જોઈએ.' કૅન્ટે એજ વિચાર વધારે સંક્ષેપમાં દર્શાવ્યો છે તે કહે છે કે 'મનુષ્ય જેટલી સંપૂર્ણતા પામી શકે તેટલી તેનામાં આણવી એ કેળવણીનો ઉદ્દેશ હોવો જોઈએ.' હર્બર્ટ કેળવણીને નીતિની વૃદ્ધિજ સમજે છે. તે કહે છે કે 'નીતિ એ મનુષ્યનો ઉત્તમમાં ઉત્તમ પુરુષાર્થ છે એમ સર્વ પ્રજા માન્ય કરે છે. કેળવણીનો પણ તેટલા માટે એજ ઉદ્દેશ હોવો જોઈએ. પણ આને માટે નીતિ ઉત્તમમાં ઉત્તમ પ્રકારની ધારવી આવશ્યક છે.' સર જે. જી. ફિચ કહે છે કે 'શિક્ષણ એક કળા તેમજ શાસ્ત્ર છે. તેમાં અમુક કાર્ય સંપાદન કરવાનું રહેલું છે તેથી તે કળા છે; અને જે નિયમો તેમાં કામે લગાડવામાં આવે છે તેનાં આધારભૂત તત્ત્વનું તેમાં સંશોધન કરવામાં આવે છે તેથી તે શાસ્ત્ર છે.'

---

ફ્રોબેલ અને બીજા વિદ્વાનોના કેળવણી વિષે વિચારો— ફ્રોબેલ એવું માની લે છે કે બાળક અજાણતાં પણ ખચીત પોતાને જે હિતકારક હોય તેનોજ વિચાર બાંધે છે. આ એની ધારણા કેટલેક અંશે ખરી છે, પણ સર્વ રીતે ખરી નથી. જેમ બતકનાં બચ્ચાં સ્વાભાવિક રીતેજ પાણી તરફ જાય છે કે મરઘીનાં બચ્ચાં સ્વાભાવિક રીતેજ ખોરાક મેળવવા માટે જમીન ખોતરે છે, તેમ બાળક જે પોતાને હિતકર હોય તેજ તરફ વળે છે એમ સાદૃશ્ય દર્શાવી ફ્રોબેલ સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે, પણ તે બધી રીતે ખરૂં નથી. એવા પણ પ્રસંગ જોઈએ છીએ કે, જેમાં બાળકની ઇચ્છા દીવામાં ઝંપલાવતા પતંગીઆ જેવી છે. ખરી સં-

સ્થિતિ એવી દેખાય છે કે શિક્ષકે બાળકની વૃત્તિનો અભ્યાસ કરવો જોઈએ અને તેમાંની કઈ સંતુષ્ટ કરવા દેવી એ બાળકને કલ્યાણકારક છે તેનો તેણે વિચાર કરવો જોઈએ. સ્પેન્સરે દર્શાવ્યું છે કે બાળકની ઘણીખરી વૃત્તિ, જેવી કે ખાંડ માટે તેને ભાવ હોય છે તે, તેને હિતકારક છે તેથીજ હોય છે. શિક્ષકે બાળસ્વભાવનું અવલોકન અને અધ્યયન કરવું જોઈએ અને બાળકેળવણી બરોબર ખીલે એવી રીતે તેને દોરવો જોઈએ. તેને મરજીમાં આવે તેમ વળવા દેવો ન જોઈએ. કવચિત્, બલાત્કાર કે સખ્તાઈ કરવાની પણ જરૂર પડે, પણ અંદરથી પ્રેમની ઊર્મિ ઉત્પન્ન થાય એવી રીતે શિક્ષકે પોતાનું વર્તન રાખવું જોઈએ. જ્યાં દબાણ કે સખ્તાઈથી બાળકની સ્વાભાવિક ચપળતા નષ્ટ થાય અને તેને સામાં થવાનું કે જૂઠું બોલવાનું મન થાય ત્યાં ખરી કેળવણીનો નાશ થયો સમજવો. હુકમ કરે છે તેમાં શિક્ષકનો કંઈ સ્વાર્થ નથી પણ શિષ્યનોજ સ્વાર્થ સમાયલો છે એમ તે સમજે એવી રીતે શિક્ષકે વર્તવું જોઈએ. જેના પર પ્રેમ છે તેને રાજી કરવાની બાળકની ઇચ્છાનો લાભ લઈ તેને સારી ટેવ પાડતાં શિખવવું જોઈએ. બાળકમાં જે હસવાનો સ્વભાવ જોવામાં આવે છે તે તેની સમાજમાં રહેવાની પ્રીતિ દર્શાવે છે એમ જે ફ્રોબેલ માને છે તે અમને સર્વથા સત્ય લાગતું નથી. અમુક ઓરડામાં બાળકને જોઈએ એટલી ગરમી હોય તેથી તે આનંદ પામી હસતું હોય ને કાલું કાલું બોલી કલ્લોલ કરતું હોય તે કંઈ કોઈનો સંસર્ગ થવાથી નથી. ફ્રોબેલ કહે છે કે કેટલીક વસ્તુઓ બાળક માગે છે તે તેને હિતકારક નથી માટે આપવી ન જોઈએ. માત્ર રડતું અટકાવવાને માટે તેને જોઈતી ચીજ જે આપે છે તેની નબળાઈ બાળક તરત સમજી જાય છે. અતિશય મનની વૃત્તિ સાચવવાથી બાળક બગડે છે એમ લોક પણ કહે છે. દૃષ્ટાન્ત ઘણો બળવાન્ અને અસરકારક છે એમ જે ફ્રોબેલ કહે છે તે સત્ય છે. એવા વિચાર એની અગાઉના વિદ્વાનોના પણ છે ને તે સત્ય છે. જુદી જુદી વયની કેળવણી એકએક પર ઘણો આધાર રાખે છે. જેમ પૂર્વ કેળવણી સંપૂર્ણ તેમ ઉત્તર કેળવણી સારી થઈ શકે છે. બાળક, કિશોર કે તરુણને તે બાલ્યાવસ્થામાં, કિશોરાવસ્થામાં કે તરુણાવસ્થામાં છે તેથીજ

બાળક કિશોર કે તરુણ ગણવાનો નથી, પણ તે તે અવસ્થાને લાયક શારીરિક, માનસિક અને આધ્યાત્મિક કેળવણી પ્રાપ્ત કરી હોય. તોજ તેને તેવો ગણવો એવો ફ્રોબેલનો મત છે. આ ઉપરથી માલમ પડશે કે વયને યોગ્ય હોય તેથી વિશેષ ચપળતા જોવામાં આવે તો તેને ઉત્તેજન આપવું એ યુક્ત નથી. ફ્રોબેલ કહે છે કે 'ઈશ્વરે મનુષ્યને પોતાના આકારમાં સર્જ્યો છે, માટે તેણે ઈશ્વરની પેઠે પવિત્ર રીતે કામ કરવું જોઈએ.'

'બાળકને કેવી રીતે ઉછેરવું' એ પ્રકરણમાં દર્શાવેલા ફ્રોબેલનાં વિચારો માનસશાસ્ત્રની દૃષ્ટિથી જોતાં પરિપૂર્ણ નથી, પરંતુ બાળસ્વભાવનું અધ્યયન આવશ્યક છે એમ ફ્રોબેલ કબુલ કરે છે. છેક બાલ્યાવસ્થામાં જે દેખે છે તે ગ્રહણ કરે છે. માબાપ અને શિક્ષકનું એ સમયનું કર્તવ્ય માત્ર તેનું પોષણ કરવું અને લુગડાં પહેરાવવાં એજ નથી, પણ કુદરતનું કેવી રીતે અવલોકન કરવું, તેની ખુબી કેવી રીતે સમજવી, એ શિખવવું તેમજ વસ્તુનાં ખરાં નામ દર્શાવવાં એ છે. ઘણે ભાગે બાળક રમતમાંજ ગુંથાયલું રહેશે અને જેવા ઉત્સાહથી તે રમતમાં ભાગ લેશે તેવા ઉત્સાહથી આગળ જતાં દુનીઆનાં કામમાં ભાગ લેશે એમ કેટલેક અંશે સામાન્ય રીતે માની શકાય. પરંતુ જો તેને સ્વાર્પણ કે પરોપકારની ટેવ રમતમાં નહિ પાડી હોય તો પછીની જીંદગીમાં તેમનામાં એવી રીતની બહુધા ખામી માલમ પડશે. રમતાં રમતાં છોકરાનું માથું ટેબલ સાથે અથડાય ને તેની મા છોકરાને રોતું રાખવા ટેબલને મારે તો તેનામાં વેર લેવાની ટેવ પડવાનો સંભવ છે. રમતમાં પ્રસંગ આવે સારે બીજાને મદદ કરવાની ટેવથી આગળ જતાં પરોપકારવૃત્તિ કેળવાવાનો સંભવ રહે છે. સાથે રમત રમવાનો આ એક મોટો લાભ છે. બાળક પોતાની મેળે ગાવાની વૃત્તિ દર્શાવે તો તેને ઉત્તેજન આપવું; પણ તેને ઊભું રહેતાં કે ચાલતાં શિખવવાને કૃત્રિમ સાધનો વાપરવાં નહિ. બહુ વહેલાં ચાલતાં શિખવવાથી કેટલીક વખત બાળક લંગડું થવાના દાખલા મળી આવે છે. બાળક કોઈ ચીજ ભાગી નાખે તો તેને ઠપકો દેવો નહિ; કેમકે તે વસ્તુ શેની બનેલી છે તે તપાસવાની વૃત્તિથીજ તે ઘણુંખરૂં એ પ્રમાણે કરે છે. બાળકને સ્વાભાવિક રીતેજ ચિત્ર કાઢવાનું મન થાય છે, અને પોતાના વિચાર દર્શાવવાના સાધન તરીકે તે તેનો ઉપયોગ કરે છે. આકાર અને સ્થિતિ

કરતાં બાળક સંખ્યા પર વિશેષ લક્ષ આપે છે. દાખલા તરીકે માણસનું ચિત્ર કાઢતાં એક તરફ બંને હાથ ચીતરવામાં તેને કંઈ વિચિત્ર લાગતું નથી; પણ હાથની સંખ્યાની તે ભૂલ કરતું નથી. એજ પ્રમાણે તે માથાનું ચિત્ર કાઢવામાં પણ તે આંખ કે નાકની સંખ્યામાં ભૂલ કરતું નથી, બે આંખ અને એકજ નાક કાઢે છે; પણ ઘણીખરી વખતે બંને આંખો નાકની એકજ બાજુએ ચીતરે છે. બાળકોને માબાપોની સાથે રહેવું, તેમનું અનુકરણ કરવું અને તેમને પ્રશ્નો પૂછવા ગમે છે. આવે પ્રસંગે બાળકને સૂચના આપી તેમની પાસેજ સવાલના ઉત્તરો દેવડાવવાથી લાભ થાય છે.

---

# वाग्व्यापार.

( સાંધણુ પૃષ્ઠ ૧૮ થી ચાલુ. )

ગુણવિધાન અને વૃદ્ધિવિધાનથી થનારા સ્વરોની તથા તાલવ્ય અને ઓષ્ઠ્ય સ્વરોની અદલાબદલી ભાષાના વિકાસમાં આપણે દેખીએ છીએ. જુઓ સં. ઔષધ–ઓસડ, રૌપ્ય–રૂપું, સૌભાગ્ય–સોહાગ–સુહાગ, વૈર–વેર, ચૈલ–ચેડાં ફાડવાં, કોણ–ખૂણો, વેદના–વીણ, ફેન–ફીણ, ફુપ્ફુસ–ફેફસું, નૂપુર–નેપુર, પ્રા. પોટ્ટ–મ. પોટ–ગુ. પેટ વગેરે. પ્રેમાનંદના સમયની ગુજરાતીના પછે, વળતેને ઠેકાણે હાલ પછી, વળતી રૂપ વપરાય છે, તેમાં પણ એવી જ અદલાબદલી છે.

ઘણાખરા દૃષ્ટાંતમાં એ ઐ ને સ્થાને તાલવ્ય અને ઓ ઔ ને સ્થાને ઓષ્ઠ્ય સ્વર થાય છે, તે એ જોડકાંમાં તે તે પરભાગસ્થ સ્વરનું પ્રાધાન્ય અને અભ્યાસસ્થ સ્વરનું ગૌણત્વ સૂચવે છે. મહાન વૈયાકરણ પાણિનિએ પ્રાધાન્યને અનુસરીનેજ ઇકાર ઉકારના એ ઓ ગુણ અને ઐ ઔ વૃદ્ધિ કહે છે.

સંધિસ્વરને બદલે તાલવ્ય કે ઓષ્ઠ્ય સ્વર ન થતાં કોઈ વખતે અભ્યાસના ગૌણ કંઠ્ય અકારનો [1]આદેશ થયલો પણ મળી આવે છે; જેમકે

1 Substitution.

ઔજ્જ્વલ્ય–√ અજવાળ–અજવાળું, ગોધૂમ–ગહુ–ઘઉં, હૈમન્ત–પોમો ઇ. ઇ.

આહીં કહેવું પડે છે, કે સંસ્કૃત વૈયાકરણો એ ઓ તથા ઐ ઔ ની સાથે અ તથા આને પણ ગુણવિધાન અને વૃદ્ધિવિધાનનાં કાર્ય માને છે તે બરાબર નથી. અ એ ઓને ગુણસંજ્ઞા અને આ ઐ ઔને વૃદ્ધિસંજ્ઞા વ્યાકરણના નિયમો બાંધવાની સરળતાને અનુલક્ષીને તેમણે ભલે આપી હોય, તેને આપણે લેવા દેવા નથી. એ સંકેત વ્યાકરણમાં [1]સયુક્તિક હશે, પરંતુ ભાષાવિજ્ઞાનની દૃષ્ટિએ [2]અશાસ્ત્રીય છે. ગુણવિધાન અને વૃદ્ધિવિધાનથી થનારા સ્વરો અને તેમના ઉત્પાદક અંશભૂત સ્વરો અસવર્ણ છે. એ ઓ તથા ઐ ઔ તે અ આ સાથે કે ઇ ઈ તથા ઉ ઊ સાથે સવર્ણતા ધરાવતા નથી. એથી ઊલટું સંસ્કૃત વૈયાકરણના ગુણવૃદ્ધિભૂત અં આ સ્વરો પ્રકૃતિભૂત અ સ્વર સાથે સવર્ણ છે. વળી પ્રકૃતિભૂત અ અને ગુણભૂત અ એ બેના ઉચ્ચારમાં કોઈ પ્રકારનો ભેદ શ્રુતિગોચર થતો નથી તો વ્યર્થ તેમનો વિષયવિભાગ પાડવાનું કંઈ સ્વારસ્ય નથી; કલ્પિત ગુણ અ ઊભો કરવાનું કારણ નથી. વળી આકારને સંસ્કૃત વૈયાકરણોએ દીર્ઘ એવું નામ આપ્યું છે ને તે સાર્થક છે તો પછી તેને અગ ઊપજાવનારૂં નવું વૃદ્ધિ નામ આપવામાં પણ કંઈ સ્વારસ્ય નથી જણાતું. અકાર આકારને ગુણવૃદ્ધિ સંજ્ઞા આપીએ, તો તેના પ્રધાન ઉત્પાદક અંશભૂત અની પૂર્વે કયો અસવર્ણ સ્વર અભ્યસ્ત કહેવો–જેના યોગથી અકાર આકાર પ્રગટે? ગમે તે દૃષ્ટિબિંદુએ તપાસતાં વિવાદાસ્પદ વૈયાકરણ પરિભાષા અશાસ્ત્રીય છે, એટલે [3]અગ્રાહ્ય છે. એ પરિભાષાનો ગોટાળો શાથી ઉત્પન્ન થયો, તે વિચારીએ. આપણે જેને હ્રસ્વ સ્વર કહી ગયા તેમાં અનુસ્વાર ન મળ્યું હોય અથવા તો તેની પછી સંયુક્ત વ્યંજન ન આવ્યો હોય, તો છંદઃશાસ્ત્રમાં તેને લઘુ સ્વર કહે છે. આપણા દીર્ઘ સ્વર અને સંધિસ્વર ગુરૂ કહેવાય છે. હવે સં. √તદ્ નું √તાદ્ અને √ચુર્ નું ચોર્ થાય છે, તે લઘુ સ્વરને બદલે મળતા દીર્ઘ સ્વર–રૂપ અને મળતા સંધિસ્વર–રૂપ સ્વર મૂકવાથી થાય છે. આ રીતનો ફેરફાર તે વાણીનો એક સ્વાભાવિક વ્યાપાર છે તેને અનુસરીને સં. અધીનનું ગુ. આધીન; ગુરુનું ગૌર વગેરે થાય છે.

---

૧ મતલબસર. ૨ unscientific. ૩ ગ્રહણ ન કરી શકાય એવી.

ઉપર આપણે હ્રસ્વત્રિપુટી, દીર્ઘત્રિપુટી, ગુણયુગ્મ અને વૃદ્ધિયુગ્મ એ રીતે કુલ દસ સ્વર વિષે કહી ચૂક્યા. આ દસ સ્વર જૂના છે, વૈદિક અને લૌકિક સંસ્કૃતમાં તે મળી આવે છે. ઐ-ઔને પ્રાકૃતમાંથી વૈયાકરણોએ બાતલ કરેલા છે. શિષ્ટ પ્રાકૃતમાં સંસ્કૃત ઐ-ઔને ઠેકાણે અઇ-અઉ એવી જોડણી મળી આવે છે. પરંતુ લોકની બોલીમાં એવી [1]પૃથક્કૃતિ થઈ નહિ હોય, એટલે કે ઐ-ઔ તે ઐ-ઔ રૂપે જ [2]અપૃથક્કૃત બોલાતા હશે. એમ ન હોય તો સૈ ઔ સૈન્જપર વૌહ્ર જેવા સાદા ચાલુ શબ્દોમાં ઐ-ઔનો ઉચ્ચાર સંપ્રદાય વિચ્છિન્ન માનતાં શી રીતે જળવાઈ રહે? વળી શઈને ગ્રામ્ય વર્ગ રૈ, ન્હાઉં ને ન્હૌ બોલે છે. તેમાં વૃદ્ધિયુગ્મ અસ્થાને પણ દેખા દે છે; તે લોકવાણીમાં ઐ-ઔના શુદ્ધ ઉચ્ચાર જળવાયાની સાક્ષી પૂરે છે. આ રીતે [3]મહાસંસ્કૃત સંસ્કૃત અને પ્રાકૃતમાં થઈ [4]અતિપ્રાકૃતમાં ઊતરી આવનારા [5]પૂર્વોક્ત દસ સ્વરો જુનાજ છે. એ દસે સ્વરોના ઉચ્ચાર સંવૃત એટલે સાંકડા છે. એમાંના એ-ઓ ને મળતા પહોળા ઍ-ઑ એ બે સ્વરો વિવૃતિવિધાનથી નવા થયા છે. ગૅબ અને રૉફમાં ઍ ને ઑ શ્રુતિગોચર થાય છે, તે વિવૃત છે. પરભાષામાંથી વિવૃત સ્વર સાથે જ વગર-વિકારે આવેલા ગૅબ જેવા શબ્દોમાં એ વિવૃત ઉચ્ચાર સ્વતઃસિદ્ધ છે; અને રૅાન, ચૉક, વૅર વગેરે [6]તદ્ભવ શબ્દોમાં સાધિત છે. સાધિત પહોળા ઉચ્ચારનો ઉદ્ભવ અનેક કારણથી થાય છે. ( ૧ ) વખતે એમ બને છે કે શબ્દમાંના એકાદ વ્યંજનનો લોપ થવાથી એકંદર વજન ઘટવાને લીધે આપોઆપ સ્વર વિવૃત બોલાય છે; જેમકે પ્રા. પહ્રો-પૅરો, પ્રા. વહિલ્લં-વહેલું, સં. ચતુષ્ક પ્રા. ચઉક્ક-ચૉક, પ્રા. √ચિહુટ્ટ-√ચૅાટ ઇ. ઇ. ( ૨ ) વખતે કોમળ ઉચ્ચારનું અનુસ્વાર ભળેલું હોવાથી ઉચ્ચાર પહોળો પડે છે; જેમકે કૅંટ. ખૅંચ, વૅંગણુ, √પૅાંક, √ચૅાંક ઇ૦; ( ૩ ) વખતે ઉપર અનુનાસિક વિવૃત ઉચ્ચાર ઉત્પન્ન કરવામાં સહકારી થાય છે; જેમકે મૅણુ, કૅમ, દૅન, મૉમ, હૅાણી, રૅાન ઇ. ( ૪ ) વખતે એમ પણ

---

૧ સંધાયલા ઉચ્ચાર છૂટા પડવા તે. ૨ છૂટા ન પડેલા. ૩ વેદનું સંસ્કૃત. ૪ સંસ્કૃત કુટુંબની ચાલુ દેશભાષા જેવી કે હિંદુસ્તાની, ગુજરાતી, મરાઠી વગેરે. ૫ પહેલાં કહેલા. ૬ સંસ્કૃત ઉપરથી થયેલ. ૭ પછી આવનાર.

બને છે કે આમાંનું એકે કારણ નથી હોતું છતાં સવૃત ઉચ્ચારવાળા સ-રૂપ શબ્દથી નોખા પાડવાની ખાતર ઉચ્ચાર વિવૃત કરવામાં આવે છે; જેમકે કરે=હાથવડે, કરૅ=નીપજાવે; ગોળ, ગૉળ; મોર, મૉર; કોઠી, કૉઠી વગેરે. અહિં કહેવું જોઈએ કે સોમ, રોમ, લોભ વગેરે [1]તત્સમ શબ્દમાં ઓકાર સંવૃત છે, તો પ્રેમ, સેના, વેન વગેરે તત્સમ શબ્દમાં એકાર વિવૃત બો-લવાનું કંઈ કારણ નથી.

જૂના સ્વરોમાં આ રીતે એક તરફથી આપણે બે નવા વિવૃતસ્વ-રોનો વધારો કર્યો છે, તો બીજી તરફ આપણે જૂના મૂર્ધન્ય અને દંત્ય સ્વરો મૂળગા ખોઈ બેઠા છીએ. સંસ્કૃત લિપિમાં નોખા દંત્ય અને મૂર્ધન્ય સ્વરવર્ણ છે, પરંતુ ઉચ્ચારના સંબંધમાં ગોટાળો છે. બધા વૈયાકરણોને મૂ-ર્ધન્ય સ્વરનાં હ્રસ્વ અને દીર્ઘ [2]રૂપ બન્ને માન્ય છે, ત્યારે દંત્ય સ્વરનું [3]હ્રસ્વ રૂપજ કેટલાક કબૂલ રાખે છે ને કેટલાક હ્રસ્વ ને દીર્ઘ બે આપે છે. [4]દીર્ઘ રૂપ ભાષામાં કોઈ પણ બોલમાં ગળી આવતું નથી. હ્રસ્વ લૃકાર પણ માત્ર કૢૃપ્ત બોલમાં કૢપ્ત છે. વ્યાકરણ પ્રક્રિયામાં લૃકાર-ઋકારને એક ગણ્યા છે, જેથી વિચાર્યમાણ લૃકારનું નોખાપણું નષ્ટ થાય છે. બીજી તરફ ઋકારનો ઉચ્ચાર રૂપાંતર પામતો આવ્યો છે. પ્રાતિશાખ્ય તેને જીહ્વામૂલીય એટલે કંઠ્ય કહે છે; વૈયાકરણ મૂર્ધન્ય લેખે છે. પ્રાકૃતમાં મૂ-ર્ધન્ય તેમજ દંત્ય સ્વર છે નહિ. વર્તમાન ગુજરાતીમાં તત્સમ શબ્દોમાં-નો ઋકાર તે રકારમાં અ ઇ ઉ મેળવીને બોલીએ, તેવો ઉચ્ચારવામાં આવે છે. બોલીમાં લુપ્ત થયલા ઋકાર અને લૃકાર લિપિમાં તત્સમ શ-બ્દોમાં દૃષ્ટિગોચર થાય છે, તે તો ચિત્રામણનાં મેનાંપોપટ છે. હ્રસ્વ દીર્ઘ મૂર્ધન્ય દંત્ય સ્વરના શુદ્ધ ઉચ્ચાર તો પ્રાકૃતમાં છે નહિ; ને ગુજરાતીમાં આપણે ખોયાજ છે, એમ કહેવું પડે છે. એ સ્વરોના ગુણવૃદ્ધિવિધાનથી થનારા ગુણસ્વર અને વૃદ્ધિસ્વર તો સંસ્કૃત મહાસંસ્કૃતે પણ ખોયા છે. અપૃથક્કૃત સ્વરોચ્ચારને ઠેકાણે અભ્યાસ અને પ્રધાનઅંશભૂત મૂર્ધન્ય દંત્ય સ્વરની [5]પૃથક્ક્રિયાથી થયલાં અર્ અલ્ આર્ આલ્ એવાં કઢંગાં વિકૃત

---

૧ સંસ્કૃતમાંથી વગર વિકારે ઊતરી આવેલા. ૨ ઋ ને ૠ. ૩ ઌ ૪ ૡ. ૫ સંધાયલા ઉચ્ચાર છૂટા પડવા તે.

રૂપે વૈયાકરણે આપે છે, જે સંધિકાર્યથી થયલા એ ઓ ઐ ઔને સ્થાને પૃથક્ક્રિયાથી થનારાં અય્ અવ્ આય્ આવ્ રૂપને મળતાં છે. સરવાળે બે મૂર્ધન્ય, બે દંત્ય તથા બે બે સંધિસ્વરભૂત કંઠમૂર્ધન્ય અને દંતમૂર્ધન્ય, એમ આઠ સ્વરોચ્ચાર અત્યારે વાણીમાંથી લુપ્ત થયા છે, જ્યારે નવા તો બે જ ઉદ્ભવ્યા છે.

આપણા સ્વરોચ્ચારની સરખામણી ઈંગ્રેજી ભાષાના સ્વરોચ્ચાર સાથે કરી વિશેષ એટલે વૈલક્ષણ્ય ધ્યાનમાં લેઇએ. આપણો અકાર બહુધા મધ્ય લયે અને પદ પદાંશને છેડે દ્રુત લયે બોલાય છે. રમત એ પદમાં પહેલા બે સ્વરોચ્ચાર મધ્ય લયના છે; પરંતુ પદાંત તકારમાંના સ્વરનો ઉચ્ચાર દ્રુત છે. તે દ્રુત લયે બોલાય છે તેથી તેને કેટલાક વિદ્વાનો સામાન્યતઃ મધ્ય લયે બોલાતા સ્વરોની અપેક્ષાએ શાંત કહે છે. સ્વર જે પ્રકૃતિએ ઉચ્ચાર્ય-ઉચ્ચારાત્મકજ છે તેને શાંત એટલે અનુચ્ચાર્ય કહેવો એ વદતોવ્યાઘાત જેવું છે. આ અશાંતિ ઊપજાવનાર દ્રુત લયે બોલાતો અકાર ઈંગ્રેજીમાં છે નહિ. અકાર પછીના બીજા બધા સ્વર આપણામાં મધ્ય લયે બોલાય છે. ઈંગ્રેજીમાં fast વગેરે બોલમાં આકાર દ્રુત છે. વળી isleમાં વિલંબિત લયનો એ છે. isleમાં મધ્ય લયનો આ અને દ્રુત લયનો ઇ તથા outમાં મધ્ય આ અને દ્રુત ઉ સંકીર્ણ-પૃથગ્ભૂત રહે છે. જ્યારે આપણા ઐ ઔમાં ઉત્પાદક અંશભૂત સ્વરો મળી જઈ ઉચ્ચારો અપૃથગ્ભૂત-અસંકીર્ણ છે. ઈંગ્રેજીમાં બીજા પણ સંકીર્ણ સ્વરો છે, પણ તે પ્રસ્તુત વિવેચનમાં અનુપયોગી છે.

અત્યારસુધીના જે જે વાગ્વ્યાપારનું નિદર્શન કર્યું છે. તે તેના કાર્ય સાથે અહીં એક વાર ગણાવી આગળ વધીએ. પ્રથમ વ્યાપાર કંઠ્યવિધાન જેણે કરીને અકાર પ્રગટ્યો. બીજો વ્યાપાર સ્થાનાંતરવિધાન, તેની પ્રવૃત્તિ ઇકાર ઉકારના આવિર્ભાવમાં મનોગોચર થાય છે. ત્રીજો વ્યાપાર વિલંબનવિધાન-જેથી હ્રસ્વ સ્વરના દીર્ઘ સ્વર આ ઈ ઊ નીપજે છે. ચોથો વ્યાપાર ગુણવૃદ્ધિવિધાન-જેનું કાર્ય એ ઓ ઐ ઔ છે. પાંચમો વ્યાપાર વિવૃતિવિધાન; એને લીધે ઍ ઑ ઉદ્ભવે છે. આ રીતે અકારનો ઇ ઉ સાથે, આ બંધાનો આ ઈ ઊ સાથે, એમનો પાછો એ ઓ

ઐ ઔ આ સાથે અને એમાંના સંવૃત એ ઓ ના વિવૃત ઍ ઑ સાથે સંબંધ ધ્યાનમાં લેઈશું. તો સાંખ્યશાસ્ત્રમાં નિરૂપિત સૃષ્ટિના આવિર્ભાવના જેવી એક તરેહની અવિચ્છિન્ન શૃંખલા અથવા પરંપરા પ્રતીત થાય છે.

સ્વરોચ્ચાર ઉપર કહ્યું તેમ બાર છે, પરંતુ ગુજરાતી લિપિમાં નોખા[1] વર્ણ તો ત્રણ જ સ્વર મળી આવે છે. એ ત્રણ સ્વર હ્રસ્વ ત્રિપુટી અ ઇ ઉ છે. આ સ્વર હ્રસ્વ અના પાછળ કાનો ઉમેરવાથી, ઈ ઊ હ્રસ્વ ઇ ઉ લંબાવવાથી, એ ઐ અકારને માથે માત્રા ચઢાવવાથી અને ઓ ઔ વર્ણ કાનો તથા માત્રા બેના ઊમેરણથી આકારાય છે. હવે ભાષાવિજ્ઞાનની દૃષ્ટિએ બારે સ્વરોને જ્યારે અકારનાજ પરિવાર તરીકે જોઈએ છીએ, ત્યારે ઇ ઉ ઉચ્ચાર માટે સ્વતંત્ર વર્ણની શી જરૂર છે? એ ઐ ઓ ઔને માટે તો સ્વતંત્ર ચિહ્ન છે નહિ; માત્ર અવર્ણમાં કાનામાત્રાનો વધારો કરી નિર્વાહ કરવામાં આવે છે. દેવનાગરી લિપિમાં એકારનું સ્વતંત્ર ચિહ્ન છે, જેમાં માત્રાના વધારાથી ઐ વર્ણ લખાય છે. પણ શક રહે છે કે તે ચિહ્ન અવર્ણના અતિપ્રાચીન-અતિમૌર્ય રૂપમાં પડિમાત્રા ગળી જવાથી સહજ ફેરફારથી નીપજ્યું હશે. હવે જ્યારે નવ સ્વરના સ્વતંત્ર વિશિષ્ટ[2] વર્ણ નથી, છતાં કાનામાત્રાના સંકેતથી નભાવીએ છીએ. ત્યારે વ્યંજનનાં જેમ પલાખાં રચિયે છિયે તેમ લિપિમાં વિકૃતિભૂત અગિયાર સ્વર માટે પ્રકૃતિભૂત અકારનાં પણ પલાખાં શા માટે ન યોજવાં? વર્તમાન કાળમાં પ્રત્યેક વિષય સરળ અને પદ્ધતિયુક્ત કરવા તરફ જ્યારે પ્રવૃત્તિ થઈ રહી છે; ત્યારે ઉપરની વાત પણ શું ધ્યાનમાં લેવા જેવી નથી? આ વિષય લિપિ-લેખનના વિચારકનો છે; તેથી તેમનેજ ઉઠાવેલા પ્રશ્નનો નિર્ણય કરવાનું સોંપું છું.

અપૂર્ણ.

---

૧ નોખા ૨ ખાસ.

# સાહિત્યપરિષદ્‌માં રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે વાંચેલો નિબન્ધ.

## પ્રેમાનન્દ.

( સાંધણ પૃ૪ ૩૪૦ પુ. ૪૪ માથી. )

ભાષાભક્તિનો મહામંત્ર પામી ગુર્જરગિરાના ઉત્કર્ષ અર્થે પ્રેમાનંદે પ્રાચીન વૈદિક ચરણોની સ્મૃતિ આપતું બાવન અનુયાયીનું સહકારી મંડળ સ્થાપ્યું જેમાં કવિજ નહિ પણ કવયિત્રીઓ પણ હોવાનું વાંચીએ છીએ. આ આપણા બાવન વીરનું સૂચન વલ્લભના એક ×ઈંદ્રવિજય સવૈયામાં કરેલું છે. એ પૈકી જેમની કૃતિ પ્રકાશમાં આવી છે એવા તો ગાયક વીરજી, સહવાસી હરદાસ, પ્રસાદકવિ દ્વારકાદાસ, અનુવાદકવિ રત્નેશ્વર, નિરંકુશ કવિ વલ્લભ અને સાદો સુંદર, એ છજ છે. એઓમાં પ્રેમાનંદનું પ્રથમ પ્રીતિપાત્ર ⚹વીરજી છે. ગુરુ શિષ્યનો સંબંધ ક્યારે જોડાયો તે હાલ નક્કી કહી શકાતું નથી. રા. સા. હરગોવિંદદાસ જણાવે છે કે વીરજીમાં ઊંચા પ્રકારની કવિત્વશક્તિ ન હતી; પરંતુ તેનો કંઠ મધુર હતો, એને લીધે પ્રેમાનંદની એના ઉપર પ્રીતિ થઈ. કહે છે કે પ્રેમાનંદ કાવ્ય રચતા તે વીરજી ગાતો. પ્રતિભા ઓછી છતાં ગાયક તરીકેના પક્ષપાતથી દોરાઈ ગુર્જર સાહિત્યના સ-

---

×એ સવૈયો નીચે મુજબ છેઃ—

છે નવ દાસ અને ભઈ ચારજ, રત્ન ભલાં દૂય શિષ્ય કહાવે;
છે ભવ રાશ અને બાઈ બારજ, રત્ન મળાં દ્રય વિષ્ય કહાવે;
છે વીર પંચજ, છ ગણિયે ત્રણ, નંદ ચતુરનું નામ સુહાવે;
છે વીર વલ્લભ, શે ભણિયે ગણુ? એકજ પ્રેમનું નામ સુહાવે.

⚹વીરજીના મુદ્રાંકિત ગ્રંથોની સાલવાર ટીપઃ—

વિ. સં. ૧૭૨૦ સુરેખાહરણ.
૧૭૨૫ કામાવતીની કથા.
૧૭૩૦ બળિરાજાનું આખ્યાન.
૧૭૪૨ દશાવતારકથા.

સુકર્ષ અર્થેનો મહાન સમારંભમાં કામની વહેંચણી કરતાં પ્રેમાનંદે તેને ફા-
રસી—અરબી—ઉર્દુ વાર્તાને ટકોર મારે એવી અદ્દભુત વાર્તાઓ રચવાનું
સોંપ્યું હતું. એ કામ તેણે કામાવતીની કથા આદિ વાર્તા લખી બજાવ્યું.
પરંતુ તેમાં વિદેશી વાર્તાસાહિત્યના જેવો ચમત્કાર અથવા પૈશાચી બૃહત્કથા
જેવો રસ આવી શક્યો નહિ, તેથી પ્રેમાનંદનું મન માન્યું નહિ. કામાવ-
તીની કથા અને બીજા ગ્રંથો કરતાં વીરજીનું સુરેખાહરણ વધારે લોકપ્રિય
થયું જણાય છે; કેમકે એની પ્રતો સહેલથી મળી આવે છે. બધી પ્રતોમાં
વિ. સં. ૧૭૨૦ ની સાલ જોવામાં આવે છે. એ આખ્યાનના આરંભે વી-
રજી નરસિંહમહેતા વગેરેને સ્મર્યા પછી પ્રેમાનંદનું નામ લે છે, અને પ્રભુ,
સ્વામિન+ એવાં વિશેષણ આપી વંદના કરે છે. તે ઉપરથી ગુજરાતી લે-
ખક તરીકે સં. ૧૭૨૦ પહેલાં પ્રેમાનંદની સારી પ્રતિષ્ઠા જામ્યાનું અનુમાન
થાય છે. ત્યાર પછી બે વર્ષે ※હરિદાસે સીતાવિરહ રચ્યો તેની સમાપ્તિએ
વિપ્રગુરુ એવા મભમ શબ્દે પ્રેમાનંદનો નિર્દેશ છે. રા. સા. હરગોવિંદદાસ
લખે છે કે હરિદાસ પ્રેમાનંદના ઘરનું કારભારૂં કરનારો વણિક હતો. તે
વિ. સં. ૧૭૨૧ માં પ્રેમાનંદનો શિષ્ય થયો. પ્રેમાનંદની પેઠે એણે પણ
એંશીથી વધારે વરસનું આયુષ ભોગવ્યું જણાય છે; શાથી જો એની પ-
ત્નીનો કાળ થયો ત્યારેજ હરિદાસની ઉમ્મર એંશી વરસની હતી. મોટી
ઉમ્મરે કવિતા કરવા માંડેલી ને તેમાં પણ પ્રતિભા તેજસ્વી નહિ તેથી
હરિદાસની કવિતા ઊંચા વર્ગમાં મૂકી શકાય એવી નીવડી નહિ: આ કા-
રણથીજ સાહિત્યના સમુત્કર્ષના સમારંભમાં પ્રેમાનંદે તેને કંઈ કામ સોંપ્યું

---

+ખુલાસા સાર જુઓ વીરજી કૃત બળિરાજાનું આખ્યાન કડવું:—
પાવન૨૫ પ્રભુ પ્રેમાનંદ ગુણ ગાતાં લજ્જાય.

※હરિદાસના મુદ્રાંકિત ગ્રંથોની સાલવાર ટીપઃ—

વિ. સં. ૧૭૨૨ સીતાવિરહ.
૧૭૨૬ સામળશાહનો વિવાહ.
૧૭૨૭ નરસિંહમહેતાના બાપનું શ્રાદ્ધ.
૧૭૩૭ ભારતસાર.

નહિ હોય. એના પ્રસિદ્ધમાં આવેલા ગ્રંથો પૈકી સામળશાહના વિવાહની કેટલીક લિખિત પ્રતમાં કર્ત્તા તરીકે આધારભટ એવું નામ જોવામાં આવે છે. હરિદાસ ને આધારભટ એક કે ભિન્ન એ તકરારનો નિવેડો કરવો બાજુ ઉપર મૂકી એ દીર્ઘાયુ પુરુષનીજ હયાતીમાં તેવોજ બીજો દીર્ઘાયુ ને તેવોજ મોડી કવિતા લખનાર જે દ્વારકાદાસ તેના વિષે કહીએ. હરિદાસ પ્રેમાનંદના ઘરમાં રહી સહવાસથી કવિતા જોડતાં શીખ્યો. એનામાં ઈશ્વરદત્ત શક્તિ ન હતી. એથી ઊલટું દ્વારકાદાસમાં નૈસર્ગિક પ્રતિભા હતી, પરંતુ તે અદ્દભુત હતી. તેમની સંસ્કારી બુદ્ધિથી પ્રસન્ન થઈ પ્રેમાનંદે તેમને કવિતા કરવાને પ્રેર્યા. એ સમયે તેમનું વય પચાસ વર્ષનું હતું. નિરંકુશ વલ્લભ ઉપવાસ કરી બોલી ઊઠ્યો કે 'એ કવિતા કરશે તો પછી રાંડીરાંડો કવિતા કેમ નહિ કરે ?" પ્રેમાનંદના પ્રસાદે જરઠ* દ્વારકાદાસે કવિતા કરી અને તે ઊંચા પ્રકારની કવિતા કરી. એ વખતે વલ્લભનું વય ઓછામાં ઓછું પંદર વરસનું ગણીએ તો એનો વિ. સં. ૧૭૧૫ માં જન્મ થયો હોવો જોઈએ; કેમકે દ્વારકાદાસ સં. ૧૬૮૦ માં પોતાનો જન્મ થયાનું અને પચાશ વર્ષે ગુરુનો મેળાપ થયાનું લખે છે. તે લેખે દ્વારકાદાસને કવિતાની પ્રસાદી સંવત્ ૧૭૩૦ માં થઈ એ અર્થાપત્ત છે. વલ્લભના જન્મકાળે પ્રેમાનંદનું વય× વીસ વરસનું લેઈએ તો સંવત્ ૧૬૯૫ ના અરસામાં એટલે કે દ્વારકાદાસ જન્મ્યા પછી આશરે પંદરે વરસે અને અધૂરો મૂકેલો દશમસ્કંધ સુંદર મેવાડે પૂરો કર્યો તે પહેલાં આશરે સોએક વરસે પ્રેમાનંદનો જન્મ થયો લેખાય. પ્રેમાનંદની પ્રસાદી પામી દ્વારકાદાસ કવિ થયા, તેથી એમને પ્રસાદકવિ કહીએ છીએ. દ્વારકાદાસે ગુર્જર સાહિત્યમાં કિંમતી ઉમેરો કરી ગુરુએ આદરેલા મહાન સમારંભમાં નિઃશબ્દ સહાયતા કરી છે.

---

*જુઓ દ્વારકાદાસકૃત બાર માસનો છેવટનો ભાગઃ—

"સોળસેં એંશીમાં જન્મ છે રે; પંચાશ વર્ષે ગુરુ મેળાપ"

× રા. સા. હરગોવિંદદાસ પ્રેમાનંદનું વય ૩૨-૩૩ વરસનું હતું ત્યારે વલ્લભ જન્મ્યો એવું લખે છે.

પ્રેમાનંદનો ચોથો સહકારી +રત્નેશ્વર વ્યુત્પન્ન પંડિત હતો અને સંસ્કૃત અને મરાઠી વૃત્તબદ્ધ સાહિત્યના જેવું સાહિત્ય ગુજરાતીમાં ઊભું કરવા ગુરુની આજ્ઞા હતી તેને માન આપી તેણે કઠિન વૃત્તમાં અલંકારયુક્ત કેટલીક કવિતા કરી છે. ઉપરાંત તેણે ઉત્તમ સંસ્કૃત પુસ્તકોના પંડિતમાન્ય અનુવાદ કરી ગુર્જર સાહિત્યની સારી અભિવૃદ્ધિ કરી છે. એટલા માટે એને અનુવાદકવિ એવું નામ અમે આપીએ છીએ. ગુરુએ વ્યાસ ભગવાનના ભારતને આધારે ગુજરાતીમાં મહાભારત રચ્યું, તો વ્યાસ શિષ્ય જૈમિનિના ભારતનો અનુવાદ શિષ્યે આદર્યો. રત્નેશ્વરનો પાંડવાશ્વમેધ સંસ્કૃત જૈમિનીય અશ્વમેધનું ભાષાંતર છે; અને રત્નેશ્વરનું *સ્વર્ગારોહણ સંસ્કૃત જૈમિનીય સ્વર્ગારોહણ ઉપરથીજ રચાયું છે. જૈમિનિનું ભારત નાશ થયું કહેવાય છે, તે વાત મને મળી આવેલી સંસ્કૃત સ્વર્ગારોહણની પ્રત ખોટી પાડે છે. જૈમિનિના ભારતનાં બીજાં પર્વ પણ કદાચ શોધ ખોળ કરીએ તો મળી આવે! બીજી તરફ રત્નેશ્વરના ભારતનાં બીજાં પર્વ પણ મેળવી પ્રસિદ્ધિમાં મૂકવાની અને તેની વ્યાસ ભગવાનના મહાભારત સાથે સરખામણી કરવાની પણ જરૂર છે. અસ્તુ. ગુરુએ વ્યાસ ભગવાનના ભાગવત મૂળને આધારે નવું ભાગવત જ્યારે વિસ્તાર્યું, ત્યારે શિષ્યે શ્રીધરી ટીકાનું હાર્દ લેઈ મૂળનો અનુવાદજ કર્યો. વળી ગુરુએ લઘુત્રયીમાં આદિ સ્થાન ભોગવતાં ⁂રઘુવંશનું ભાષાંતર લખ્યું, ત્યારે શિષ્યે બૃહત્ત્રયીમાં

+ રત્નેશ્વરના મુદ્રાંકિત ગ્રંથોની સાલવાર ટીપઃ—

વિ. સં. ૧૭૩૯ ભાગવંત દશમ સ્કંધ.
૧૭૪૦ ભાગવત પ્રથમ સ્કંધ.
૧૭૪૩ પાંડવાશ્વમેધ.
૧૭૪૮ સ્વર્ગારોહણ.
૧૭૭૦ મૂર્ખાવલી.

* સંવત્ ૧૬૦૪ ના જેઠ સુદિ ૭ ને ગુરુવારે સમાપ્ત કરેલું કાલોલના સુરભટનું સોળ કડવાંનું સ્વર્ગારોહણ પણ મળી આવે છે.

⁂ જુઓ વીરજી કૃત કામાવતી, છેવટની પંક્તિઓઃ—

કાલિદાસ સરખા કવિજન, રઘુવંશ કીધો પાવન;
તેહતણા પદપંકજ ભજી, સેવક થઈ બોલ્યો વીરજી,

માન્ય મનાતા શિશુપાલવધનું ભાષાંતર રચ્યું. આ રીતે ગુરુભક્ત શિષ્ય ગુરુને પગલે પગલે ચાલી ગુરુના ભગીરથપ્રયત્નમાં સહાયભૂત થવા ઉદ્યુક્ત રહ્યા. રત્નેશ્વરે કોઈ નવીન સ્વકલ્પિત કાવ્ય રચ્યું નથી.-તેવાં એક નહિ પણ અનેક કાવ્ય રચ્યાનું માન તો +વલ્લભને છે. તેણે નવરસનાં નવ કાવ્યો રચી સાહિત્યની સમૃદ્ધિમાં વધારો કરવા ઉપરાંત દુરારાધ્ય પ્રેમાનંદને પણ કૃષ્ણવિષ્ટિ કાવ્યથી રંજિત કર્યા. પિતાની પ્રસન્નતાના ધ્વનિ પાંચાલીપ્રસન્નાખ્યાનના નીચેના શ્લોકમાં સ્ફુરી રહ્યા છેઃ—

વલ્લભ-પ્રાણથકી પણ વલ્લભ ! સુલભ પુત્રિ પિતા શું કમાયો ?
તાત તને નવ કરે તન તાપ નિવારણ તેજ વ્હવાયો.
આપથી આપ ઝેર જગ ભીતર, ધન્ય પિતા સહુ શામ મનાયો;
ભીષણ ભીમ મહા ભડ મ્હા વર, ધન્ય હું, ધન્ય હું, સુત સવાયો !

વલ્લભની પિતા પ્રેમાનંદ પ્રત્યેની અને મૈયા ગુર્જરીગિરા પ્રત્યેની અનન્ય ભક્તિ એજ નાટકની નીચેની ઉક્તિમાં સ્ફુટ પ્રદર્શિત છેઃ—

સુત હું શે થયો ઉત્પન્ન, નવ જનની કરીજ પ્રસન્ન—
જનકે જાણિયો ના શર—જન કહે ગૂમાવ્યું મેં નર !
અથવા મને ઉત્પન્ન કરનાર આવા પણ કેમ ન હોય ?
શે કાળ-કાળકતોજ સ્હાય માગે, કહોજ કિયે ઉપાય ?
જો કાળ તેતણી સ્હાય થાય, કહો કયમ કરી તે કર્તા મનાય ?

એજ નાટકની પ્રસ્તાવનામાં પ્રેમાનંદે બીજા સહકારીને પણ પ્રસન્નતાપૂર્વક સંભાર્યા છે. સંબંધ ધરાવતું કવિત નીચે પ્રમાણે છેઃ—

આ તે લલિત સુમન મધુકણ સ્રવે શકે,
વા મધુરી ગુર્જરીની મીઠાશ મોંઘી ઘણી !

---

+ વલ્લભના મુદ્રાંકિત ગ્રંથોની સાલવાર ટીપઃ—
વિ. સં. ૧૭૬૦ મિત્રધર્માખ્યાન.
૧૭૭૧ યુધિષ્ઠિરવૃકોદરસંવાદાખ્યાન.
૧૭૭૭ કુંતીપ્રસન્નાખ્યાન.
૧૭૮૦ દુઃશાસનરુધિરપાનાખ્યાન.
૧૭૮૧ યક્ષપ્રશ્નોત્તર.

કિંશુક કુસુમ રક્તપીતવર્ણું વાસ વનું
અનુદિન-આ-ગુલાબ ગુર્જરી મહામણિ!
ઉપવન કુસુમિત જોઈ મત્ત ભૃંગ ગુંજે,
અકલ પરભૃત આ વાણી કો પ્રેમ તણી!
*સુરભિએ સહકાર પ્રફુલિત પૂર્ણ કીધા,
પ્રમુદિત દ્વિજ ગિરા સુરભિ સુહાગણી!

આમાં વાસ વનું કિંશુક તે રસની ખામીવાળો વીરજી, મણિ તે રત્નેશ્વર, મત્ત ભૃંગ તે નિરંકુશ વલ્લભ, પરભૃત તે પ્રસાદપોષિત દ્વારકાદાસ, એ સહકાર કહેતાં સહકારી અને દ્વિજ તે પ્રેમાનંદ પોતે, એવો ધ્વનિ સમાયો છે. પ્રેમાનંદેજ મત્ત વિશેષણ આપ્યું છે તેથી વલ્લભને અમે નિરંકુશ કવિ કહ્યો છે. એનાં કાવ્યો એની નિરંકુશતાની પ્રતીતિ કરાવવા બસ છે. માત્ર અવસાનકાળે જેને દશમ અધુરો પૂરો કરવાનું સોંપ્યું તે સુંદર મેવાડાનું પ્રસ્તુત કવિતમાં સૂચન નથી; ને તે હોઈ ન શકે. કેમકે સંવત્ ૧૭૪૬ પહેલાંની સુંદરની કૃતિ જાણવામાં નથી. સુંદરની કવિતામાં વલ્લભની ધમક કે રત્નેશ્વરની છટા છે નહિ, તેથી તેને સાદો સુંદર કહ્યો છે.

આ કવિમંડળ પૈકી કવિતા કોને કહેવી એ વિષે પ્રેમાનંદને સામળ સાથે ઉઠેલા ઝગડામાં ભાગ લેનાર રથી મહારથી તો વીરજી અને વલ્લભ એ બે છે. એ વિગ્રહનો આરંભ પ્રેમાનંદની ઉગતી જુવાનીમાં થયો જણાય છે. સંવત્ ૧૭૨૫ માં પ્રેમાનંદના બાવન વીરમાં આગળ પડતા વીરજીએ સામળભટની સરસાઈમાં કામાવતીની કથા રચી. એ અને કાકુરાજાની કથા સુરેખાહરણની કથા વગેરે ચોજી કાઢી. વાતો લખવાની શક્તિથી વીરજી સામળને હંફાવી શક્યો નહિ; એટલુંજ નહિ પણ તેને સોંપેલું નાકું છોડી દઈ તેને પાછા હઠવું પડ્યું. તે જોઈ ન રહેવાયાથી મહારથી વલ્લભ આગળ ધસ્યો તેણે સામળ ઉપર વાગ્બાણનો વરસાદ વરસાવી મૂક્યો. કુંતીપ્રસન્નાખ્યાનમાં તે સામળને માર્મિક વાગ્પ્રહારથી હેઠો પાડે છે. જુઓ તે શું લખે છે તેઃ—

કવિશ્વર આવ્યા એક તેમણે કવિત કર્યું;

* સુરભિ તે ગુર્જરગિરાના સંબંધમાં સુવાસ પસારનારા ઈશ્વરાનુગ્રહ

શુભ્ર અભ્ર આ તે, હરી અંબાડી કે વીજળી?
ઘંટ કેરો ઘોર થાય ચઢવા એ લાગ્યો મેઘ?
આભૂષણ ઝૂલે એ તો રંગની રેખાવળી?
હસ્તારોહ આ તો, ન્હોય ઘન અટકાવનાર;
શુભ્ર અભ્ર કરનાર શંકા થઈ ને ટળી.

કવન કવિનું સુણી નૃપ દેવા લાગ્યા દ્રવ્ય,
જોઈએ ન જઈ મારે વિત્ત કવિતા કવી.
એવો જોગ જોઈ એક બ્રાહ્મણ કે ભાટ આવ્યો,
ગુણ ગાવા લાગ્યો ઝટ કવિતા નાંખી કરીઃ—
શિબિ સમ દાનેશ્વરી નૃપ! અમે ટેકરખી,
દા કનેથી દાન લેવું, ખરું.લેઉં ના જરી;
સાંભળો, કવિતા મારી મારે સંભળાવવી છે,
હાથી હથોડા જેવા આ દિલ જાય છે ડરી;
પૂછડાં છે સાત, અને દાંત ઉગ્યા ચાર, તહીં
એક શુંડ; પાછલીએ નહિ શે દંતૂસરી?
દશરથ અજ જેવા! દાન દીધાં મોટાં તમે,
કવિયોના કોટ પૂર્યા આપી શેર બાજરી;
ધન્ય ધન્ય લાવ્યા હાથી! માતાનું મનાવ્યું મન!
કોઈથી કરાય નહિ તમારી બરાબરી;
રાબા રાસભાએ સુણી કવિતા કરામતી આ!
"આપી દેશે રાય રાજ્ય! ડૂમું જશે આ તરી!"
તે તો કવિ વધા સારેઃ—'લાડવો ખાવો નથી આ
વર્ણની સગાઈ કેવી ચોગરણી આંતરી!'
ભીમ ભડ દાણી દાંત બોલ્યો, તોલ તોલ્યો તર્તઃ—
'કચરાવો આવો કવી જઈ પીસો ઘાણીમાં.'
યુધિષ્ઠિર કહેઃ—'ભાઈ! ભાટ જેવો બ્રાહ્મણ આ,
તોય કરવી ન નિંદા; ધૂળ હોય ઘાણીમાં,
બ્રાહ્મણ ને કવિ તમે; મારે પસાયતું પાણી.'

આડી લીટીએ લખાયું; પાણી લીધું પાણિમાં,
કર્મ, આવાં ધર્મ કરો ! કલ્યાણ કલ્યાણ હજો !
શિવજીની સેવા સજો ! વ્હાલ વધો વાણીમાં !'
એવે પેલા કવિ, જેને પસાયતું મળ્યું પૂરું,
સેતુએ ચડવા લાગ્યા ગુણ ગાઈ રાયના.
અર્જુને લા જોયું ઝટ, નૃપને નમન કર્યું,
સેતુ સંહારવા કહ્યું, આવા કવિ જાય ના !
આજ્ઞા આપી નરનાથ: 'કાર્ય કરો સિદ્ધ ભ્રાત !'
ધનુબાણ લીધાં હાથ, સેતુ તોડયો, સાંય ના;
એમ હતું નો'તું કરી ભ્રાતને નમ્યો કિરીટી:—
'બીજી કંઈ કરો આજ્ઞા, સેવા સાચી થાય ના.'

એ રીતે સ્વર્ગે ચડવાનું કરતા બ્રાહ્મણ ભાટ કવીશ્વરને ભોંય ભેગો કરી મિત્રધર્માખ્યાનમાં તેની નીચે પ્રમાણે નિર્ભર્ત્સના કરે છે:—

કવીશ્વર પ્રેમ જેવા–કોક તો–અમારા જેવા;
ધામે લક્ષણવંતા કો રાય–રંક સેવંતા,
અંજાચકવ્રત તજી, માગણની રીત ભજી,
યજાવાનું તે ન યજી બને મોટા દેવતા !
દ્વિજધર્મ ભૂલનારા વાસ વસ્યા, તેણે કરી,
ગૂર્જરાતને કલંક રેણુ વિણ રેવતા !

યુધિષ્ઠિરવૃકોદરસંવાદાખ્યાનમાં તો કૃષ્ણને હાથે શિશુપાળની તે વલભને હાથે સામળની વલે થાય છે. જુઓ—

'ચંદ્ર સમ શીતળ જે, બળિષ્ટમાં મહાબળ,
વરિષ્ટમાં વરિષ્ટ જે કૃષ્ણદેવ તારકા,
ગુર્જરગિરાની પેઠે અજાણના નવીન એ,
જાણના પ્રાચીન પૂરા, રસાદિના ધારકા;
સર્વગુણસંપન્ન છે પ્રભુ પૂરા પ્રેમવાળા,
પૂજ પૂરે માનસે તું શામળા આ વારકા;
ભાવતું હતું અને જ્યાં વૈદે અભિપ્રાય આપ્યો,
પૃથ્વીપતિએ ત્યાં પજ્યા હરિ કષ્ટહારકા.

ઉલૂકને ગમે નહિ પ્રભાકરનો પ્રતાપ,
જોવાયં ન તોય કરે નિંદા, સુણનાર જ્યાં;
તેવો નર રૂપી ઘૂડ વા ઉલૂક નરપતિ.
નિંદા કરવા લાગ્યો તે ભજ્યા જાણનાર જ્યાં;
રજના ઊડાડનાર બકે અને નાંખે રજ,
પ્રેમ જેવા પ્રભાકર ન કૈં આણનાર જ્યાં;
તથાપિ ઘણું થતામાં તાર્ક્ષ્ય ભીમ જેવો કવિ,
પાદ ઠોકી ઊભો થાય છે કો; તાણનાર જ્યાં?

આ વિગ્રહ વિષે સામળના ગ્રંથોમાં ઝાઝો ઇસારો જોવામાં આવતો નથી. માત્ર એના છપ્પામાં એક વખત મભમ કહ્યું છે કે—'બ્હાલો રાખે વેર', 'સાંમળો સુંદર વાદે.' વળી બૃહત્કાવ્યદોહનના પાંચમા ગ્રંથમાં મદનમોહનાની વાત છાપી છે તેની સમાપ્તિએ નીચેના દૂહા જોવામાં આવેછે;—

ભણ્યો નથી પુરાણ હું, ભણ્યો નથી કંઇ વેદ;
રસાલંકાર ન આવડે, મન ન પામે ખેદ;
ઘર ઘર રાગ તાણું નહિ પુત્ર ન સુંજ ગુણ ગાય;
રાજદરબારે રઝળવું-મેળવી નથી પસાય.
ભાટ બ્રાહ્મણ ને ભાંડવા લાંબી મૂકે પોક,
રીઝી ભલા ભલા કરે, તેથી થાયે શોક.
રીઝવે ગાન ને તાનથી હાથે લેઇ કરતાળ;
શિષ્યો ગુરુનો ગાંદરો, વાહવા ત્યાં શો માલ?
જેમ તેમ શબ્દ ગોઠવી રચે ઘાટ કુંભકાર,
ક્લિષ્ટ કાવ્યથી રીઝશે કવીન્દ્ર ને કુંભાર,
કઠણ કાવ્ય ને કામનીકુચ રીઝે ન રસિયો પુર્ષ,
પત્થર પકડી રીઝશે રસિયો નહિ પણ મૂર્ખ.
સાદી ભાષા, સાદી કડી, સાદી વાત વિવેક,
સાદામાં શિક્ષા કથે તેજ કવિજન એક. *

* પ્રા. કા. ત્રિ. માં ઉત્તરાર્ધ નીચે મુજબ છે;—
સતવાદીપણું શાહપણુ નરપતિ કેરા નેક.

પરંતુ આ વધારો શક પડતો છે. રા. સા. હરગોવિંદદાસે અનેક પ્રતો ઉપરથી સંશોધન કરી છપાવેલી મદનમોહનામાં આ વધારો છે નહિ. બૃહત્કાવ્યદોહનમાં જ્યાં તે વધારો ગોઠવાયલો જોવામાં આવે છે, ત્યાં તે પૂર્વાપર દૂહાથી નવાંધો નોખો પડે છે, અને પ્રક્રમનો ભંગ કરે છે. સામળના પ્રસિદ્દિમાં આવેલા કોઈ પણ પુસ્તકમાં આવી ઉઘાડી નિર્ભર્ત્સના મળી આવતી નથી. કદાપિ કરે તો કરીને રહે પણ ક્યાં ? વગર બોલ્યે એની વલ્લભ ઝાટકણી કાઢવા ચૂક્યો નથી, તે એ આવાં ઉઘાડાં નમાલાં નિંદાવાક્ય લખે, તો વલ્લભ એની બાકી પણ રાખે કે ? એ વધારો સામળનીજ કલમનો છે તે સ્વીકારતા પહેલાં પાકી પ્રતીતિ થવી અપેક્ષિત છે. વલ્લભ વાગ્બાણનોજ વરસાદ વરસાવી અટક્યો નથી. ચમત્કારી સ્વકલ્પિત વાર્તાના પ્રદેશમાં સામળને છક્કડ ખવરાવવાને પાછળથી કહેવત રૂપ થઈ પડેલાં ઇંદુમિંદુની વાર્ત્તા જોડી મિત્રધર્માખ્યાન લખ્યું છે; કાષ્ટના ઘોડાને હંફાવે એવું જૂના પ્રસ્થાન પ્રમાણે અદ્ભુત રસનું કુંતીપ્રસન્નાખ્યાન રચ્યું છે; અને અંગદવિષ્ટિને મર્કટચાપલ્ય બનાવી દે એવી પ્રેમાનંદના મુખે પણ પ્રશંસા પામનારી કૃષ્ણવિષ્ટિ લખીને વીરજીની નિષ્ફળતાથી જતી કીર્તિ જાળવી વધારી છે. આ મહાન સાક્ષરયુદ્ધમાં પ્રેમાનંદે સીધો ભાગ લીધો નથી; પરંતુ પોતાના ગ્રંથોમાં પ્રસંગોપાત તેણે સામળને ટકોર મારેલા જોવામાં આવે છે. સામળે મૂર્ખચટ કિંવા વિનયચટની પત્નીનું નામ વિદ્યાવિલાસિની રાખ્યું છે ને તેને બહુ વિદ્વાન વર્ણવા પ્રયત્ન કર્યો છે; એને ઝાંખી પાડવા પડછે અષ્ટાવક્રાખ્યાનમાં કહોડની પત્ની સુજાતાનું ખાસ કરીને વિદ્યાવિનોદિની ઉપનામ રાખી કહોડ સાથે શાસ્ત્રચર્ચાના દોહદથી સાર્થ કરી બતાવ્યું છે. વ્યાસ ભગવાનના મહાભારતમાં એકલું સુજાતા નામ છે. દ્રૌપદીહરણના નીચેના દોહરામાં–ઉદ્યમકર્મની વાર્ત્તામાંના દોહરામાં ઉદ્યમવાદનું તેણે ઉપહાસ કર્યું છે:—

વિદુરસમા નીતિજ્ઞ જ્યાં ઉપદેશક મ્હાભાગ,
દ્રોણ ગુરુ શા ગુરુ કર્યા તોય ન સત્ય પર રાગ।
હવે ઉદ્યોગ હિમાયતી। કરવો કવણ ઉપાય।
કર્મે ખરૂં કહેવું પડે નિ:સંશય મન માંય.

એ કાવ્ય સંમેટતાં પણ " કવિઓ નૃપના કે સ્ત્રીના હળધર બળધરત્રાસ" વગેરે શબ્દમાં સામળ ઉપરજ પ્રેમાનંદનો કટાક્ષ જણાય છે. વળી શિવપુરાણની પ્રતિસ્પર્ધામાં રચાયલા માર્કંડેયપુરાણના આરંભમાં પણ તેને સામળભટની પતરાજી અને લડાઈની પચ્ચીસી ઊડાવી છેઃ જુઓ—

શિવપુરાણ સમર્થ કરે કવિ કે' વાયુવશ તણું;
અગાધ ગતિ એવી નહિ મારી, ક્યાં પ્હાણો ક્યાં પર્ણું?

વલ્લભનું લેખાણ સામળ વિરુદ્ધ ઊઘાડું અને અમર્યાદ છે, પ્રેમાનંદ સામળ વિષે લખે છે તે વિવેકની મર્યાદામાં રહી ગર્ભિત શબ્દમાં લખે છેઃ પ્રેમાનંદમાં શાંત સમુદ્રની ગંભીરતા છે. વલ્લભ તોફાનમાં ઊછળતા સાગર જેવો છે. સામળ પોતાને કવીશ્વર લખે છે તેથી ઉશ્કેરાઈ જઈ વલ્લભ પોતાને ધુરંધર કવીશ્વર, કવિરાજરાજેશ્વર વગેરે લખે છે. સામળ પોતે રચેલી વાર્ત્તાના મુદ્દાનાં વખાણ સમાપ્તિએ કરે છે તેનાથી સવાયાં વખાણ વલ્લભ પોતાનાં નવ રસનાં કાવ્યોમાં છેડે કરે છે. સામળ વાર્ત્તાના આરંભે ઇષ્ટદેવની સ્તુતિનું મંગળાચરણ કરે છે, તેથી ઊલટું વલ્લભ કાવ્યની સમાપ્તિએ વ્યંગ્ય વાણીમાં દેવની વંદના કરે છે, ને નાંદી તો પ્રેમાનંદનીજ કરે છે. સામળની વાર્ત્તાની પ્રસ્તાવનામાં ભોજ વિક્રમની અન્યોક્તિથી અથવા તો પોતાના ચૈતિહ્નની સીધી ઉક્તિથી રખીદાસની પ્રશંસા હોય છે; વલ્લભનાં કાવ્યોની પ્રસ્તાવનામાં સાહિત્યની અભિવૃદ્ધિ અર્થેના સમારંભના કોઈ ને કોઈ પ્રસંગનું નિદર્શન હોય છે. સામળને વ્હાલા દોહરા ચોપાઈ ને છપ્પાનો અનાદર કરી વલ્લભે કવિતામાંજ મોટે ભાગે કવિતા રચી છે.

આ સાક્ષરવિગ્રહ ક્યારે શાંત પડયો તે ખાતરીથી કહી શકાતું નથી. પરંતુ સહકારી વીરજી, રત્નેશ્વર, વલ્લભ અને દ્વારકાદાસના શ્રમથી પાંચાલીપ્રસન્નાખ્યાનમાં પ્રેમાનંદ સંતોષ દર્શાવે છે, તે ઉપરથી એ નાટક રચાયું તે પહેલાં વિગ્રહનો અંત આવ્યો હશે એવી અટકળ થાય છે. એ નાટકના નામ ઉપરથી વલ્લભે પોતાના અદ્‌ભુત રસના કાવ્યનું નામ કુંતીપ્રસન્નાખ્યાન રાખ્યું છે. એ અદ્‌ભુત રસનું કાવ્ય સંવત્ ૧૭૭૭ માં રચાયાનો લેખ છે. તે ઉપરથી સંવત્ ૧૭૭૦ સુધી ઝગડો પ્હોંચ્યો એવું કહેવામાં બાધ ગણાશે નહિ. એનો આરંભ તો સંવત્ ૧૭૨૫ પહેલાં થયો હતો. એ લેખે સમગ્ર વિગ્રહ આશરે પપરતાળીશથી પચાસ વર્ષ સુધી પહોંચ્યો

એમ કહી શકાય. આ લાંબા વિગ્રહથી જ્ઞાની અંખો તો અળગોજ રહ્યો. એ અળગાપણું જાળવવાજ તે લખે છે કે '*જ્ઞાનીને કવિમાં ન ગણીશ. કિરણ સૂરજનાં કયમ વરણીશ.' ઉક્ત વિગ્રહનો હેવાલ, વલ્લભઝગડો મળી આવે, તો યથાસ્થિત જાણવામાં આવે.

સામળના કવનકાળનો આરંભ વિ. સં. ૧૭૨૦ પહેલાં થયો જોઈએ. એ અરસામાં તો તેની પ્રતિષ્ઠા સારી જામી હતી. તેની વાર્તાઓ લોકપ્રિય થઈ વીરજી જેવાએ સુરેખાહરણ તથા કામાવતીકથા આદિ કથાદ્વારા તેની સરસાઈ કરવાનું આદર્યું હતું. ઉદરપૂરણની ચિંતાથી મુક્ત થઈ તે સીહુંજમાં વિક્રમભોજને રખીદાસનો જસ ગાતો હતો. પરંતુ રખીદાસનું તેડું આવતા પહેલાં અમદાવાદ પાસે વેગણપુર જેને હાલ ગોમતીપુર કહે છે તે પરામાં રહી તેણે કેટલીક કવિતા કરી હશે, જેની કીર્ત્તિ રખીદાસને કાને પહોંચતાં સામળનું સીહુંજ જવું થયું. એ લેખે સં. ૧૭૧૦-૧૫ ના અરસામાં તેણે કવિતા કરવા માંડી એવું ધારીએ તો બહુ ખોટું નહિ ઠરે. એ સમયે એની ઉમ્મર વીશેક વરસની લેખીએ તો પાંચ વરસ પછી એ સીહુંજ જઈ રહે એવી તેની ઉમ્મર ગણાય. આ ગણતરી જો ખરી હોય તો સામળનો જન્મ સંવત ૧૬૯૦-૯૫ ના અરસામાં થયો હોવો જોઈએ. એના અવસાનકાળની અટકળ કરવાનાં સાધન નથી. પરંતુ માર્કંડેયપુરાણના આરંભમાં સામળની પતરાજીનું ઉપહાસ કરતી નીચેની પંક્તિ છે.

'શિવપુરાણ સમર્થ કરે કવિ કે' વાયુવશ તર્ણું'

એ આખાદ સામળભટના નીચેના છપ્પાને ઉદ્દેશીને છે.

સિંહાસનબત્રીસી તરતીબજ કીધી તેણે,
શિવપુરાણ સમર્થ અરથ જણાવિયો જેણે;

---

* કદાચ આ 'જ્ઞાની' પદને અનુલક્ષી વેદાંત મર્મના અષ્ટાવક્રાખ્યાનના આરંભના કડવાને છેડે નીચેની પંક્તિઓ મૂકી હોયઃ—

અદ્વૈતકમલમકરંદ મોટા દુર્બુદ્ધિ શું ચાખે.
......મારી ! કુહિત થાય કપાટ રે,
બ્રહ્મજ્ઞાની શો પૂર્ણ નહિ; માનું વસમી વાટ રે,

રીઝથી રેવાખંડિ દંડ જમદૂતનો ટાળી,
ઠાકોરનો ઠાકોર વર્ણવીને હદ વાળી;
વૈતાળ પચીસી વર્ણવી, શુકબ્હોતરી ભાવે ધરી;
વાયુને વશ છે તરણ જ્યમ, સમ સામળ કવિએ કરી.

સિંહાસનબત્રીસીમાં વેતાળપચીસી આવી જાય છે, છતાં તેને ફ-રીને નોખી ગણાવી છે તે સામળશાઈ અનવધાનનો દષ્ટાંત છે. આ છ-પ્પામાં સામળના મુખ્ય મુખ્ય ગ્રંથોનાં નામ આવી જાય છે. એ બધા ગ્રંથો સંવત્ ૧૭૬૬ પહેલાં રચ્યા ઠરે છે.* શાથી જે આ છપ્પાને અનુલ-ક્ષીને લખેલી પંક્તિ જે ઉપર આપી છે, તે માર્કંડેય પુરાણમાંની છે; ને માર્કંડેય પુરાણની રચ્યા સાલ સં. ૧૭૬૬ છે. એ ઉપરથી સામળના કવ-નકાળનો સંવત્ ૧૭૭૦ નો અડસટ્ટે અવધિ બાંધીએ તો અયોગ્ય નહિ ગ-ણાય. આશરે અર્ધા શતકની સાક્ષર પ્રવૃત્તિ ધરાવનાર સામળે પ્રેમાનંદ જેટલું જ લાંબું આયુષ્ય ભોગવ્યું હોય એવું ધ્યાનમાં લીધેલી હકીકત ઉ-પરથી સમજાય છે.

---

* ઉદ્યમકર્મની વાર્તા પ્રેમાનંદના દ્રૌપદીહરણ પહેલાં એટલે સંવત્ ૧૭૪૫ પહેલાં, અને વિદ્યાવિલાસિની કિંવા વિનેચટની વાતો પ્રેમાનંદના અષ્ટાવક્રાખ્યાન પહેલાં એટલે સં. ૧૭૬૬ પહેલાં રચાયાનો ઇસારો પૂર્વે કરી ગયા છીએ. પાંચાલીપ્રસન્નાખ્યાનમાં વલ્લભની જે ગૂઢ પ્રશંસા છે તે તેની કૃષ્ણવિષ્ટિ જોઈ પ્રેમાનંદે પ્રસન્ન થઈ કરેલી ગણીએ તો અંગદવિષ્ટિ વલ્લભના કુંતીપ્રસન્નાખ્યાન પહેલાં એટલે સંવત્ ૧૭૭૭ પહેલાં રચાઈ ઠરે. પ્રેમાનંદનાં સર્વે નાટકોમાં કહેવતોનો બ્હોળો ઉપયોગ છે તે સામળના રા-વણમંદોદરીસંવાદની સરસાઇમાં કર્યો હોય એમ ટંકીએ તો તે પણ સંવત્ ૧૭૭૭ પહેલાં રચાયો કહેવાય આ રીતે અમે એના કવનકાળનો અવ-ધિ સંવત્ ૧૭૭૦ માં બાંધ્યો છે. અહિં કહેવું જોઈએ કે બૃ. કા. દો. ગ્રં. ૬ માં વેતાલપચીસીને છેડે સં. ૧૭૭૫ થી સંવત્ ૧૭૮૫ સુધીમાં સિં-હાસનબત્રીશીની બત્રીસ વાર્તા પૂરી કરી એવું લખ્યું છે; અને બૃ. કા. દો. માં પદ્માવતી સં. ૧૭૭૪ માં રચ્યાનું જણાવ્યું છે.

સાંભળ સાથેના વિગ્રહના જેટલાજ મહત્ત્વનો પ્રેમાનંદનો પુરાણીઓ સાથેનો વિરોધ છે. સંસ્કૃતમાં કથા કહેવી મૂકી ગૂજરાતીમાં પોતે રચેલાં આખ્યાનથી પ્રેમાનન્દે કથા કહેવા માંડી, ત્યાંથીજ વિરોધનું મૂળ રોપાયું. એની રસમય બાનીથી લોકનાં મન આકર્ષાયાં, ને પુરાણીઓવાનાં માન ઘટ્યાં. પ્રેમાનંદનાં આરંભનાં આખ્યાનોમાં વિષ્ણુદાસ, નાકર, શિવદાસના વારાથી ચાલી આવેલી શૈલી પ્રમાણે સંક્ષેપમાં કથાભાગજ ઘણું કરીને ઉતારેલો જોવામાં આવતો; મૂળના જેવો રસ ઝમાવવા તરફ લક્ષ હોય એવું દીસતું નહતું. તેને લીધે પુરાણીઓ તેનો ઉપહાસ કરતા. આથી પ્રેમાનંદે સંસ્કૃતને વીસરાવી દે એવાં રસમય ઋષ્યશૃંગાખ્યાન, અભિમન્યુઆખ્યાન, માંધાતાઆખ્યાન જેવાં આખ્યાનો રચ્યાં. ત્યારે મૂળનું જ્ઞાન નહિ તેથી મૂળનો અર્થ અને રસ જેવો ને તેવો જાળવી નથી શકાતો, ફાવે તેમ ગપાટા મારે છે એવું કહી પુરાણીઓ પ્રેમાનંદનો અધિક્ષેપ કરવા લાગ્યા. એમનો નાદ ઉતારવા તથા તેમને જરા ભ્હેરાણોખરા કરવા અને રત્નેશ્વરને દ્વેષથી કનડ્યાનો દાવ વાળવા પ્રેમાનંદે માર્કંડેય પુરાણનો અનુવાદ હાથમાં લીધો. એ પુરાણને અંતે નીચે પ્રમાણે વચન છેઃ--

જ્ઞાત હશે તે જાણશે અજ્ઞાતને શું કહેવું,
અતિશય વૃદ્ધિંગત થયું'તું નિંદકતણું શિર દેવું:
તે આ સમયે નવ આપિયે તો પરભવ પડે આપવું જાણ,
ઝાડ માંહે ઝાડ ઉગી વાળી લે માગનું નિર્વાણ:
એમ જાણી આપી દીધું; વળી થાય માગણ અન્ય કોઈ,
ત્યારે ધર્મ ધોઈશું સહુ જોઈશું, કહે કોઈ શું દ્વિજ સોઈ?
વનમાર્જારીને ખીજવી મધ્ય મૂક્યો પુરોડાશ પાવન,
પછે બીચી રે'નું બેસી, કયમ પ્રસિદ્ધિપ્રાપ્તિ થાય પૂજન!
મૂર્ખજન કરતા શોચ એવો, નવ રહે ઉદય અસ્ત સદાય,
કોઇ મહાવ્યાઘ્ર આવી માર્જારી હણશે વા પુરોડાશને ઢોળી ખાય.

વેર ક્યારનુંએ એવું બારે જામ્યું હતું કે સંવત્ ૧૭૩૭ માં હરિદાસે ભારતસાર લખ્યો તેમાં એ શમપ્રધાન વણિકકવિથી પણ પુરાણીઓ ઉ-

પર વાક્પ્રહાર કર્યા વગર રહેવાયું નહિ. નીસમા કડવામાં તે લખે છે કે—

કહે સુણો ભારત પૂરૂં જી તેનું આવરદા થાય અપૂરૂં જી,
એ તો મૂર્ખકેરી છે વાતો જી જાણો અજ્ઞાનકેરી રાતો જી,
નવ જાણે પુરાણી બાવા જી તેથી એવા ઢોંગ મચાવ્યાં જી.

બીજી તરફ રત્નેશ્વરે સંવત્ ૧૭૩૯ તેજોદ્વેષી પુરાણીઓની વૃત્તિ પડાવવા ભાગવત આરંભ્યું, અને રેંટિયા ભાગવત પણ પાછળથી રચ્યું અને આગળ જતાં જૈમિનીય ભારતનો પણ અનુવાદ આદર્યો. સામળ સાથેના વિવાદમાં મર્યાદા જાળવી મૂગો રહેનાર સાત્વિક પ્રેમાનંદ શાંતિ ખોઈ પુરાણીઓ ઉપર માર્કંડેય પુરાણમાં ઠેકાણે ઠેકાણે વાગ્વજ્રના પ્રહાર ઉપર પ્રહાર કરે છે, તે વૈર બહુ ઊંડું જામ્યાનું સૂચવે છે. સંવત્ ૧૭૩૭ માં એ વૈર જૂનું થયું જણાય છે. તે ઉપરથી *સંવત્ ૧૭૩૦ માં એટલે કે સામળ સાથે ઝગડો ઊભો થયા પછી પાંચેક વર્ષે એ વૈરનો આરંભ અટકળી શકાય છે. સમાધાનકાળ માર્કંડેય પુરાણની સમાપ્તિના નીચેના વળણમાં સૂચિત છે.

ક્ષમા કરજો પુરાણી બાવા ! આવા થાશો ન; કોઈ જૂએ ફરી રે.

રા. રા. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ માર્કંડેયપુરાણાંતર્ગત હરિશ્ચંદ્રાખ્યાન અને દેવીમાહાત્મ્યની ગમે તે સાલ આપે, પરંતુ માર્કંડેય પુરાણ તો સંવત્ ૧૭૬૬ માં રચાયું એમ ફરી ફરી એ ગ્રંથમાં કરેલા સમયનિર્દેશથી ખાતરી થાય છે; અને તે ઉપરથી પુરાણી સાથેના વિરોધની સમાપ્તિ સંવત્ ૧૭૬૫ માં એટલે સામળ સાથેના ઝગડાની સમાપ્તિ પહેલાં આશરે પાંચેક વર્ષે કલ્પી શકાય છે. આ વિરોધનો વૃત્તાંત વલ્લભે પ્રેમાનંદ-કથામાં સમાવ્યો જણાય છે.

---

અપૂર્ણ.

---

* સંવત્ ૧૭૨૯ ના ઋષ્યશૃંગાખ્યાનમાં પુરાણીનું નીચે મુજબ ગૂઢ ઉપહાસ છે:—

બન્યા પુરાણી બુલબુલા, સુસ્વરે ભાખે જ્ઞાન;
ઉપપુરાણ પુરાણનું; મેળવે બહુ માન.

# किंडर्गार्टन.

( સાંધણુ પુ. ૪૪ પૃ૪ ૨૮૮ થી ચાલુ. )

## બક્ષીસ ૯ અ.

૯ મી બક્ષીસ અને ડ્રૉઇંગની ૧૦ મી બક્ષીસની વચ્ચે દોરીથી આકાર બનાવવાની નવી બક્ષીસ કેટલાક ઉમેરે છે.

આ બક્ષીસ છોકરાંઓને બહુ ગમ્મત પડે તેવી અને પરિચિત છે. પતંગ, ભમરડો, ચોપડીઓ વગેરે વાપરવામાં દોરી તેમના હાથમાં હમેશ આવે છે. આ બક્ષીસમાં દોરી, સુતર, રૂ, વગેરે વિષે તત્સંબંધી વાતચીતથી યોગ્ય સામાન્ય જ્ઞાન પણ આપાશે.

વીસેક ઇંચ લંબાઈની સાધારણ જાડાઈની સુતરની સફેદ કે રંગેલી દોરી લેવી. તેના છેડા એકઠા કરી છોકરાંઓ પાસે ગાંઠ વળાવવી કે શિક્ષકે વાળી આપવી. દોરી પાણીમાં ભીંજવવી અને સ્લેટ ઉપર મુકાવવી. દોરી સ્લેટ ઉપર સહજ ચોંટી રહેશે, ખસી જશે નહિ; તોપણ અણીદાર સીસાપેનની અણીથી તેની સ્થિતિમાં ફેરફાર કરી શકાશે. આ બક્ષીસ ડ્રૉઇંગના શિક્ષણની શરૂઆત કર્યા પહેલાં તેની તૈયારીનું એક ઉત્તમ સાધન છે.

ધાટ શરૂ કર્યા પહેલાં દોરી, પાણી, તેનું પાણીના સંયોગથી ચોંટી રહેવું, રૂમાલની દોરાથી બનાવટ, સુતર, કાપડ વગેરે બાબતો પર રસિક વાતચીતથી છોકરાંઓનું ધ્યાન ખેંચીને અનેક જાતનું અધિકાર પ્રમાણે સામાન્ય જ્ઞાન આપવું.

સીસાપેનની અણીથી ધીમે ધીમે દોરીની સ્થિતિ ફેરવતા જવું અને ધાટ ઉપજાવવા. શિક્ષકે મોટી અને જાડી દોરીથી પાટીઆ પર તે કરતાં જવું અને બાલકોને સફાઈથી અનુકરણ કરવા દેવું. એક ધાટ થયા પછી શિક્ષકે બધાંનો તે ધાટ જોવો અને ખામીઓ તેમની પાસેજ સુધરાવવી.

આપેલાં ફલકમાં શરૂઆતથી ધાટ આપેલા છે. ગાંઠ વાળ્યા પહેલાંની પણ સ્થિતિ આપવામાં આવેલી છે, અને તે સ્થિતિમાં તેને મળતા ધાટનાં નામ પણ આપેલાં છે.

| | |
|---|---|
| ૧ થી ૪ સુધી ધમણ જેવો આકાર. | ૬ ચોરસ. |
| ૫ આડી લીટી. | ૭ મુગટ. |

૮ વાવટો. ૧૧ સૌંદર્યનો આકાર.
૯ ડાકલું.
૧૦ ,,

૧ છેડા સાથ કરો આ વાર;
૨ વાળી મૂકો ગોળાકાર.
૩ ગોળ માંહીં નીચેથી લઈ,
૪ ખેંચ ગાંઠ કેવી આ થઈ?

૭ ચોરસની એક બાજુ અંદર ખેંચવાથી મુગટ થાય.
૮ ઉપરથી આકૃતિને ફેરવી જોવાથી વાવટો થાય.
૯-૧૦ બન્ને બાજુ અંદર ખેંચવાથી ડાકલું થાય.
૧૧ બધી બાજુ અંદર ખેંચવાથી આ આકાર થાય.
૧૨ ગોળ. ૧૭ બૂટ.
૧૩ ઉભો પ્યાલો, ટીન પૉટ. ૧૮ ક્યારો.
૧૪ નાળચાવાળો પ્યાલો. ૧૯ ચમચો.
૧૫ સાહેબલોકની ટોપી.
૧૬ ચપટી ટોપી.
આ ઉપરાંત બીજા પણ ઘણા સુંદર ઘાટો થઈ શકશે.

## બક્ષીસ ૧૦ મી.

પ્રસ્તાવના—કિંડર્ગાર્ટનપદ્ધતિમાં ડ્રૉઇંગની બક્ષીસ ખાસ અગત્યની છે, કારણ કે (૧) બાળકોમાં ચિત્ર કાઢવાનો ગુણ સ્વાભાવિક છે અને (૨) વ્યવહારમાં તે બહુ ઉપયોગી છે.

બાળકોના સ્વાભાવિક ગુણો ખિલવવા એ કિન્ડર્ગાર્ટન પદ્ધતિનો મુખ્ય હેતુ છે. ડ્રૉઇંગ એ બાળકનો સ્વાભાવિક ગુણ છે:-પોતાના વિચારો ડ્રૉઇંગથી દર્શાવવાનું બાળકને બહુ ગમે છે. બીજી બક્ષીસોનાં સાધનથી બાળક જેમ આકૃતિનું તેની સપાટીનું કે પરિમિતિનું અનુકરણ કરવાનો પ્રયત્ન કરે છે, તેમ ચિત્રથી પણ તેની પરિમિતિ બતાવવાનો પ્રયત્ન કરે છે. જમીન, ભીંત, પાટ, પાટલા વગેરે ફલક, અને આંગળી, ખડી, કોયલા વગેરે ચિત્ર કાઢવાનાં સાધનો બાળકને તૈયાર પૂરા જ્યાગાં મળે છે. ચિત્ર કાઢવામાં બાળક સ્વતંત્રતાના આનંદનો અનુભવ મેળવે છે. પોતે અનુકરણ કરી શકે છે તેમજ કલ્પનાથી નવી વસ્તુઓ પણ પ્રસક્ષ ઉભી કરી શકે

છે, એ જાણીને તેના સંતોષનો પાર રહેતો નથી. કોઈ પણ ચિત્ર જોવાનો બાળકને શોખ હોય છે. અજાણ્યું પુસ્તક પણ ચિત્રથી ભરપૂર હોય તો બાળક તેનો પહેલો અને સારો ઉપયોગ કરી લે છે. ગમે તે ચિત્ર જોવાનું તેને આટલું ગમે છે તો ખાસ તેના ઉપયોગનેજ માટે કાઢેલા, કે પોતેજ કાઢેલા ચિત્રની તો વાતજ શી? પોતાનું કાઢેલું ચિત્ર ગમે તેવું બેડોળ હોય તોપણ પોતે તેને સર્વોત્તમ માનીને ખુશી થાય છે. વાર્તાની સાથે ચિત્ર હોય તો શિક્ષણને ઘણી સારી પુષ્ટિ મળે છે. આ બાળકના સ્વાભાવિક ગુણને નિયમમાં લાવીને, તેની ઇંદ્રિયોની કેળવણીમાં, જ્ઞાનમાં, અને આનંદમાં વૃદ્ધિ કરવી એ આ બક્ષીસનો હેતુ છે.

મોટી ઉમ્મરે પહોંચ્યા પછી કયા ધંધામાં ડ્રૉઇંગની જરૂર નથી પડતી? રાજ્યકારભારના દરેક ખાતામાં, દરેક જાતની કારીગરીમાં, અને વ્યાપારમાં તેની આવશ્યકતા સ્વતઃસિદ્ધ છે. પોતાના વિચારો જણાવવાને મનુષ્ય ચિત્રનું સાધન યોજે છે એ વાત કંઈ આજ કાલની નથી. અસલના વખતમાં ચીન અને ઇજીપ્તના લોકો ચિત્રથીજ પોતાના વિચારો જણાવતા અને તેમના અક્ષરોની નિશાનીઓ ચિત્રથીજ બનેલી હતી.

શિક્ષકોએ અને માબાપે સંભાળવાનું એ કે છોકરાંઓ પોતાની આ શક્તિનો અવ્યવસ્થિત રીતે ઉપયોગ ન કરે, સાફ રાખવાની વસ્તુઓ કોયલા જેવી વસ્તુઓના ડાઘાથી બગાડે નહિ, અને પોતાનું શરીર તથા કપડાં મેલાં ન કરે. આ રમતમાંથી તેમને અટકાવવાં નહિ પણ તેમને સારાં સાધન આપવાં અને સીધે રસ્તે દોરવાં.

**સાધન,** ખાંચાવાળી ઉભી અને આડી લીટીઓથી પડતા ચોરસવાળી એક સ્લેટ, તથા એક અણીદાર પેન એ બે સાધન શરૂઆતમાં બાળકોને માટે બસ થશે. સ્લેટમાં આડી અને ઊભી લીટીઓ જરા ઉંડા ખાંચા પાડીને દોરવામાં આવે છે. આથી અભ્યાસરહિત બાળકોની પેનો ખાંચાને વળગી રહીને ખસી શકતી નથી. અને લીટીઓ આડી અવળી જતી રહેતી નથી. પતરૂં, લાકડું, કે રંગદાર ચોરસવાળી વસ્તુ સ્લેટને ઠેકાણે વાપરવી નહિ.

અપૂર્ણ.

# केळवणीखातानी खबर.

## જાહેર ખબર.

નવી સુધરેલી ગુજરાતી પહેલી તથા બીજી ચોપડીઓ બહાર પડ્યા પછી તે ટેક્સ્ટ બુકોના 'અર્થ' અથવા તેના ઉપર લખેલી નોટવાળાં પુસ્તકો બહાર પડ્યાં છે, અને તે નિશાળોમાં વાપરવાને માટે વેચવામાં આવે છે એવું માલમ પડે છે. એટલા માટે આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે સુધારેલી વર્નાક્યુલર વાચનમાળાનાં તમામ પુસ્તકો ઉપરના સરકારના કેળવણીખાતાના હકો તેમણે પોતેજ રાખેલા છે, અને એવા "અર્થનાં" અથવા સરકારી વાચનમાળા ઉપરની નોટોવાળાં પુસ્તકો પ્રથમથી નીચે સહી કરનારની મંજુરી મેળવ્યા સિવાય નિશાળોમાં વાપરી શકાય નહિ.

૨. આવાં પુસ્તકો પ્રાથમિકશાળાઓમાં વાપરવાની તદન મના કરવામાં આવે છે, અને સરકારી કેળવણીખાતાના તાબાની નિશાળોના મહેતાજીઓ પોતે આવાં પુસ્તકોનો ઉપયોગ કરશે, અગર છોકરાઓને વાપરવા દેશે, અથવા નિશાળોમાં લાવવા દેશે, તેઓ ઘણીજ સખ્ત શિક્ષાને પાત્ર થશે. આશ્રિત (એડેડ) શાળાઓના મેનેજરોને ચેતવણી આપવામાં આવે છે કે જો તેઓ મહેતાજીઓ અથવા વિદ્યાર્થીઓને આવાં પુસ્તક વાપરવા દેશે તો તેમની ગ્રાન્ટ ઇન્ એડ ભયમાં આવી પડશે. કેળવણીખાતાએ સ્વીકારેલી (રેકગ્નાઇઝ્ડ) પણ આશ્રિત (એડેડ) નહિ એવી નિશાળોના મેનેજરોને ચેતવણી આપવામાં આવે છે કે જો તેઓ આવાં પુસ્તકો મહેતાજીઓ કે વિદ્યાર્થીઓને વાપરવા દેશે તો તેમનું સ્વીકરણ ભયમાં આવી પડશે.

૩. મ્યુનિસિપાલ બોર્ડોના તાબાની સઘળી નિશાળોને પણ આ હુકમ લાગુ પડે છે અને બોર્ડોને ચેતવણી આપવામાં આવે છે કે આ હુકમનો કાંઈ પણ ભંગ કરવાથી પ્રોવિન્શિયલ ફન્ડમાંથી બોર્ડોને જે ગ્રાન્ટ ઇન એડ મળે છે તે ભયમાં આવશે.

ઈ. જાઇલ્સ.

ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન.

# સૂચના.

આ પત્ર સંબંધી સર્વે લખાણુ એડિટર તરફ મોકલવું. નૉટપેડ કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન આપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણુ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણુ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળાખાતાના ડેપ્યુટી અને ઍસિસ્ટંટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સંબંધી હકીકત સ્કૂલબોર્ડો તથા દેશીરાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમજ ખાનગી જાહેરખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. આ પત્ર સાથે હૅન્ડબિલ વહેંચવાનું અમે બંધ કર્યું છે.

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બાબતના પૈસા છે, તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિંમત આગાઉથી વરસ એકનો રૂ. 1—૦—૦ રાખી છે; પોસ્ટેજ માફ. છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના; પદરના ખર્ચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરોને ટપાલખર્ચ સાથે રૂ. ૦—૧૨—૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની લાગત વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

**જાહેરખબરો છાપવાના ભાવ.**

| રૂ. | લીટી. |
|---|---|
| ૧... ... ... ... | ... ૩ |
| ૨... ... ... ... | ... ૮ |
| ૩... ... ... ... | ...૧૫ |

એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણેજ. બાર માસ લગી લાગલાગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર માસ લગી ડું ગણો ચાર્જ પડશે. બાર માસથી ઓછી મુદત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ, અને પછી દરેક અંકે અર્ધો ચાર્જ લેવાશે.

**શાળાપત્રની સાથે કોઈ પણ હૅન્ડબિલ લીધામાં આવશે નહિ.**

---

અંક ૩ જો. પુસ્તક ૪૫ મું.

# The Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

માર્ચ ૧૯૦૬.

## અનુક્રમણિકા.



---

( કેળવણીખાતાના હુકમથી. )

અમદાવાદ.
"ગુનાહરા" પ્રિન્ટિંગ પ્રેસ.

બીજી કોઈ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧. એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એક વખત કામ પાડી જોયાથી ખાત્રી થશે. પેકિંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું. જેઓની ગરજ હોય તેઓએ નીચલે સરનામે લખવું. નોટપેડ કાગળ લીધામાં આવશે નહિ.

દસ્કત શિક્ષક કોપીબુકોના જ દરેક ભાગના જુદાં જુદા કદના અક્ષરોને જ બન્ધ બેસતી સ્ટીલપેનો ખાસ ઇંગ્લાન્ડથી મ્હોટે ખર્ચે બનાવી મંગાવી છે. એ **સ્ટીલપેનો, ગુજરાતી, મરાઠી, ઉર્દુ અને ફારશી લખવાને ઘણી સગવડ ભરેલી** છે. દરેક બોકસમાં ડઝન–૬. કિંમત રૂ. ના, ઓછામાં ઓછા ૮ બોકસ મંગાવનારને ૬॥ ટકા કમીશન મળશે. ને ૨૫ યા તેથી વધુ બોકસ લેનારને ૧૨॥ ટકા મળશે. વેલ્યુપેએબલથી ૧ થી ૬ બોકસ મંગાવનારને ખર્ચના ૦ા= વધારે લાગશે. **ભૂલી જતા નહીં,** અને પૈસા પહેલેથી મોકલાવનારને ૧–૬ બોકસના ખર્ચના બે આના લાગશે.

નમુનો

આદરજી કાવસજી માસ્તરજી

દસ્કત શિક્ષક કોપીબુકોની

સ્ટીલપેનો

**આદરજી કાવસજી** માસ્તર. દસ્કત શિક્ષક કોપીબુકો તથા સ્ટીલપેનોના પ્રગટ કર્તા અને કમિશન એજન્ટ. **ધોબી તળાવ મુંબઈ.**

# गुजरात शाळापत्र.

પુસ્તક ૪૫ મું. માર્ચ ૧૯૦૬. અંક ૩.


## मास.

સને ૧૯૦૪-૦૫ ના મુંબઈ ઇલાકાની કેળવણીના મહેરબાન ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શને કરેલા રિપોર્ટમાં જાણવા લાયક બાબતો નીચે મુજબ છે:—

| સંસ્થાના વર્ગ. | સંસ્થાની સંખ્યા. | | શિષ્યવર્ગની સંખ્યા. | |
|---|---|---|---|---|
| | ૧૯૦૩-૦૪ | ૧૯૦૪-૦૫ | ૧૯૦૩-૦૪ | ૧૯૦૪-૦૫ |
| **સરકારી સંસ્થાઓ.** | | | | |
| વિશ્વવિદ્યાલય (યુનિવર્સિટિ) ની કેળવણી—મહાવિદ્યાલયો (આર્ટ્સ કૉલેજો) | ૧૦ | ૧૦ | ૨,૧૩૮ | ૨,૩૪૨ |
| હુન્નરી વિદ્યાલયો (પ્રોફેશનલ કૉલેજો). | ૫ | ૫ | ૧,૩૧૬ | ૧,૪૨૬ |
| સામાન્ય શાળાની કેળવણી— | | | | |
| માધ્યમિક (સેકન્ડરિ) શાળાઓ. | ૪૯૨ | ૫૦૪ | ૪૬,૦૨૨ | ૫૨,૦૪૩ |

ડેકન કૉલેજના પ્રિન્સિપાલ મિ. એફ. જી. સેલ્બિ કહે છે કે ' ઘણી વાર એવી ફરિયાદ સાંભળવામાં આવે છે અને તેને માટે કંઈક કારણ પણ હોય છે, કે હિંદુ શિષ્યોમાં બુદ્ધિપૂર્વક જિજ્ઞાસાનો અભાવ હોય છે. જો વિશ્વવિદ્યાલય મૅટ્રિક્યુલેશન પરીક્ષામાં અંગ્રેજી ભાષાના પ્રશ્નપત્રનું સ્વરૂપ બદલે તો આ ટીકા વિષે આપણા સાંભળવામાં ઓછું આવે. હું ધારૂં છું કે આરંભમાં બીજા શિષ્યોના જેટલીજ હિંદુ શિષ્યોમાં પણ જિજ્ઞાસા જોવામાં આવે છે તો કેળવણીથી તેમની સ્વાભાવિક જિજ્ઞાસા શા માટે ઉત્તેજાય કે પ્રેરાય નહિ તેને માટે કંઈ કારણ નથી. પણ જ્યારે વિશ્વવિદ્યાલયમાં પ્રવેશ મેળવવાનો નિશ્ચિત માર્ગ અંગ્રેજી ભાષાની અનિયમિત અને વિલક્ષણ વાકયપરંપરાનો અર્થ જાણવો અને ' કૉલ્યૂઝન ' અને ' કૉલિઝન ' જેવા સહેલથી એકએકને બદલે ભૂલથી લખાય કે સમજાય એવા શબ્દો શીખવા એજ છે એમ શિષ્યવર્ગ સમજે, ત્યારે કોઈ પણ માનસિક શક્તિ કેળવવાને બદલે તેને મૃતતુલ્ય બનાવે એવી સરણિએ જવામાં તેઓ પોતાનો વખત કાઢે તો તેમાં કંઈ નવાઈ નથી. પરિણામે તેમને કેળવણીશબ્દ તરફ પણ તિરસ્કાર ઉત્પન્ન થાય અને પુસ્તકનું દર્શન પણ રુચે નહિ તો તેમાં કંઈ આશ્ચર્ય નથી.

પ્રિન્સિપાલ સેલ્બિના કહેવામાં ઘણું સત્ય છે. પરીક્ષાનાં પ્રશ્નપત્રોથી શિષ્યવર્ગનો અભ્યાસ નિયમિત થાય છે. પરીક્ષકો જેવા પ્રશ્નો પૂછે તેવી બાબત પર શિષ્યો વિશેષ લક્ષ આપે એ દેખીતુંજ છે. જ્યાંસુધી પરીક્ષાની શૈલી સુધરે નહિ ત્યાંસુધી અભ્યાસશૈલી પણ સુધરે નહિજ. પરીક્ષકો શિક્ષણમાં ધારે તેવો સુધારો કરી શકે. આજ કારણથી પ્રિન્સિપાલ સેલ્બિનું કહેવું સપ્રમાણ છે.

ફર્ગ્યુસન કૉલેજના પ્રિન્સિપાલ મિ. પરંજપે પોતાની કૉલેજના પ્રોફેસરોના સંબંધમાં કહે છે કે તેમણે એક પછી એક યૂરોપની મુસાફરી કરવી, અંગ્રેજી ભાષાનું જ્ઞાન સુધારવું અને વિચાર વિસ્તૃત કરવા જોઈએ.

મુસાફરીથી જ્ઞાનમાં વૃદ્ધિ થાય છે, ભૂલભરેલા વિચારો જતા રહે છે અને મન બહોળા અને ઉદાર વિચારવાળું થાય છે એ નિર્વિવાદ છે.

વળી શિક્ષકો પોતાની સંસ્થા જેવી પરદેશની સંસ્થાઓ જુએ છે ત્યારે તેમને ઘણો લાભ થાય છે.

માધ્યમિક કેળવણીઃ—

ઈ. સ. ૧૯૦૩-૦૪ માં હાઇસ્કૂલોની સંખ્યા ૧૨૫ હતી તે વધીને ઈ. સ. ૧૯૦૪-૦૫ માં ૧૩૩ થઈ. શિષ્યવર્ગની સંખ્યા ૨૬,૯૮૪ ને બદલે ૩૧,૦૫૩ થઈ. ૧૩૩ હાઇસ્કૂલોમાં ૨૧ કન્યાઓ માટે હતી, તેમાં સંખ્યા ૨,૨૩૦ થી વધીને ૨,૬૫૪ હતી.

મિડલ સ્કૂલો ૩૬૭ ને બદલે ૩૭૨ થઈ અને તેના શિષ્યવર્ગની સંખ્યા ૧૯,૦૩૮ થી ૨૦,૯૯૦ થઈ.

પ્રાથમિક કેળવણીઃ—

પ્રાથમિક શાળાની હકીકત વિભાગ પ્રમાણે નીચે આપી છે.

| વિભાગ | શાળાની સંખ્યા | છોકરા | છોકરી | કુલ. |
|---|---|---|---|---|
| મધ્ય વિભાગ | ૨,૪૮૬ | ૧,૧૬,૯૮૭ | ૨૦,૪૯૨ | ૧,૩૭,૪૭૯ |
| ઉત્તર વિભાગ | ૨,૨૦૮ | ૧,૧૭,૫૩૪ | ૨૪,૮૦૦ | ૧,૪૨,૩૩૪ |
| કાઠિયાવાડ | ૯૫૦ | ૫૫,૮૫૧ | ૧૦,૭૩૩ | ૬૬,૫૮૪ |
| દક્ષિણ વિભાગ | ૨,૪૯૧ | ૧,૦૨,૫૨૯ | ૧૬,૨૮૬ | ૧,૧૮,૮૧૫ |
| સિંધ | ૧,૪૪૬ | ૫૭,૦૪૫ | ૯,૬૯૫ | ૬૬,૭૪૦ |
| એડન | ૩૩ | ૧,૧૯૫ | ૧૩૫ | ૧,૩૩૦ |
| કુલ | ૯,૬૧૪ | ૪,૫૧,૧૪૧ | ૮૨,૧૪૧ | ૫,૩૩,૨૮૨ |

ઉપલા કોષ્ટક ઉપરથી જણાશે કે શાળાની સંખ્યા જોકે દક્ષિણ વિ-

સંખ્યા ૨૦૦ થશે. એ વિષયમાં સિંધના ઇન્સ્પેક્ટર નીચે પ્રમાણે લખે છે:—

વર્ષને અન્તે શિક્ષકોની કેળવણી પૂરી થાય છે ત્યારે સુરત શિક્ષકો દાખલ થયા હતા તેજ આ ચાલાક અને બુદ્ધિશાલી શિક્ષકો છે એમ ઓળખવા અઘરા થઈ પડે છે. તેઓ જે જ્ઞાન સંપાદન કરે છે તેને માટે મગરૂબ છે અને તે બીજાને આપવા આતુર છે. પ્રાથમિક શાળામાં તેઓ ઘણા અગત્યના થઈ પડશે એવો સંભવ રહે છે.

બુદ્ધિમાન્ શિક્ષકોના પ્રયત્નોને દેખરેખ રાખનારા અમલદારોની સુધરેલી રીતથી સહાયતા મળે છે. અગાઉની પેઠે ઇન્સ્પેક્ટરો એક ગામથી બીજે ગામ દોડાદોડ કરી મૂકતા નથી તેમજ યાન્ત્રિક રીતે પરીક્ષાઓ લેવામાં અને માર્કપત્રકો ભરવામાં વખત ગાળતા નથી; પરંતુ શિક્ષકોને શિખામણ અને સૂચના આપે છે, તેમના કામની કસોટી કાઢે છે અને પાઠ શી રીતે શિખવવા તે બતાવે છે. આ બાબતમાં ઘણો સુધારો થયો છે; પણ હજી વિશેષ સુધારા માટે એ ખાતામાં ઉત્તમ પ્રકારના અમલદારોને જવાનું મન થાય એવો પગાર વધારવાની જરૂર છે.

ગામડાની નિશાળોમાં છેલ્લી જગાઓ માટે યોગ્ય મનુષ્યો મળતાં નથી તેથી કેળવણી વૃદ્ધિ પામતી અટકે છે. પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ થયા હોય એવા ૭ રૂ. ની જગાના ઉમેદવારોની સંખ્યામાં દિવસે દિવસે ઘટાડો થાય છે એવી બધી તરફથી ફરિયાદ સંભળાય છે. કેળવણી ખાતામાં ઓછામાં ઓછો પગાર રૂ. ૭નો રાખવામાં આવ્યો છે તે હવે પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ થયલાને એ ખાતામાં પેસવાને જોઈએ તેટલો લલચાવતો નથી. આ વિષે અહિં એટલુંજ કહેવાનું છે કે ટ્રેનિંગ કૉલેજો માટે ઉમેદવારો તૈયાર કરવા સારૂ મધ્યશાળાઓ (સેન્ટ્રલ સ્કૂલો) સ્થાપવાથી, ટ્રેનિંગ કૉલેજોમાં વધારો કરવાથી, અને સરકાર તરફથી મળેલી વધારાની ગ્રાન્ટનો ઉપયોગ આસિસ્ટન્ટોના સ્ટાફમાં વધારો કરવામાં વાપરવાથી ઘણે દરજ્જે આ અડચણ દૂર થશે એવી આશા રહે છે.

પ્રાથમિક કન્યાશાળાઓના સંબંધમાં મિસ ઐશ્વર્ય, ગર્લસ્કૂલોનાં એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટ્રેસના રિપોર્ટમાંથી નીચેની બાબતો જાણવામાં લાયક છે:—

'એ શાળાઓની પરીક્ષા કેટલેક અંશે ઉપલક થયલી હોવીજ જોઈએ; કેમકે ભાષા અને કામ કરવાની સામાન્ય સ્થિતિ, બંને, અપરિચિત છે. છોકરાં ઘણા ચાલાક અને (સંસ્કાર ગ્રહણ કરવાને) તાજાં મનવાળાં હોય છે એમ હરકોઈને તરત સમજાય છે અને શિક્ષણ બુદ્ધિ કેળવે એવું હોય તો તરતજ તેઓ શીખવાનો વિષય સમજી જાય છે. હું ધારૂં છું કે એ બાબતમાં સમાન વયનાં અંગ્રેજી છોકરાં કરતાં તેઓ આગળ પડતાં છે. તેમજ સામાન્ય અંગ્રેજી છોકરાને ધ્યાન આપવામાં જેવી મુશીબત પડે છે તેટલીજ મુશીબત તેમને પડતી જણાતી નથી. શિક્ષણમાં જુદે જુદે સ્થળે ઘણો ફેરફાર જોવામાં આવે છે. સામાન્ય રીતે વાચન અને લેખનના સાધારણ વિષયો શિક્ષિત (ટ્રેઈન્ડ) શિક્ષકો સારી રીતે શિખવી શકે છે. પદાર્થપાઠ અને ફ્રોબેલની બક્ષિસો સાધારણ રીતે યાન્ત્રિક રીતે શિખવાય છે; પણ શિક્ષકો જેમ જેમ એ પાઠોનો ઉદ્દેશ સમજતા જશે તેમ તેમ એમાં સુધારો થતો જશે એમાં શક નથી. બુદ્ધિ ઉત્તમ રીતે કેળવે એવું શિક્ષણ આપવાનું કામ પુરુષશિક્ષકો કરે છે. અને થોડોજ વખત થયાં ટ્રેનિંગ કૉલેજમાં શિક્ષણ લઈ આવેલા કેટલાક નવીન શિક્ષકોની શિક્ષણપદ્ધતિ જોઈ હું ખુશ થઈ છું. શિક્ષણસાહિત્યો બનાવવામાં સાધારણ સાધનોનો ઉપયોગ કરવાની અને પદાર્થપાઠનું વિવરણ કરવા માટે ચિત્રો બનાવવાની તેમની ચતુરાઇથી ખરા શિક્ષકોમાં જેવો ઉત્સાહ હોવો જોઈએ એવો તેમનામાં જણાતો હતો. તેમજ કિંડર્ગાર્ટન ખેલો રમાડવામાં બાળકોના સ્વભાવને અનુસરવાની તેમની ચતુરાઈ સ્પષ્ટ જણાતી હતી. શિક્ષિત થયલી (ટ્રેઇન્ડ) પણ સ્ત્રીશિક્ષકો શિક્ષણશાસ્ત્રનાં સામાન્ય તત્ત્વો એવી (પુરુષશિક્ષકો જેવી) સારી રીતે સમજેલી જણાતી નથી તેમજ એટલો (પુરુષશિક્ષકો જેટલો) ઉત્સાહ દર્શાવતી નથી. સામાન્ય રીતે તેમનાં કામમાં વધારે યાન્ત્રિકતા અને વ્યવસ્થામાં મનને પસંદ ન પડે એવું જોવામાં આવે છે.

નિયમિત વખતે કામ કરવું અને દર રોજ નિયમિત વખતે હાજર રહેવાની બાબતમાં શિક્ષકો તેમજ શિષ્યો બંનેમાં ખામી જોવામાં આવે છે. આવું ખાસ ગામડાંની નિશાળોમાં દેખાય છે. ત્યાં મેં ઘણી

વાર નીમેલા વખતથી એક કલાક મોડું નિશાળનું કામ શરૂ થતું જોયું છે. ઘેર જઈ છોકરાંને નિશાળે તેડી લઈ આવીએ તોપણ તેઓને વખતસર નિશાળે લાવવામાં ઘણી મુશ્કેલી પડે છે એમ શિક્ષકો ફરિયાદ કરે છે. નિયમિત હાજરી માટે કંઈ ખાસ ઇનામ રાખવામાં આવ્યું હોય અથવા તો જે છોકરાં કોઈ દિવસ મોડાં ન આવે કે ગેરહાજર ન રહે તેને માટે એક પ્રતિષ્ઠાપત્રક રાખ્યું હોય તો આ અડચણ ઓછી થશે એમાં શક નથી. શિક્ષકને તો વખતસર અને નિયમિત રીતે હાજર રાખવા માટે કંઈ બીજા ઉપાયોની જરૂર છે.

બાળવર્ગના પાઠો સામાન્ય રીતે બહુ મોટા હોય છે અને તેમની પાસે એકજ પ્રકારનું કામ કરાવવામાં આવે છે. કામ અને રમતમાં ભિન્ન ભિન્ન પ્રકારથી તેમનાં મન રોકે એવો ખાસ શિક્ષક હોય તો સાધારણું લાંબા વખત સુધી તેમને નિશાળમાં રાખવાની હરકત નથી. પણ જ્યારે બરોબર હવાની આવજા ન હોય એવા ખરાબ ઓરડામાં છોકરાંને દહાડામાં પાંચ કે છ કલાક પણ વાંકા વળી બેસાડી મૂકે છે ત્યારે તેમને કેળવણીનો કંઈ પણ લાભ મળતો હોય તેના કરતાં શરીરને વિશેષ હાનિ થાય છે. કિંડર્ગાર્ટન ઉદ્યોગો અને ફ્રેબેલની બક્ષિસો, જે થોડો વખત થયાં દાખલ કરવામાં આવ્યાં છે, તેથી તેમનાં કામમાં ભિન્ન ભિન્ન પ્રકાર થાય છે અને તેમને લાભ થાય છે. જેમ જેમ શિક્ષકો એ પાઠોનો ખરો ઉદ્દેશ સમજતા જશે તેમ તેની મન કેળવવામાં સારી અસર થતી જશે એમાં કંઈ શક નથી.'

ઉત્તર વિભાગમાં ૫૩ શિક્ષકોને ફરી કેળવણી આપવાનો પ્રયોગ ઘણો ફત્તેહમંદ નીવડયો છે. જેમને પસંદ કરવામાં આવ્યા હતા તેઓ ૧૦ થી ૧૫ વર્ષ લગણની નોકરીવાળા અને બુદ્ધિશાળી શિક્ષકો હતા. નવીન પદ્ધતિનું જ્ઞાન-સંપાદન કરવા માટે તેમનામાં ઘણો ઉત્સાહ જોવામાં આવતો હતો.

નીચેના કોઠા ઉપરથી પુરુષશિક્ષકો અને સ્ત્રીશિક્ષકોની ટ્રેનિંગ કૉલેજોને લગતી હકીકત સમજાશેઃ—

| સંસ્થાનું નામ. | ૩૧ મી માર્ચ ૧૯૦૫ ને દિવસે શિષ્યની સંખ્યા. | કુલ ખર્ચ. | દરેક શિષ્યે પડતો ખરચ. | દરેક શિષ્યે સરકારને પડતો વાર્ષિક ખરચ. |
|---|---|---|---|---|
| | | રૂપીઆ. | રૂ. આ. પા. | રૂ. આ. પા. |
| **પુરુષશિક્ષકો માટે ટ્રેનિંગ કૉલેજો.** | | | | |
| **સરકારી.** | | | | |
| પુના ટ્રેનિંગ કૉલેજ. | ૧૫૪ | ૨૫,૬૪૪ | ૧૭૨-૧-૯ | ૧૧૨-૧૫-૧૧ |
| ધુળીઆ ટ્રેનિંગ સ્કૂલ. | ૯૮ | ૧૧,૮૧૪ | ૧૭૧-૩-૬ | ૯૦-૦-૩ |
| અમદાવાદ ટ્રેનિંગ કૉલેજ. | ૧૩૭ | ૨૩,૯૮૮ | ૨૦૧-૯-૩ | ૧૩૩-૦-૯ |
| ધારવાડ ટ્રેનિંગ કૉલેજ. | ૨૦૪ | ૨૪,૨૩૧ | ૧૨૩-૧૦-૯ | ૮૮-૧૪-૮ |
| હૈદરાબાદ ટ્રેનિંગ કૉલેજ. | ૧૩૪ | ૧૮,૮૧૮ | ૧૪૭-૦-૩ | ૯૧-૧૦-૭ |
| **દેશી રાજ્યો.** | | | | |
| રાજકોટ ટ્રેનિંગ કૉલેજ | ૫૯ | ૧૦,૦૫૭ | ૧૭૩-૬-૪ | .......... |
| **આશ્રિત.** | | | | |
| ( સરકારની ગ્રાંટથી ચાલતી). | | | | |
| અહમદનગરની નૉર્મલ સ્કૂલ. | ૩૮ | ૬,૫૬૭ | ૧૦૯-૭-૨ | ૪૧-૧૦-૮ |
| એકંદર. | ૮૨૪ | ૧,૨૧,૧૧૯ | ૧૫૫-૭-૮ | ૯૦-૮-૧૦ |
| **સ્ત્રીશિક્ષકો માટે ટ્રેનિંગકૉલેજો.** | | | | |
| **સરકારી.** | | | | |
| પુના ફીમેલ ટ્રેનિંગ કૉલેજ. | ૫૯ | ૧૧,૯૦૩ | ૨૪૭-૧૫-૮ | ૧૭૮-૪-૮ |
| અમદાવાદ ફીમેલ ટ્રેનિંગ કૉલેજ. | ૧૦૯ | ૧૬,૧૩૮ | ૧૬૪-૧૦-૯ | ૧૨૯-૨-૭ |
| ધારવાડ ફીમેલ ટ્રેનિંગ સ્કૂલ. | ૨૪ | ૧,૭૧૦ | ૧૦૦-૯-૫ | ૫૧-૧૪-૧ |
| **લોકલ બોર્ડ.** | | | | |
| હૈદરાબાદ ટ્રેનિંગ કૉલેજ. | ૬ | ૩,૭૧૩ | ૫૩૦-૬-૧૦ | .......... |
| **મ્યુનિસિપલ.** | | | | |
| કરાંચી નૉર્મલ ક્લાસ. | ૯ | ૧,૫૪૪ | ૧૯૩-૦-૦ | ૧૩૩-૧૦-૦ |

| | | | | |
|---|---|---|---|---|
| **દેશી રાજ્યોની.** | | | | |
| બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજ, રાજકોટ. | ૨૨ | ૭,૦૧૨ | ૩૧૮-૧૧-૮ | .......... |
| **આશ્રિત.** | | | | |
| કૉન્વેન્ટ નૉર્મલ સ્કૂલ ભાયખાલા, મુંબઈ | ... | ૩,૭૩૭ | .......... | .......... |
| ગિરગામ નૉર્મલ ક્લાસ, મુંબઈ. | ૭ | ૨૩,૪૬ | ૫૮૬—૮—૦ | .......... |
| સેંટ મેરીઝ નૉર્મલ ક્લાસ, પુના. | ૬ | ૧૨,૭૫ | ૨૧૨—૮—૦ | ૬૬-૧૦-૮ |
| અમેરિકન મિશન જોસેફાઇન કિન્ડરગાર્ટન ક્લાસ, સોલાપુર. | ... | ૪૫૨ | .......... | .......... |
| કરાંચી કૉન્વેન્ટ નૉર્મલ ક્લાસ. | ૮ | ૬,૧૩૧ | ૬૧૩—૧—૭ | ૧૭૬-૧૧-૨ |
| **અનાશ્રિત.** | | | | |
| સેંટ હિલ્ડાસ નૉર્મલ ક્લાસ, પંચ હાઉડઝ, પુના. | ૬ | ૧૪૮ | ૨૪-૧૦-૮ | .......... |
| હૈદરાબાદ ફીમેલ નૉર્મલ ક્લાસ. | ૨ | ૨૨૯ | ૧૧૪—૮—૦ | .......... |
| કુલ. | ૨૫૭ | ૫૬,૩૩૮ | ૨૪૭—૧—૭ | ૧૨૦-૮-૧૦ |

મુંબઈ ઇલાકાના દરેક વિભાગમાં લોકલ બોર્ડ, મ્યુનિસિપલ અને દેશી રાજ્યોની પ્રાથમિક શાળામાં શિક્ષકોની સંખ્યા તથા તેમાં કેટલા શિક્ષિત અને કેટલા અશિક્ષિત છે તે હકીકત નીચેના કોઠામાં છે:—

| વિભાગ. | શિક્ષકો. | શિક્ષિત હેડ માસ્તરોની સંખ્યા. | અશિક્ષિત હેડ માસ્તરોની સંખ્યા. | શિક્ષિત માસ્તરોની સંખ્યા. | પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ થયેલા અશિક્ષિત માસ્તરો. | પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ ન થયેલા અશિક્ષિત માસ્તરો. |
|---|---|---|---|---|---|---|
| | **પુરુષશિક્ષકો.** | | | | | |
| મધ્ય વિભાગ. | લોકલ બોર્ડ. | ૬૮૨ | ૭૫૧ | ૨૬૪ | ૫૨૫ | ૩૮૮ |
| | મ્યુનિસિપલ, મુંબઇ. | ૪૨ | ૨૧ | ૫૦ | ૧૧૪ | ૪૩ |
| | મ્યુનિસિપલ, જિલ્લાના. | ૧૫૮ | ૬૭ | ૨૨૨ | ૩૨૮ | ૧૭૮ |
| | દેશી રાજ્યો. | ૭ | ૧૧૧ | ૬ | ૨૭ | ૬૧ |
| ઉત્તર વિભાગ. | લોકલ બોર્ડ. | ૭૩૬ | ૪૪૪ | ૧૦૬ | ૯૭૦ | ૨૫૯ |
| | મ્યુનિસિપલ. | ૧૨૮ | ૪૩ | ૧૮૬ | ૪૬૮ | ૧૬૪ |
| | દેશી રાજ્યો. | ૨૦૧ | ૨૮૩ | ૨૬ | ૨૧૫ | ૨૭૨ |
| કાઠિયાવાડ. | એજન્સિ. | ૧૮૯ | ૩૨ | ૩૪ | ૧ | ૩૫૦ |
| | ખાનગી. | ...... | ૧૨ | ...... | ...... | ૧ |
| | સ્ટેટ. | ૪૧૦ | ૨૦૫ | ૧૦૦ | ...... | ૧,૨૩૪ |
| દક્ષિણ વિભાગ. | લોકલ બોર્ડ. | ૮૪૯ | ૩૯૨ | ૨૫૬ | ૬૯૬ | ૨૦૮ |
| | મ્યુનિસિપલ. | ૧૧૯ | ૫૮ | ૧૪૧ | ૨૨૬ | ૧૪૦ |
| | દેશી રાજ્યો. | ૧૨૭ | ૪૨૭ | ૬૨ | ૨૫૫ | ૩૧૧ |
| સિંધ. | લોકલ બોર્ડ. | ૨૭૫ | ૧૯૩ | ૯૪ | ૨૪૦ | ૧૦૯ |
| | મ્યુનિસિપલ. | ૪૬ | ૭ | ૮૯ | ૧૧૪ | ૩૮ |
| | દેશી રાજ્યો. | ૩ | ૫૯ | ૨ | ..... | ૪૨ |
| | કુલ. | ૩,૯૮૨ | ૩,૬૦૫ | ૧,૬૩૮ | ૪,૧૭૯ | ૩,૭૯૮ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | સ્ત્રીશિક્ષકો. | | | | | |
| મધ્ય વિભાગ. | લોકલ બોર્ડ. | ૧૩ | ૧ | ૧ | ... | ૨ |
| | મ્યુનિસિપલ, મુંબઈ. | ૧૫ | ૬ | ૧૦ | ૧ | ૪૮ |
| | મ્યુનિસિપલ, જિલ્લાના. | ૨૪ | ૭ | ૨ | ... | ૩૧ |
| | દેશી રાજ્યો. | ... | ૨ | ... | ... | ૧ |
| ઉત્તર વિભાગ. | લોકલ બોર્ડ. | ૫૫ | ૧૫ | ... | ૨ | ૧૫ |
| | મ્યુનિસિપલ. | ૫૧ | ૬ | ૧૫ | ૪ | ૬૧ |
| | દેશી રાજ્યો. | ૨૧ | ૧૫ | ૩ | ... | ૩૭ |
| કાઠિયાવાડ. | એજન્સિ. | ૨૧ | ... | ૭ | ... | ૨૨ |
| | ખાનગી. | ... | ૨ | ... | ... | ... |
| | સ્ટેટ. | ૫૨ | ૨ | ૨૧ | ... | ૮૧ |
| દક્ષિણ વિભાગ. | લોકલ બોર્ડ. | ૬ | ૧ | ૧ | ... | ૨૬ |
| | મ્યુનિસિપલ. | ૧૩ | ૮ | ૩ | ... | ૪૬ |
| | દેશી રાજ્યો. | ૬૧ | ૧૬ | ૩ | ૧ | ૨૫ |
| સિંધ. | લોકલ બોર્ડ. | ૬ | ૮ | ૨ | ... | ૩ |
| | મ્યુનિસિપલ. | ૧૮ | ૨ | ૨૦ | ... | ૧૬ |
| | દેશી રાજ્યો. | ... | ૮ | ... | ... | ૨ |
| | કુલ. | ૩૦૬ | ૯૯ | ૮૮ | ૮ | ૪૧૬ |

ઉપરના કોઠા ઉપરથી માલમ પડશે કે પુરુષશિક્ષકની એકંદર સંખ્યા ઉત્તર વિભાગમાં ૪,૫૦૧, દક્ષિણ વિભાગમાં ૪,૨૬૭ અને મધ્ય વિભાગમાં ૪,૦૫૫ છે, એમાં શિક્ષિત માસ્તરો અને હેડમાસ્તરોની એકંદર સંખ્યા દક્ષિણ વિભાગમાં ૧,૫૫૪, મધ્ય વિભાગમાં ૧,૪૪૧ અને ઉત્તર વિભાગમાં ૧,૩૮૩ છે. માત્ર પબ્લિક સર્વિસની પરીક્ષામાં પાસ થયેલા અશિક્ષિત

શિક્ષકોની સંખ્યા ઉત્તર વિભાગમાં ૧,૬૫૩, દક્ષિણ વિભાગમાં ૧,૧૭૭ અને મધ્ય વિભાગમાં ૮૭૪ છે. અને કોઈ પણ પરીક્ષામાં પાસ ન થયલા એવા અશિક્ષિત શિક્ષકોની સંખ્યા ઉત્તર વિભાગમાં ૬૭૫, મધ્ય વિભાગમાં ૬૭૦ અને દક્ષિણ વિભાગમાં ૬૫૭ છે. માત્ર પબ્લિક સર્વિસ્ગ્રાજ પાસ થયલા શિક્ષકોની સંખ્યા ઉત્તર વિભાગમાં સર્વથી વધારે છે. ઉત્તર વિભાગમાં શિક્ષિત શિક્ષકો બીજા વિભાગો કરતાં ઓછા લાગે છે, પરંતુ મુબાઈની ગુજરાતી સ્કૂલોના શિક્ષકોની ગણત્રી મધ્ય વિભાગમાં થાય છે અને કાઠિયાવાડના શિક્ષિત શિક્ષકો જેઓ બીજા વર્ષમાં આડિની કૉલેજમા શિક્ષિત થયા તેમની ગણત્રી કાઠિયાવાડમાં થાય છે એ બે બાબતો લક્ષમાં રાખવાની છે. ઇ. સ. ૧૯૦૪–૫ સુધીમાં પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજમાથી શિક્ષિત થઈ નીકળેલાની સખ્યા ૧,૭૪૯ છે. આ ઉપરથી પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજે અત્યાર સુધીમાં બીજી કૉલેજો કરતાં વધારે શિષ્યોને કેળવ્યા છે એમ સ્પષ્ટ સમજાશે. દરેક વિભાગમાં લગભગ ત્રીજો ભાગજ શિક્ષિત શિક્ષકોનો છે અને બાકીનો મોટો ભાગ અશિક્ષિત શિક્ષકોનો છે એ પણ ધ્યાનમાં રાખવાનું છે.

પ્રાથમિક શાળાના શિક્ષિત હેડમાસ્તરોનો સરાસરી પગાર લોકલ બોર્ડમાં રૂ. ૧૯–૧૧–૪, મ્યુનિસિપલ બોર્ડમાં રૂ. ૨૯–૭–૧ (આનું કારણ મુંબઈ શહેરમા મળતા ભારે પગાર છે), અને દેશી રાજ્યોમાં રૂ. ૧૮–૧૪–૧૧ છે. એવીજ રીતે શિક્ષિત હેડ મિસ્ટ્રેસોનો-સરાસરી પગાર લોકલ બોર્ડમાં રૂ. ૨૧–૩–૮, મ્યુનિસિપલ બોર્ડમાં રૂ ૨૩–૧૦–૫ અને દેશી રાજ્યોમાં રૂ. ૨૦–૧૫–૫ છે. અશિક્ષિત હેડમાસ્તરોનો સરાસરી પગાર લોકલ બોર્ડમાં રૂ. ૧૦–૧–૩, મ્યુનિસિપલ બોર્ડમાં રૂ ૧૩–૩–૬ અને દેશી રાજ્યોમાં રૂ. ૧૦–૧૦–૨ છે અને અશિક્ષિત હેડમિસ્ટ્રેસોનો સરાસરી પગાર લોકલ બોર્ડમાં રૂ. ૯–૫–૯, મ્યુનિસિપલ બોર્ડમાં રૂ. ૧૬–૬–૧૧ અને દેશી રાજ્યોમાં રૂ ૧૨–૬–૫ છે.

---

# સાહિત્યપરિષદ્‌માં રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે વાંચેલો નિબન્ધ.

## પ્રેમાનન્દ.

( સાંધણુ પૃષ્ઠ ૬૦ માંથી. )

પુરાણીબાવા સાથે મચેલો ઝગડો તમઃપ્રધાન હતો; સામળભટ સાથેનો સાક્ષરવિગ્રહ રજોગુણી હતો; જ્યારે હિંદુસ્તાની સાથેની પ્રેમાનંદની પ્રતિસ્પર્ધા કેવળ સાત્ત્વિક હતી. એ પ્રતિસ્પર્ધાની હકીકત હવે જોઈએ. વિક્રમના સત્તરમા અઢારમા શતકમાં હિંદુસ્તાની સિવાયની દેશી ભાષાઓ બહુ પાછળ હતી. જ્યારે સિંધી કેવળ બીજાવસ્થામાં હતી, જ્યારે બંગાળી પાંગરવા માંડી હતી, જ્યારે પંજાબીનો રોપ ઊછરી ઊંચો વધતો હતો, જ્યારે મરાઠીનો વેલો વાડની વાટ જોતો ભોંય પર પથરાતો હતો, ને જે વખતે ગુજરાતીનું કદળીવન એક શતકથી સારા પાણી પાનારની ખોટથી નીછરું મોટા જેવું જણાતું હતું, તે વખતે હિંદુસ્તાનીનો અક્ષયવડ અડાબીડ શતાવધિ થડથી અને અનેક યોજન ઘેરી લેતી ઘટાથી પ્રસિદ્ધ પંચવટીને ક્યાંએ વીસરાવી દે એવો ફાલી રહ્યો હતો. બૌદ્ધધર્મનો સહસ્રશિખાવાળો પ્રદીપ નિર્વાણ પામ્યો તે પછીના મંથનકાળમાં ધર્મમૂર્તિ રામચંદ્ર અને પ્રેમમૂર્તિ કૃષ્ણચંદ્રની ભાવના સાર્વત્રિક પ્રસાર ને પ્રચાર પામી, તેમણે સાત્ત્વિક ધર્મવૃત્તિમાં લીન અને રાજસ પ્રેમભક્તિમાં મગ્ન તુલસીદાસ, સૂરદાસ આદિ અનેક કવિઓને જન્મ આપ્યો. તેમણે હિંદુસ્તાની સાહિત્યનો સાગર છલકાવી નાંખ્યો. એ હિંદુસ્તાની ભાષા આખા આર્યાવર્તમાં પ્રસરી હતી. જ્યારે બીજી ભાષાઓ દેશવિશેષના નામથી ઓળખાતી હતી, ત્યારે હિંદુસ્તાની ખાસ કરીને ભાખા એવા ગૌરવ પ્રકાશતા નામથી વિખ્યાત હતી. પ્રાચીન કાળમાં લોકભાષા કોઈ ને કોઈ પ્રાકૃત, છતાં શિષ્ટમંડળમાં સંસ્કૃત જે પ્રતિષ્ઠા પામતી અને અર્વાચીન કાળમાં ઇંગ્રેજી પામે છે, તે પ્રતિષ્ઠા મધ્યકાળમાં હિંદુસ્તાની પામી હતી. તેમાં કાવ્યો, આખ્યાનો અને રાસાજ માત્ર રચાયા ન હતા, પણ રસ, અલંકાર, છંદ, સંગીત અને નીતિના શાસ્ત્રીય વિષય પણ ચર્ચાયા હતા. રાજનીતિમાં રાજ્યનાં અંગમાં કવિની ગણના થઈ હતી, અને રાજદરબારમાં હિંદુસ્તાની કવિતા પોસાતી તથા પૂજાતી હતી. હિંદુસ્તાનના પાયતખ્ત દિલ્હીમાંજ નહિ, ગંગા, યમુના અને

સરયૂના પવિત્ર તીરમાંજ નહિ, પણ જયપુર, જોધપુર, ઉદેપુર વગેરે રાજસ્થાનમાં; ગુજરાતમાં અને છેક મહારાષ્ટ્રમાં પણ હિંદી કવિઓ સંમાન પામતા. આરબી અને ફારસીના પક્ષપાતી મુગલ શેહાનશાહ શાહજહાન અને મહારાષ્ટ્રધર્મનો ઝંડો ઊઠાવનાર મરાઠીના સંગી છત્રપતિ શિવાજીએ સુંદરશૃંગારના અને શિવરાજબાવનીના કર્ત્તાને લખપસાય આપ્યો હતો. આ રીતે હિમાલયથી માંડીને વિંધ્યાચળ અને સાતપૂડાની આડ ઓળંગી હિંદુસ્તાની દક્ષિણમાં પગદંડો ચલાવી રહી હતી. તે સમયના રાજારજવાડામાં, કવિકોવિદમાં અને સાધુસંતમાં માન પામતી ભાષા જોઈએ તો હિંદુસ્તાની જ હતી. સ્વરાજ્યના પ્રતાપે મરાઠી* મહારાષ્ટ્રમાં પૂજા પામતી થઈ હતી. પરંતુ હિંદુસ્તાનીની બરાબર તે પણ થઈ શકી ન હતી. વસ્તુસ્થિતિ આવી હતી, ત્યાં સ્વરાજ્ય રહિત ધાર્મિક અને સામાજિક જીવનમાં ચૈતન્ય રહિત ગુજરાતની ભાષાની પદવી ક્યાંથી ઊંચી હોય ? હિંદુસ્તાનીનું રસપાન કરવાને ટેવાયલા ગુજરાતના સુબા સુલતાન ને નવાબો તથા રાવરાણાઓ ને રાજાઓનું ભતજ એવું ભૂલભરેલું બંધાઈ ગયું હતું કે ગુર્જરગિરામાં અને ગુર્જરદેશમાં ઊંચા પ્રકારના સાહિત્યની ખીલવણી માટે યોગ્યતાજ છે નહિ! ધાવને ધાવી ઊછરેલા રાજવર્ગની સ્વમાતા પ્રત્યેની આવી અઘટિત અવજ્ઞાને લીધે પ્રેમાનંદને ગુજરાતના અધ્યક્ષો પ્રત્યે અત્યંત તિરસ્કાર વછૂટે, અને તે શાંત સાત્ત્વિક વૃત્તિનો પણ ભાષાભિમાની કવિ તપત્યાખ્યાનની પ્રસ્તાવનામાં એવા અધ્યક્ષોને આ ભૂમિ ભારે મારતા વર્ણવે એમાં શી અતિશયોક્તિ છે, શું આશ્ચર્ય છે ? અફસોસ! સત્તરમા શતકની ગણત્રીમાં ગુજરાતી છેક તુચ્છ લેખાતી અને જે તે એમ જ કહેતા કેઃ—

अवेतबेके सोलहि आने, अठेकठेके चार,

आठ हि आने इकडंतिकडं, शुं शां पैसे चार.

આવાં અધિક્ષેપનાં વચન ભાષાભક્ત કવિ સહન કરી શક્યો નહિ. ઉદાત્ત આશયથી તે હિંદુસ્તાની સાહિત્યને ઝાંખું પાડે એવાં કાવ્યો રચવામાં પોતે

* જુઓ યુધિષ્ઠિરવૃકોદરસંવાદાખ્યાનમાંથી પૂર્વે આપેલા ઉતારાની નીચેની પંક્તિઃ—

કોક ભાષાદેવી દીન મલિન ને માલ વગી,

કરે માલ વાળી તેને; સાજશો સજાવિયો!!!

ઉદ્યુક્ત થયો, એટલુંજ નહિ પણ પોતે સ્થાપેલા કવિમંડળમાં અગ્રસ્થાને વિરાજતા કુળદીપક વલ્લભને હિંદુસ્તાનીને ટકોર મારે એવાં કાવ્યો રચવા આજ્ઞા કરી. પિતાપુત્રે કર્ણચરિત્ર, દુઃશાસનરુધિરપાન આદિ અનેક કાવ્યો રચી 'શુંશાં પેસે ચાર' કહી ગુજરાતીનું ઉપહાસ કરનાર હિંદુસ્તાનીને હંફાવ્યો. કુંતીપ્રસન્નાખ્યાનની પ્રસ્તાવના શરૂજ નીચે પ્રમાણે થાય છે.

ચંદે છંદબંધ રચ્યો રાસ આશ આણી ઉર,
પ્રેમાનંદ આગે મંદ ગતિ તેની લેખિયે;
ભારત સમું પ્રમાણ! રાસાના તમાશા ભાળો!
કર્યાં ભારત બે ત્રણ; આરત ઉવેખિયે!
પૃથ્વીશપ્રશંસા કથી ગાન શેનું મોઘું તેમાં?
પ્રેમાનંદની કવિતા સવિતાશી પેખિયે;
બ્રાહ્મણથી ભાટ થયા; વંશજ વિધિના આ તો;
કવીશ્વરના પિતાથી ચંદ મંદ દેખિયે.
કવી જેની કવિતા નિકંદન તેનું કરાવ્યું;
પાંચ સાત નારી ભેળી નર નીપજાવિયો;
તોડ્યા શબ્દ છોડ્યા નહિ; જોડ્યા કર તોય ઝૂડ્યા;
રૂડા રસિકે ન જોયું ભાવ શો બજાવિયો!
પેટ કાજે વેઠ કરી દેઠ તેય પ્હોંચી નહિ;
એટ બૂડી મણુકાળે, દેશ આ તજાવિયો!
ઝવેરી ઝવેર-જાણ! કરૂં શાં મુખે વખાણ!
મંદ ચંદ લખી 'ચંદ છંદ' થી સજાવિયો!
ચંદે એક રાસો લખ્યો સવાલક્ષ પૂર કેરો,
એક પુત્ર શા હિસાબે? દુનિયાનો રાહ છે;
રાસા જેવડાં બૃહત પૂરમાં અધિક એથી,
ત્રણ ગ્રંથ લખ્યા પ્રેમે, કોની વાહવાહ છે?
સુત મારા જેવો કવિ, રવિ જોઈ ઝાંખો પડે;
ચંદનો તે છંદ કશો? મંદ સૌ ઉજાહ છે.
ઠામી ઠોકી ઢોલ વાઈ કવીશ્વર વલ્લભ કહે;
ચંદ મંદ, પ્રેમ પૂર-આનંદ અનાહદ છે.
મુઓ પ્રથીરાજ અરિહાથ એ પ્રખ્યાત વાત;
કર્ણદેરી એવી ખ્યાત, જગતજન જાણ છે;

પ્રથીરાજરાસો અને કર્ણનું ચરિત્ર વાંચો;
રાસાનો તમાશો ચઢે, કવિ વ્યર્થ વાણુ છે.
કર્યું લાંબું પિંગળ અમંગળની વાત જેમાં;
એમાં કવિત્વ કશું છે? અન્ન તેના પ્રાણુ છે.

ઉપરના ઊતારામાં સવાલક્ષ પૂરથી પણ મોટાં રાસાની સરસાઈ કરનારાં ત્રણ કાવ્યમાંથી એકેનું નામ સરખું આપણે જાણુતા નથી! કર્ણચરિત્ર પણ અપભ્રંશ कर्णपराक्रम અને પૈશાચી बृहत्कथाની પેઠે માત્ર નામ-થીજ કર્ણગોચર છે, ને તે પણ વલ્લભે પ્રસંગવશાત્ નામ લીધું છે તેથી જ. આટઆટલું કરનાર પ્રેમાનંદની કે તેના પુત્ર વલ્લભની તેમની હયાતીમાં લોકે બૂઝ જાણી જણાતી નથી, જેને લીધે વલ્લભ અસંત રોષે ભરાઈ કુંતીપ્રસન્નાખ્યાનમાં લખે છે કેઃ—

ધિક ગુર્જર! છે ધિક! રસિક ન સાથ રાખ્યો,
પ્રતાપી પ્રભાકરને પિછાણ્યો ના કોઈએ!
છંદ પ્રેમતણા ઘણા; પદમાં તો શેની મણા?
દૂહા ને ચોપાઈ ઘણી સાખબંધ જોઈયે.
ચાર જણે જેહ કર્યું, એક જણે કર્યું આ તો,
એવું નવ જુએ કોઈ; ખાંતે ખરૂં ખોઈયે;
જુગા મૂઢ નિર્લજ્જ સૌ પેટે પડિયા પાષાણુ?
ગુજરાત શુષ્ક થયો, શું રસાળ ખોઈયે?

છંદ, પદ, દૂહા ને ચોપાઈ લખવામાં પ્રેમાનંદની સરસાઈ નીચેના સુપ્રસિદ્ધ દૂહામાંના ચંદબરદાઈ, સૂરદાસ, બિહારીદાસ અને તુલસીદાસ સાથે અભિપ્રેત છે.

चंद छंद, पद सुरके, दूहा बिहारीदास,
चौपै तुलसीदासकी, केशव कवितविलास.

કેશવદાસનો અનિર્દિષ્ટ પ્રતિસ્પર્ધી તે વલ્લભ પોતેજ. સદ્ભાગ્ય કે આત્મ-શ્લાઘામાં પ્રવીણુ ફક્કડ કવિએ પોતાના કવિતનાં વખાણુ નથી કર્યાં!

હિંદુસ્તાની સામે બાકરી બાંધી ત્યારે પ્રેમાનંદ પડોશની મરાઠીને વીસરી ગયો ન હતો, તે આપણે તપત્યાખ્યાનના ભરતવાક્યમાં જોઇએ છીએ. તેમાં ગૌરવનું મર્મ પ્રકાશતું સાર્થક 'મહા' વિશેષણુ જે ગુર્જરીને લગાડયું છે, તે ડિત્યડવિત્થવત્ મહારાષ્ટ્રી સંજ્ઞા સંભારીને લગાડયું જણાય છે, વળી એ નાટકની પ્રસ્તાવનામાં વ્રજવારી સાથે મહારાષ્ટ્રી નટને પણ

ખડખડિયું આપવાનું કહ્યું છે, તે દર્શાવે છે કે કવિ મરાઠીને ભૂલી ગયો ન હતો. રેણદશિકાસસંભાગાખ્યાનના ચોથા અંકમાં ગોપ શ્રીદામાને મુખે હિંદી 'ચલિયે ચલિયે' તથા ગુજરાતી 'ચાલો ચાલો' ની વચ્ચે ચલા ચલા મૂકી દીધું છે તે મરાઠીની સ્મૃતિ જાગૃત હોવાની સાક્ષી આપે છે. કેશવદાસ, બિહારીદાસ અને તુલસીદાસના છંદ ગૂજરાતીમાં ઊતાર્યા તેમ તુકારામના અભંગ અને વામન પંડિતનાં વૃત્તો પ્રેમાનંદે ઊતારવા કાળજી દર્શાવી છે. પેશવાની ઘનઘટામાં મહારાષ્ટ્રી મયૂરની કેકાવલી સંભળાઈ, તે આપણી રસાળ ગુર્જરકુંજનો કોકિલનો પંચમ સંભળાતો બંધ પડ્યો તેના પછી. પોતાના સમય પહેલાંના લોકપ્રિય કવિ તુકારામને અને વિદ્વત્પ્રિય કવિ વામનને તો પ્રેમાનંદે વીસાર્યા ન હતા. પરંતુ હિંદુસ્તાનીની સ્પર્ધા આદર્યા બાદ મરાઠીની સ્પર્ધા આદરવા જેવું રહેતું નથી એમ કરી તેને ઝપાટામાં નહિ લીધી હોય.

હિંદુસ્તાની અને મરાઠી સાહિત્ય નવીન કલ્પના અને નાનાત્વના ચમત્કાર રહિત હતું. દેવગિરાના સાહિત્યની સરખામણીમાં તે કંઈ જ ન હતું. સંસ્કૃતના મહાકાવ્ય અને ચંપૂતાં, નાટક અને નાટિકાનાં, આખ્યાયિકા અને કથાનાં હિંદુસ્તાની મરાઠીને સ્વપ્ન પણ આવ્યાં ન હતાં. ગીર્વાણના જેવી નૂતન સૃષ્ટિ રચી ગુર્જરસાહિત્યને ઉચ્ચ સ્થાને પહોંચાડી અઢારમા શતકના સાક્ષરયુગના વિશ્વામિત્ર બનવું, એવી ઉદાર અભિલાષા ભાષાભક્ત કવિના હૃદયમાં પ્રાદુર્ભાવ પામી. એ આંતર પ્રેરણાથી લોકની રસવૃત્તિ ઉચ્ચગામી કરવા લોકપ્રિય દેશીના બંધારણમાં અભિમન્યુઆખ્યાન અને માંધાતાઆખ્યાન પ્રેમાનંદે રચ્યાં; એ આંતર પ્રેરણાથી સંસ્કૃત આદર્શોનો પરિચય કરાવવા રઘુવંશ અને માર્કંડેય પુરાણના અનુવાદ આદર્યા, એજ આંતર પ્રેરણાથી અદ્ભુત તર્ક અને અલંકારનો ચમત્કાર દર્શાવવા ઋષ્યશૃંગાખ્યાન લખ્યું. વળી છંદશાસ્ત્રના મર્મજ્ઞને સંતોષવા જાતિ અને વૃત્તના અજાણ્યા પ્રદેશમાં પણ તેણે ઝંપલાવ્યું અને યતિભંગથી દૂષિત પણ મહાકાવ્યના લક્ષણોથી ભૂષિત દ્રૌપદીહરણ આઠ દિવસમાં લખી કાઢ્યું; શાસ્ત્રમાં વ્યુત્પત્તિનો ભાસ આપવા મધુર નિર્દોષ વૃત્ત અને જાતિમાં અષ્ટાવક્રાખ્યાન લખી શાસ્ત્રકાવ્યનું ગુર્જર સાહિત્યમાં પહેલ પહેલું વિલક્ષણ આદર્શ પણ તેણે રચ્યું; અને જે વખતે સંસ્કૃતમાં પણ પંડિત કવિઓને હાથે સારાં નાટકો લખાતાં બંધ પડ્યાં હતાં તથ હિંદુસ્તાની કે મરાઠીમાં નાટક મૂળમાં લખાયાં

જ ન હતાં, તે વખતે કાલિદાસ, ભવભૂતિ, વિશાખદત્ત, હર્ષદેવ, શૂદ્રક અને નારાયણે મળી જેટલાં નાટકો લખ્યાં છે તેટલાં પ્રેમાનંદે એકલે લખ્યાં. જેમાંનાં ત્રણજ સ્વર્ગસ્થ દીવાન બહાદુર મણિભાઈ જસભાઇની યશસ્વી યોજનાથી મુદ્રાંકિત થવા પામ્યાં છે. એ નાટકો ગૂજરાતીમાં અત્યાર સુધીમાં રચાયલાં બીજાં બધાં નાટકોથી ચઢિયાતાં છે; અને સંસ્કૃતમાં કાળિદાસ અને ભવભૂતિની કૃતિ બાજુ ઉપર રાખીએ તો બીજાં જે નાટકો રચાં તેનાથી એ ઉતરે એવાં કહી શકાય નહિ. પ્રેમાનંદના આ મહાન આરંભનું એક તરફથી ભરતનાટકશાસ્ત્રનેજ વળગી રહી સંકુચિત દૃષ્ટિ વાળા બનેલા પંડિતોએ અને બીજી તરફથી રાસલીલાના રસિયા વ્રજવાસીએ તથા આખ્યાનનાં પેખણાંનો પરિચય ધરાવતા મહારાષ્ટ્રીએ ઉપહાસ કરવા માંડયું હોય એમ તે તે નાટકની પ્રસ્તાવના ઉપરથી સમજાય છે. રોષદર્પિકાસત્યભામાખ્યાનમાં સંસ્કૃતનો હિમાયતી પારિપાર્શ્વિક નીચેના શબ્દોમાં હૃદયમાં ન સમાતા રોષનો ઊભરો કાઢે છે:—

પારિપાર્શ્વિક—"ભાવ !...કાલિદાસ, ભવભૂતિ, બાણ, સૌમિલ, જયદેવાદિ કવીશ્વરોનાં નાટક છતાં–ને તે પણ દેવગિરામાં ગુણાદિથી હીન ગુર્જરગિરામાં–અને તે પણ નવીન નામધારી પ્રેમાનંદ ગ્રથિત વસ્તુનો પ્રયોગ કરવો એ કેવી હસારત ! ! ! તમે તો નાટક શબ્દને પણ નાત બહાર મૂક્યો છે. આખ્યાન અને તે ભજવવું ! શિવશિવ ! આપણે તો નથી સાંભળ્યું, નથી જોયું, કે નથી જાણ્યું. ગમે તેમ થાઓ, પરંતુ કહો કે તમે ઉત્તમ પાત્રની જે દેવગિરા, તેનો તો ગોટો વાળી તેને ઠામે ગુર્જરગિરા વાપરશો, પણ સામાન્ય પાત્રની બાલભાષા વિષે શું બોલો છો ?" તપત્યાખ્યાનમાં વ્રજવાસી અને મહારાષ્ટ્રીકૃત તિરસ્કારનું સૂચન નીચેની ઉક્તિમાં મળી આવે છે.

પારિપાર્શ્વિક—"આર્ય...પેલો વ્રજવાસી અને મહારાષ્ટ્રી આ પ્રયોગનું ઉપહાસ કર્યા કરે છે, તે અમારાથી દેખી ખમાતું નથી... એ એમ કહી મને ચીડવે છે કે ગુર્જરગિરા અને ગુર્જરદેશ આખ્યાન ભજવવા યોગ્ય નથી. તો શું મારે એ એમનું નરાતાળ જૂઠું કથન શ્રવણ કર્યા કરવું એવી તમારી ઇચ્છા છે ? જો એમ હોય તો અપરાધની ક્ષમા માગી કહું છું કે એવી ઇચ્છાવાળા અધ્યક્ષોએજ આ ભૂમિ ભારે મારી છે !"

આવી પ્રતિકૂલતા છતાં પણ પોતે શી પ્રેરણાથી પ્રેરાઈ નાટકો લખ્યાં તેના ઉત્તરમાં પ્રેમાનંદ પાંચાલીપ્રસન્નાખ્યાનમાં સૂત્રધારના મુખે નીચે મુજબ કાકુપ્રશ્ન કરે છે—

સૂત્રધાર—આરિષ ........વિધાતાએ શું આ - રંગભૂમિવાળી સ્વભાષા પર ભાવ ધરે એવો એકેય રસજ્ઞ નહિ નીપજાવ્યો હોય!

એ સ્વભાષા પર ભાવ ધરનાર રસજ્ઞ તે પ્રેમાનંદ જાતેજ. એની જાજ્વલ્યમાન ભાષાભક્તિ નાટકોનાં ભારતવાક્યોમાં ભભકી ઊઠે છે. તપત્યાખ્યાનમાં નટની પ્રાર્થના છે કે—

જેવો આ ગુજરાત દેશ સહુમાં શ્રેષ્ઠત્વ પામી રહ્યો,
( તે મધ્યે અતિ શ્રેષ્ઠ ચારુતર છે, મહો ન જાયે કહ્યો )
એવા દેશની જે ગિરા ગુણવતી નામે મહાગુર્જરી
વાધો તે સુરસે હસે ગુણગણે જો પ્રિય વાંછો હરિ!

વળી પાંચલીપ્રસન્નાખ્યાનમાં નટો પ્રાર્થે છે કે—

ભાષા ગુર્જરી આર્યવર્ત અખિલે ફેલાય ફાલી ઘણી!
સર્વે દેશવિદેશ ગુર્જરગિરા સોહાય સોહામણી!
વાણી સંસ્કૃત અલ્પપ્રાય થઈ છે; આ થાય શિરોમણિ!
આપો તો વિભુ એજ અર્પણ કરો એ આશ પ્રેમીતણી.

અમ વળી રોપદર્શિકામાં પ્રાર્થના છે કે—

સાંગોપાંગ સુરંગ વ્યંગ્ય અતિશે ધારો ગિરા ગુર્જરી;
પાદે પાદ રસાળ ભૂષણવતી થાઓ સખી ઉપરી;
જે ગિર્વાણ-ગિરા ગણાય ગણતાં તે સ્થાન એ લ્યો જરી!
થાયે શ્રેષ્ઠ સહુ સખીજન વિષે એ આશ પૂરો હરિ!

પ્રેમાનંદની ભાષાભક્તિ નીચેની ઉક્તિઓમાં પણ સારી રીતે પ્રકાશે છે:—ગુર્જરગિરા પ્રાજ્ઞને માટે સાહિત્યશાસ્ત્રમાં વર્ણવેલા સર્વ ગુણાદિથી સંપૂર્ણ ભરેલી છે ( તપત્યાખ્યાન ). પ્રાણનાથ! મારી કુશળતાને માટે ધન્યવાદ આપ્યા કરતાં ગુર્જરગિરાના માધુર્યનેજ માન આપવું વધારે સુઘટિત છે ( પાંચાલીપ્રસન્નાખ્યાન ). મારી સખી ( ગુર્જરગિરા ) આર્યપુત્રે આરંભેલા કાર્યથી ઘણી ખુશી થઈ છે.

वरं विरोधोऽपि समं महात्मभिः એ ન્યાયે સંસ્કૃત સાહિત્યની સરસાઈમાં ઉજ્જ્વળભાષાભક્તિ જે સમુલ્લાસ પામી તેનું દેશભક્તિમાં સંક્રમણ થયલું પણ પ્રેમાનંદમાં જોઈએ છીએ. એ સ્વભૂમિના પક્ષપાતે મોટે ભાગે ગોચરવાળું ચરોત્તર તે ચારુતર બન્યું! અથવા અપૂર્વ સાહિત્યસમૃદ્ધિથી પ્રેમાનંદે જેને ચારુતરજ બનાવ્યું છે તેનું હવે મૂળ કાઢીને પણ

શું કામ છે ? રોપદર્શિકાસસભામાખ્યાનમાં ચારુતર ભૂમિમાં જન્મ પામનારને શ્રીકૃષ્ણભગવાનને મુખે ભાગ્યવાન ભાખ્યો છે. તપસાખ્યાનમાં સૂત્રધારને મ્હોડે કહેવરાવ્યું કે “ ગુર્જર દેશ તો સર્વ પ્રકારના કાર્યારંભને માટે દેશવિદેશમાં વિખ્યાતિ પામેલોજ છે. ” વળી એમાંજ આગળ વ્રજવાસી અને મહારાષ્ટ્રી પ્રતિપક્ષીનાં મુખ મ્લાન કરવા ઋતુવર્ણનના મિષથી ગુર્જરભૂમિનાં નીચે મુજબ નટી વખાણ કરે છેઃ—

અવલોકો વિદેશી લોકો રોકો દૃષ્ટિ વર્ષાગમાં;
ના ભાળો *નાભાળો આતુર ચાતુર ચાતક તરષામાં.
નવયૌવન કોઈ નારી રહી લીલી સાડી ધારી,
ભાત ઇંદ્રિગોપ શું પાડી; અષ્ટાદશ ભારની વાડી;
વિયત રંગે વિહંગમ અનંત વહંત,
વસુધર પશુ મદમાતાં રાતાંતાતાં છે આ વરષામાં;
પતિપત્ની સંયોગી ન રોગી એ' છે શુચિ સુખ પરશામાં;
ધરવે ધાન્ય જઇયે વારી, પરવે માન્યની બલિહારી.
આ નંદનવન ન્હોયે, અધિકગુર્જરભૂમિ હોયે,
વા શકે રંગભૂમિ ઝુમી ઝઝૂમી.

પ્રેમાનંદનાં આ કાવ્યનાટકો લોકમાં એના ઓખાહરણ, રણયજ્ઞ, સુદામાચરિત્ર આદિ આખ્યાન જેવાં જાણીતાં નથી થયાં. તેને લીધે કેટલાક વિદ્વાનો તેમના તરફ અનાસ્થાની દૃષ્ટિએ જુએ છે. વળી ‘ એક કાંકરીએ બે પંખી મારવાં ’ અને ‘ કાગડો કામઠીને ધીરે એવો નથી ’ જેવી ઈંગ્રેજી કહેવતોને મળતી ઉક્તિઓ એ અસાર સુધી અપ્રખ્યાત રહેલા ગ્રંથોમાં મળી આવે છે, તેને લીધે પણ તેમને પ્રેમાનંદની કૃતિ કહેતાં અચકાય છે. જો લોકમાં અમુક કાવ્ય જાણીતું ન થયું માટે તે ચોકસ કવિની કલમથી લખાયલું ન હોય, એવી વ્યાપ્તિ બાંધી બેસીએ, તો ગુજરાતીમાં કાદંબરી રચવાનું માન ભાલણ ખોઈ બેસશે; ગોવિંદગમન અને સુરતસંગ્રામ રચ્યાનું યશોધન નરસિંહ મહેતાનું લૂટાઈ જશે; અને સામળની પણ કીર્તિ કેટલીક લૂટાઇ જવાનો પ્રસંગ આવશે. બીજી તરફથી શિકારની કહેવતોના પ્રત્યે શંકાશીલ દૃષ્ટિથી જોવામાં આવે છે તે તો પ્રેમાનંદનાં બીજાં કાવ્યો ન

* આકાશવૃત્તિવાળો.

વાંચ્યાનો પરિણામ છે. દ્રૌપદીહરણમાં શિકારનું સામાન્ય વર્ણન આપ્યું છે. તે દ્વારે શ્રવણતાં અષ્ટાવક્રાખ્યાનમાં જનકવિદેહની મૃગયાના વર્ણનનું પ્રકરણ કોઈ જોશે, તો સહેજ તેના જાણવામાં આવશે કે એ વિષે મૃગયારસિક મરાઠા, મુસલમાન અને રજપૂતના સમયમાં થયલો પ્રેમાનંદ નંદરબારના રાજાના સમાગમમાં શિકારની સારી માહીતી ધરાવતો હતો.

આ અનાસ્થાશીલ વિદ્વાનોના જુવાળમાં એવા શ્રદ્ધાશીલ મનુષ્યો છે કે જેઓ પ્રેમાનંદના નામે ચઢેલા હરકોઈ કવિતાના ગ્રંથને પ્રેમાનંદની જ કૃતિ માને છે. પ્રેમાનંદના માથે ભાગેલાં કાવ્યોમાંનું એક જેને રા. રા. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ દ્રૌપદીસ્વયંવર નામ આપે છે, તે છે. એ બૃહત્કાવ્યદોહનના છઠ્ઠા ગ્રંથમાં પ્રસિદ્ધ થયું છે. એમાં કર્ત્તા તરીકે 'વડોદરાવાસી ચોવીસા કૃષ્ણસુત પ્રેમાનંદ'નું નામ છે. પરંતુ તે સુપ્રસિદ્ધ ભટ પ્રેમાનંદની કલમથી લખાયલું જણાતું નથી. એનું નામ પ્રકાશક દ્રૌપદીસ્વયંવર આપે છે ખરા, પરંતુ રચનાર તો તેને *આદિપર્વજ કહે છે. એ પર્વ પૂરું કરી તે પછીનું પણ પર્વ કવિ લખવાની સૂચના આપે છે. હવે પ્રેમાનંદે પણ ભારત રચ્યું છે. પરંતુ પ્રેમાનંદનું ભારત વ્યાસના મહાભારતના ક્રમને અનુસરે છે. તેથી ઊલટું તેને નામે ચઢાવી દીધેલા દ્રૌપદીસ્વયંવર એટલે વાસ્તવિક દૃષ્ટિએ આદિપર્વના કથાભાગમાં હૂંડી ઘેગાસુર, કંકાલી અને કળીરાની સ્વારમાં પણ ન કાને પડેલી કથાના ગોળા ગબડાવી દીધા છે। શૈલીની ભિન્નતા અને કથાભાગના તફાવત ઉપરાંત દેશીઓ પણ પ્રેમાનંદની નથી, પ્રસંગવર્ણન પણ તેનું નથી; અને પ્રતિજ્ઞા તો તેની નથી જ. આ આદિપર્વ ઉર્ફે દ્રૌપદીસ્વયંવર એક જ પ્રતને આધારે છાપ્યાનું લખ્યું છે, તે છતાં પહેલા જ કડવામાં ઢાળને બદલે ત્રુટક એવું પાઠાંતર આપ્યું છે। એ પર્વ રચ્યાની સાલ સંવત ૧૭૩૬ ના આસો વદિ

---

* જુઓ છેલ્લું (૪ થું) કડવું કડી ૧-૨

વૈશંપાયનને લાગી પાગ સ્તુતિ કરે જન્મેજયરાય;
તમ કૃપાએ શ્રી રૂખીદેવ આદ્યપર્વ સાંભળ્યું અશ્વમેવ;
... ... ... ... ... ...
હવે કહો નૌતમ પર્વ, જેમાં સતીતણું ચરિત્ર અપૂર્વ.

૨ ને બુધવાર આપી છે અને અસલ પ્રત ઊતાર્યાની સાલ સંવત ૧૬૮૫ ના શ્રાવણની જન્માષ્ટમી છે। એ પણ હુંડી, ઘેમાસુર, કંકાળી અને કુબેરાની કથા તુલ્યજ છે. આવુંજ બીજું પ્રેમાનંદને માથે મારેલું કાવ્ય કે જોડકણું તે સ્વર્ગની નીસરણી છે. પંડિત રત્નેશ્વર જેવા જેના શિષ્ય હતા અને જે ઊંડા સંસ્કૃત સાહિત્યના જ્ઞાનની પદે પદે સાક્ષી આપી છે, તે એક ઊછરતા અજ્ઞાન જોડકણાં જોડનારને પણ ન છાજે એવું નમાલું લખાણ લખે તે તો માનવાને બુદ્ધિ કહ્યું કરતી નથી. આવુંજ બીજું એક દશમલીલા નામે ટૂંકું જોડકણું મને નાંદોદ તાબે લાછરસના શોધરસિક મહેતાજી છગનલાલ વિદ્યારામ તરફથી મળ્યું છે. એ પણ છે તો પ્રેમાનંદને નામેજ, પરંતુ પ્રેમાનંદની કૃતિ નથી. શંકરાચાર્યના સમયમાં અને તે પછી થનારા ભાવિક પુરુષોએ શંકરાચાર્યને નામે સ્તોત્ર અષ્ટક લહરી અને કાવ્યો લખેલાં આપણે જોઈએ છીએ, તેવીજ રીતે પ્રેમાનંદને નામે આ અને એવાં બીજાં પુસ્તકો લખાયાં હશે. પરંતુ રોપદર્શિકાસસભાગાખ્યાન અષ્ટાવક્રાખ્યાન વગેરેનો તિરસ્કાર કરતાં જેટલે દરજ્જે અચકાવું જોઈએ, તેટલેજ દરજ્જે આદિપર્વ કિંવા દ્રૌપદી સ્વયંવર, સ્વર્ગની નીસરણી વગેરેનો આંખો મીંચીને સ્વીકાર કરતાં પણ ખંચાવું જોઈએ.

પ્રેમાનંદે કેટલાંક નિર્માલ્ય પુસ્તકો લખ્યાં છે; પણ તે કેવા સંજોગોમાં લખાયાં છે તે જોવાનું છે. એવું લક્ષ્મણાહરણ એની કલમને જેબ આપે એવું નથી. એ પોતેજ એને હાયલજામણ કહે છે. રા. સા. હરગોવિંદદાસ જણાવે છે તેમ 'લક્ષ્મણાહરણ એ પ્રેમાનંદની કવિતાનો ઉત્તમ નમૂનો નથી. પરંતુ એનું ઉત્તમપણું બનાવટની ત્વરામાં રહેલું છે.' વિશેષમાં આપણે કહેવું જોઈયે કે પતરાજીની ખાતર નહિ પણ માયામય માધવ મિત્રને હાથે 'ઘૃતની ગંગા ચલાવી સાકરે પાજ બાંધી' બ્રહ્મલોકને તૃપ્ત કરવાની ખાતર સમર્થ કવિએ એક દિવસમાં છસેં પંક્તિનું એક કલાકમાં વંચાય એવું લક્ષ્મણાહરણ લખવાનું સાહસ કર્યું હતું. એ આખ્યાન તો 'રસઅલંકાર કાંઈ ન જાણે' એવા વાણિક શેઠિયાનું મન મનાવવા રચ્યું હતું તેથી, અને એ રચ્યું ત્યારે પ્રેમાનંદ એક વર્ષથી માંદા હતા તેથી તેમાં સાવધાનતાની ખામી જોવામાં આવે છે. પરંતુ વિ. સં. ૧૭૪૫ માં જ્યારે નંદરબારના રાજાની પ્રસન્નતાને અર્થે રાજપુરૂ અને મિત્ર પ્રેમાનંદ આઠ

દિવસમાં આશરે ત્રેવીસસેં પંક્તિનું દ્રૌપદીહરણ લખી કાઢે છે ત્યારે વધારે રચનાચાતુર્ય વાપરે છે; જો કે જાતિ અને વૃત્તમાં એ કવિની પહેલવહેલી જ કૃતિ હોવાથી યતિભંગ બહુ જોવામાં આવે છે, અને વખતે શબ્દો પણ બગાડેલા અને માગ્યાતાગ્યા વાપર્યા જણાય છે. અંતરના ઉત્સાહથી સ્વસ્થ સ્થિતિમાં ત્વરાથી રચાયેલા કાવ્યનો નમૂનો સામળશાહનો વિવાહ છે, જે કવિએ બે જ દિવસમાં લખી કાઢ્યો હતો એમ વલ્લભ કહે છે. પ્રેમાનંદની પ્રતિભાની પ્રખરતા અને કવિતા રચવાની સરળતા દ્રૌપદીહરણ અને સામળશાહના વિવાહથી પરખાઈ આવે છે.

અમુક ગ્રંથના કર્તૃત્વ સંબંધમાં પ્રેમાનંદ વિષે શ્રદ્ધા અશ્રદ્ધા જેમ પ્રવર્તતી જોવામાં આવે છે, તેમ તેની શૈલી વિષે વિરૂદ્ધ વિચારો પ્રચલિત છે. પ્રેમાનંદનાં લોકપ્રિય આખ્યાનોની સરળતાને વખાણનારા સરળ શૈલીની પ્રશંસા કરે છે, ત્યારે તેનાં નાટકો અને કાવ્યોનો આસ્વાદ લેનારા સંસ્કૃતમયી ગુજરાતીનો પક્ષ કરે છે. અહિં કહેવું જોઇએ કે પ્રેમાનંદને પ્રિય તો સરલ શૈલી જ જણાય છે. તેના ઘણાખરા ગ્રંથોમાં એ શૈલીનો જ તેણે ઉપયોગ કર્યો છે. નાટક અને કાવ્યની શૈલી તો ભારતી વૃત્તિના રસિયા પંડિતજનને સંતોષવા અને પાંચાલીપ્રસન્નાખ્યાનમાં નટી કહે છે તેમ '**गुर्जराणां मुखं भ्रष्टम्**' એ પદ લખનારના મુખમાં ધૂળ નાંખવા પ્રેમાનંદે ખાસ કરીને કઠિણ અને પ્રૌઢ **કરી છે. કરી છે** કહેવાનું હાર્દ એ છે કે એ **કૃત્રિમ છે.** પ્રેમાનંદની એ કૃત્રિમ ગુજરાતીથી ભૂલાવો ખાઈ સંસ્કૃતમયી ગુજરાતીની હિમાયત કરે અથવા સંસ્કૃતયુગની આગાહી આપે તે તો રાક્ષસી અને આહીરી ગુજરાતીથી છેતરાઈ પ્રાચીન અને શુદ્ધ હોઈ વ્યુત્પત્તિવાદી અપભ્રંશની હિમાયત કરે, અથવા જોડણીમાં વ્યુત્પત્તિપક્ષ માન આપવા યોગ્ય હોઈ અપભ્રંશયુગની સંભાવના કરે તેના જેવું અશ્રદ્ધેય કહેવાય. એમ જણાય છે કે સંસ્કૃત નાટકમાં પાત્રભેદ ભાષાભેદનો જે નિયમ છે તેના સમાદરથી પ્રેમાનંદે ભારતી વૃત્તિના ઉત્તમપાત્રના સંસ્કૃતને જવાબ આપતી સંસ્કૃતમયી પ્રૌઢ ગુજરાતી ઉપજાવી; માગધી અને શૌરસેની પ્રાકૃતના વૈચિત્ર્યનું કંઈક ભાન કરાવવા અપભ્રંશ પ્રાકૃત તથા જૈન પ્રાકૃતનો નમુનો લેઈ આહીરી ઘડી કાઢી, અને ખતદસ્તાવેજના, વૈદ્યજ્યોતિષીના

ચંસ્વી, શાસ્ત્રપુરાણનું પ્રીતિથી પાન કરનારા, ચોવીસા બ્રાહ્મણોમાં શિરોમણિ, ઘીની નદી ચલાવી સાકરની પાળ બાંધનાર માધવશેઠના મિત્ર, ગુજરગિરાના ચૂડામણિ, શુદ્ધ સત્ત્વના પ્રાધાન્યથી સદૈવ પ્રસન્નમૂર્તિ જે પ્રેમાનંદ—તેમને નમસ્કાર ! એ વ્હાલા કવીશ્વરને કોઈને કોઈ રૂપની આંતરભાવનાથી ફરી ફરીને નમસ્કાર !

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

અનુલેખઃ—

પ્રેમાનંદની જયંતી ઉપર તા. ૩૦ મી જુલાઇએ અમદાવાદની સાહિત્યસભામાં વાંચેલો આ લેખ છે. આ એકમાર્ગી છે. એમાં પ્રેમાનંદના જીવનના પાંચ મોટા બનાવો વિષે જ ચર્ચા છે. એ એકમાર્ગી હોવાથી એમાં તપત્યાખ્યાન નાટકની પ્રસ્તાવનાનો ભ્રષ્ટ પાઠ "વંગવાસી" બદલી નાંખી "મહારાષ્ટ્રી" કલ્પ્યાનાં કારણો આપ્યાં નથી, એ જ એકમાર્ગિતાને લીધે પ્રેમાનંદે રચ્યાં ન છતાં તેને નામે ચઢેલાં બે ત્રણ કાવ્યનાં પ્રસંગોપાત્ત નામ જ આપી સંતોષ માન્યો છે; પરંતુ પ્રેમાનંદનું છત્રીસ કડવાંનું ઓખાહરણ બાજ ખેડાવાળ રાજારામ સુત ગોવિંદરામ—જે પ્રથમ કલ્યાણભક્તનો અને પાછળથી પ્રીતમનો શિષ્ય થયો હતો અને જે હરિશ્ચંદ્રાખ્યાનનો કર્તા છે—તેમને હાથે સંવત ૧૮૫૬ ના આસો શુદિ ૭ ને ગુરુવારે કેવું વધીને છપ્પન કડવાંનું થયું, અને દયારામને હાથે તેથી પણ વધીને બમણું ચમણું થયું, એ વાતનું સૂચન સરખું કરાયું નથી. વળી નરસિંહ મહેતાના જીવનને લગતાં કાવ્યો વિષે પણ કહેવાનો અવકાશ મળ્યો નથી. સાહિત્યવિષયક ચર્ચા તો થઈ જ શકી નથી. જે પ્રસંગોનું અહિં નિરૂપણ કર્યું છે, તેમાંના વિવાદાસ્પદવિષયો ઉપર સંશોધકોને પ્રકાશ પાડવા વિનંતિ છે.

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

---

# किंडर्गार्टन.

( સાંધણુ પૃષ્ઠ ૬૭ થી )

અભ્યાસ—પહેલાં માત્ર એકજ ગ્રીફીમાં આવેલા ચોરસના ઉભા ખાંચામાં લીટીઓ દોરાવવી. એક હારમાં એક ચોરસની ઉંચાઈ જેવડી પાંચ સાત ઊભી લીટીઓ પૂરી થઈ એટલે પ્રથમ પ્રયાસ પૂરો થયો

નાના 'સિપાઈઓ' કે 'છોકરાંની હાર' કહીને રમુજી વાતથી કંઈ સામાન્ય જ્ઞાન આપવામાં આવે તો શિક્ષણનો ઉદ્દેશ વિશેષ સચવાય. એકેક ખાંચો વચ્ચે છોડાવી દઈને આડી લીટીઓ કઢાવો એટલે સુતેલાં છોકરાંની હાર થશે.

આ પ્રમાણે ઊભી અને આડી લીટીઓનો થોડો મહાવરો થયા પછી સરખા કદની સળીઓને આડી અને ઊભી મૂકવાથી જે ધારા થાય તેવા ધારા બનાવવાને છોકરાંઓ તૈયાર થયાં એમ સમજવું.

એકજ ચોરસમાં આવે એવી આડી અને ઊભી લીટીઓથી થતા ધારા શિક્ષકે સળીઓથી મૂકી આપવા અને છોકરાંઓ તેનું અનુકરણ કરીને સ્લેટ ઉપર તેવા ધારા દોરે કરવું. આવી લીટીઓથી પણ ઘણા સુંદર ધારા યોજી શકાય (જુઓ ફલક ૧) કેટલાક ધારા છોકરાંઓ મનથી શોધી કાઢશે અને કેટલાકમાં શિક્ષકે તેમને સળીઓના ધાટથી મદદ કરવી પડશે. ચોરસ પાડેલા પાટીઆ ઉપર ધારા દોરીને પણ તેમને નમુના આપી શકાય. થોડા વખત પછી શિક્ષકને માલમ પડશે કે છોકરાંઓ પોતાની કલ્પનાથી ઘણાજ સુંદર ધારા નિપજાવી શકે છે. કલ્પનાશક્તિને ઉત્તેજન મળવાનો જેટલો આ બક્ષીસમાં અવકાશ છે તેટલો બીજી કોઈમાં નથી.

ઊભી અને આડી લીટીઓનો થોડો અભ્યાસ થયા પછી એકજ ચોરસના સામ સામેના ખુણાઓ જોડાવી તિરકસ લીટીઓ કઢાવવાનું શરૂ કરવું (જુઓ ફલક ૨). એકજ આડી લીટીમાં આવેલા કર્ણો સાંધવા અને લીટીઓનો ઢાળ એકજ દિશા તરફ રહે તેમ દોરાવવી. એકજ દિશામાં દોરવાનો અભ્યાસ થયા પછી તેનાથી સામી દિશામાં દોરવાનું શરૂ કરવું. સારા શિક્ષકો બે હાથે દોરવાનો પણ અભ્યાસ કરાવે છે. છોકરાંઓ સફાઈદાર અને ચોકસજ આકૃતિઓ કાઢી શકશે એવું ધારવું મિથ્યા છે; તોપણ બને તેટલી ચોકસાઈ તેમનામાં આવે તેવી ટેવ પાડવી. તેજ લીટીઓની મેળવણીવાળી આકૃતિઓ પણ દોરાવવી.

ઊભી, આડી અને તિરકસ એ લીટીઓને તેજ દિશામાં લંબાવતાં શિખવવું. પહેલા બબ્બે ચોરસ લેવા, પછી વધારે.

આવી તિરકસ લીટીઓની મિશ્ર આકૃતિઓ લીધા પછી આડી અને ઊભી લીટીઓ તિરકસની સાથે મિશ્ર કરાવવી, અને સાદા નમુના શિખવવા. ફલક ૩ થી ૬ માં આવી જાતના નમુના આપેલા છે; પરંતુ આટલાજ નમુનાથી કંઇ સંતોષ માની લેવાનો નથી.

છોકરાંઓ પોતાની મેળે અનેક તરેહના સુંદર નમુના ઉત્પન્ન કરશે. ૭ મું ફલક બબે ચોરસ સુધી દોરેલી આડી અને ઊભી લીટીઓ માટે, અને ૮ મું બબે એકડા ચોરસથી થયલી એક દીર્ઘ ચોરસના ખૂણા સાંધીને દોરેલી લીટીઓ માટે છે. ૮ મું ફલક છોકરાંઓને ડ્રોઇંગમાં સારો મહાવરો થયા પછીજ શરૂ કરાવવું; કારણ કે તેમાં હાથની સ્થિરતા અને લંબાઇની અટકળની વિશેષ ખિલવણીની જરૂર છે. ૮ મું અને ૯ મું આવી લીટીઓના મિશ્રણથી થતી આકૃતિઓનું તથા અને ૧૦ મું ફલક આગળ આવેલી અને આ જાતની લીટીઓના મિશ્રણથી બનેલી આકૃતિઓનું છે. આમાં પણ છોકરાંઓ નવા નમુના ઉત્પન્ન કરે તેમની ઇચ્છા અને કલ્પનાને ઉત્તેજન આપવું.

આ પછી **વાંકી** લીટીઓ શરૂ કરવી. બે ચોકસ છેડાઓની વચ્ચે રહેલી વાંકી લીટીઓના વાંક કે મધ્ય ઊંચાઇની બાળકોએ અટકળ કરી લેવાની છે. આ બાબતમાં ખાસ શિક્ષક તેમની સ્વાભાવિક અનુકરણ શક્તિ છે; તોપણ તેમની ખામીઓ દુરસ્ત કરતાં તેમની તે શક્તિ ને માપનું અટકળ કરવાની શક્તિને ઉત્તેજવી. આવા જુદા જુદા વાંકવાળી લીટીઓનો અનેકવાર અનેક રીતે મહાવરો કરાવવાથી આ કામમાં સફાઈ અને ઝડપ આવશે. એક ચોરસમાં દોરેલી વાંકી લીટીઓથી થતી આકૃતિઓ પણ સાથે સાથે દોરાવવી.

એક ચોરસમાં સાદી વાંકી લીટીઓ આવડ્યા પછી બબે ચોરસ જેટલી લંબાઈમાં વાંકી લીટીઓ કઢાવવી.

૧૨ માથી ૧૫ મા સુધીનાં ફલકમાં આવી એક અને બે ચોરસમાં દોરેલી વાંકી લીટીઓ તથા તેમના મિશ્રણથી થતી આકૃતિઓ બતાવેલી છે.

ડ્રોઇંગનું કામ છોકરાંઓને સંપૂર્ણ અને સફાઈ સાથે આવડે ત્યાર પહેલાં પણ પોતાની આકૃતિઓમાં **રંગ પુરવાનું** કામ શરૂ કરવા દેવું. ચૉક અને

ક્રેયોન લાકડીઓ બજારમાં સસ્તી કિંમતે મળે છે. અને ડ્રૉઇંગમાં રંગ પૂરવાથી તેમને હર્ષમાં વૃદ્ધિ થાય છે તેટલી બીજા કશાથી થતી નથી. થોડા માવરાથી છોકરાં લાકડીઓથી રંગ પૂરી આંગળી વડે સરખો પણ કરી શકશે.

૧૬ મા ફલકમાં સીધી લીટીઓથી દોરેલી આકૃતિમાં અને ૧૭ મીમાં વાંકી લીટીઓથી કરેલી આકૃતિમાં રંગ પૂરેલા બતાવ્યા છે.

---

# કેળવણીખાતાની ખબર.

## જાહેર ખબર.

આ ઉપરથી ઉત્તર વિભાગની કન્યાશાળાઓની હેડ મિસ્ટ્રેસોને ખબર આપવામાં આવે છે કે અમારા તરફ જેટલી નનામી અરજીઓ આવે છે તેના ઉપર અમે લક્ષ આપતા નથી, માટે જેઓને કંઈ પણ અરજ ગુજારવી હોય તેઓએ અરજીની અંદર પોતાનું નામ ઠામ વગેરે ચોકસ લખવું. તા. ૩ ફેબ્રુઆરી ૧૯૦૬.

મુ. અમદાવાદ.
તા. ૩ ફેબ્રુઆરી ૧૯૦૬

H. ASHWORTH.
ઈન્સ્પેક્ટ્રેસ ઑવ્ ગર્લ્સ સ્કુલ્સ
મુંબાઈ અને ઉત્તર વિભાગ.

## જાહેર ખબર.

આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે વર્નાક્યુલર ટેક્સ્ટ બુકસ રિવિઝન કમિટિએ તૈયાર કરેલી ગુજરાતી **બાળપોથી** સરકારે મંજૂર કરી છે, અને તે વાપરવાની સત્તા મળી છે. મુંબઈ ઇલાકાની ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં બાળ વર્ગમાં હવે આ ચોપડી ચલાવવી.

ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની ઑફિસ, પુના;
૨૪ મી જાન્યુઆરી ૧૯૦૬.

Sd. P. Lory,
For Director of Public Instruction.

## સરકારનો ઠરાવ.

ટેક્સ્ટ બુકો:—

વર્નાક્યુલર ટેક્સ્ટ બુક કમિટિએ તૈયાર કરેલી ગુજરાતી **બાળપોથી.**

કેળવણીખાતું. ડિસ્ટ્રિક્ટે મુંબઇ.
નં. ૫૭. ૧૩ મી જાન્યુઆરી ૧૯૦૬.

મહેરબાન ડિરેક્ટર સાહેબના પત્ર નં. ૫૪૮૧ તા. ૮ મી જાન્યુઆરી ૧૯૦૬ નીચે—ઠરાવ. બાળપોથી વાપરવાનું મંજુર કરવામાં આવે છે.

Sd. H. O. Quin,
Secretary to Government.

---

## જાહેર ખબર.

આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે મોજે થાસણા તાલુકે આણંદ જિલ્લે ખેડાની લોકલબોર્ડ નિશાળના પહેલા આસિસ્ટંટ જીવેખાન દુલેખાન મલેકને રજા વગર ગેરહાજર રહેવાનો તથા હુકમ થતાં ફરી નોકરીએ જોડાવાની ના કહેવાનો ગુનો કરવાથી મહેરબાન ડિરેક્ટર સાહેબના હુકમ નંબર ૧૦૧૦૮ તા૦ ૨૪-૧-૦૬ થી બરતરફ કરવામાં આવ્યો છે, અને તેનું ટ્રેનિંગનું સર્ટિફિકેટ રદ કરવામાં આવ્યું છે. તેને કોઈ પણ લોકલબોર્ડ અથવા મ્યુનિસિપલ નિશાળમાં નોકર રાખવો નહિ.

અમદાવાદ ઉત્તર વિભાગના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની ઓફિસ.
ફેબ્રુઆરી ૧૯૦૬.

Sd. J. G. Covernton,
Inspector, N. D.

---

## પુસ્તકોની પહોંચ.

વડોદરાના વિદ્યાધિકારી તરફથી નીચેનાં પુસ્તકો આવ્યાં છે તેની પહોંચ ઉપકાર સાથે સ્વીકારીએ છીએઃ—

૧ જમનાબાઈ સાહેબનું ચરિત્ર.
૨ શરીરસંરક્ષણ સંબંધી શાસ્ત્રોક્ત શીખામણ.
૩ હિંદુસ્તાનના મુખ્ય ધર્મો.
૪ વડોદરાના રાજ્યકર્તા.
૫ સ્ત્રીજાતીનાં કર્તવ્ય.
૬ પ્રયોગરત્ન.

---

# ખુશાલદાસ ગોકળદાસ પટેલની.

# ગુજરાતી કાપી બુક.

હાલ ચાલતાં નવાં ધોરણોના ક્રમ પ્રમાણે કિન્ડર ગાર્ડન પદ્ધતિએ આ કાપીબૂકની રચના કરવામાં આવી છે.

નંબર ૧-૬ સુધીમાં એવી રચના કરેલી છે કે બાળકો એ ૭ નંબરો ક્રમસર લખે એટલે તેમના અક્ષરમાં આશ્ચર્યકારક સુધારો જોવામાં આવશે.

તમે એક વખત વાપરી જોશો એટલે હાલની ચાલતી કાપીઓમાં કઈ કાપીબૂક શ્રેષ્ઠ છે તે સમજાશે.

કાગળો ઉંચા ફુલ્સકેપ, પૂઠું મજબૂત, બાળકોને માટે નીતિવાન શીખામણો, એ તો આજ કાપીબૂકોમાં તમે જોશો.

૧૦૦ અને તે ઉપરાંત ખરીદનારને સેંકડે ૩૦ ટકા કમીશન આપવામાં આવશે. સબએજંટ સુરત. બુ. સે. કરસનદાસ નારણદાસ. મુંબાઈ. એન. એમ. ત્રિપાઠીની કંપની. વલસાડ. બુ. સે. નરશેરામ ઉમીયાશંકર. ભરૂચ. જ્ઞાનોદય પ્રેસ. તથા કે. એલ. ની કંપની. વઢવાણમાં બુ. સે. નેમચંદ તલકશી. રાજકોટ લખમીચંદ ઉત્તમચંદ. જામનગર હેમરાજ જાદવજી. નડીઆદ છોટાલાલ ત્રિકમદાસ.

આ કાપીબુકોના મુખ્ય એજંન્ટ અમદાવાદ આસ્ટોડીઆ રોડ ઉપર ચીમનલાલ,ચુનીલાલની કંપની છે. માટે એ સંબંધી સર્વ પત્ર વ્યવહાર તેમના તરફ કરવો. ખુશાલદાસ ગોકળદાસ પટેલ. મુમ્બાઈ બેન્ક

---

ગુજરાતી શબ્દ કોષ. સ્વરવિભાગ. નમેસરથી બમણું કદ. પુષ્કળ શબ્દાર્થવાળો. વિદ્વાનોએ જે અર્થમાં શબ્દ વાપર્યા હોય તે વાક્યો સહિત. રોયલ ૮ પેજી. પૃ. ૨૦૮ કિંમત રૂ. ૧. લલ્લુભાઈ ગોકળદાસ પટેલ નડીઆદ.

# સૂચના.

આ પત્ર સંબંધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નૉટપેડ કામળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળાખાતાના ડેપ્યુટી અને ઍસિસ્ટંટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સંબંધી હકીકત.સ્કૂલબોર્ડો તથા દેશીરાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમજ ખાનગી જાહેરખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. આ પત્ર સાથે હૅન્ડબિલ વહેંચવાનું અમે બંધ કર્યું છે.

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાયની ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે; પોસ્ટેજ માફ. છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના; પદરના ખર્ચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરોને ટપાલખર્ચ સાથે રૂ. ૦-૧૨-૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧થી ૨ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

## જાહેરખબરો છાપવાના ભાવ.

| રૂ. | લીટી. |
| --- | --- |
| ૧... | ૪ |
| ૨... | ૮ |
| ૩... | ૧૫ |

એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણેજ. બાર માસ લગી લાગલાગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર માસ લગી ½ ગણો ચાર્જ પડશે. બાર માસથી ઓછી મુદત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ, અને પછી દરેક અંકે અર્ધો ચાર્જ લેવાશે.

**શાળાપત્રની સાથે કોઈ પણ હૅન્ડબિલ લીધામાં આવશે નહિ.**

---

અંક ૨ જો. પુસ્તક ૪૫ મું.

# The Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

ફેબ્રુઆરી ૧૯૦૬.

## અનુક્રમણિકા.



(કેળવણીખાતાના હુકમથી.)

અમદાવાદ.
"ગુનાકર" પ્રિન્ટિંગ પ્રેસ.

(સવે ૮૯ આશ્વીન સાખા ૭)

# गुजरात शाळापत्र.

પુસ્તક ૪૫ મું. એપ્રિલ ૧૯૦૬. અંક ૪.


## मास.

ખેતીખાતાના સને ૧૯૦૪-૦૫ ના રિપોર્ટમાંથી જાણવા લાયક બાબતો નીચે આપી છેઃ—

ખેતીખાતામાં ઘણો વધારો થયો છે. હિંદુસ્તાનના સેક્રેટરિ ઑવ્ સ્ટેટે આ ખાતામાં ત્રણ મોટી જગાઓ મંજુર કરી છેઃ-૧ ખેતીનો પ્રોફેસર, ૨ વનસ્પતિશાસ્ત્રનો પ્રોફેસર અને ૩ ખેતીસંબંધી રસાયણશાસ્ત્રનો પ્રોફેસર. હિંદુસ્તાનની સરકારે ખેતીનાં કામમાં સુધારોવધારો કરવા વીસ લાખ રૂપીઆનો વાર્ષિક ખરચ મંજુર કર્યો છે, તેમાં મુંબઈ સરકારને સાડાત્રણ લાખ રૂપીઆ આપ્યા છે. ખેતીખાતામાં સુધારોવધારો કરવા યોજના થઈ છે, તેમાં મુખ્ય બાબતો નીચે પ્રમાણે છેઃ—

**ખાતામાં વધારો**—ખાસ વિષયનાં જ્ઞાનવાળા આઠ યુરોપિયન પ્રોફેસર નીમવા, તેમના હાથ નીચે વિભાગના ઇન્સ્પેક્ટરો અને દેશી પ્રોફેસરો નવ નીમવા, તેમનો પગાર રૂ. ૨૦૦ થી ૫૦૦ સુધીનો રાખવો; અને ૨૦ માણસો ઉતરતા દરજ્જાના નીમવા, તેમનો પગાર રૂ. ૮૦ થી ૨૦૦ સુધીનો રાખવો.

**વધારાનાં ખેતરો**—ખેતરોમાં નહેરો વાળવાની યોજનાના સંબંધમાં ૭ ખેતરો નક્કી કરવાં.

સુરત અને ધારવાડનાં ખેતરો વધારવાં કે તેમાં પસંદ કરેલા કપાસના બી રોપવાનો પ્રયોગ કરી જોવાય.

કોકણમાં વનસ્પતિશાસ્ત્રના સંશોધન માટે એક બાગ ગોઠવવો.

ઢોર ઉછેરવા ત્રણ ખેતરો તૈયાર કરવાં.

કેળવણી—પુનામાં ખેતીની કૉલેજ અને સંશોધનસંસ્થા કાઢવાં. મુંબઈમાં પરેલની પશુવૈદક કૉલેજમાં સુધારોવધારો કરવો.

કપાસ રોપવાના અખતરા—બ્રિટિશ પ્રદેશમાં બે કરોડ ને સિત્તેર લાખ એકર ખેડાયલી જમીનમાંથી ત્રીસ લાખ એકર જમીનમાં અને દેશી રાજ્યોમાં વીસ લાખ એકર જમીનમાં કપાસ રોપવાના પ્રયોગ કરી જોવાય છે. બ્રિટિશ પ્રદેશમાં કપાસની કિંમત ૬ કરોડ રૂપીઆથી પણ વધારે છે. જો કપાસનો પાકજ ઇલાકામાં બધે સ્થળે બરોબર ફેલાવ્યો હોય, તો ઇલાકાની બધી મહેસુલ એ પાકમાંથી પૂરી પડે અને તે ઉપરાંત વધારો રહે. આ વર્ષે નીચે પ્રમાણે કપાસ રોપવાના પ્રયોગો થયા છેઃ—

( ૧ ) સિંધમાં ઇજિપ્ટનું રૂ ઉત્પન્ન કરવા માટે કપાસ રોપવામાં આવ્યું છે.

( ૨ ) પશ્ચિમ કર્ણાટકમાં કપાસનાં ઝાડ રોપવામાં આવ્યાં છે.

( ૩ ) દક્ષિણ અને કર્ણાટકમાં નહેરથી પાણી પૂરૂં પાડવામાં આવતા પ્રદેશોમાં ભરૂચનું કપાસ વાવ્યું છે.

( ૪ ) સુરત, જલગામ અને ધુળીઆમાં ગુજરાત અને ખાનદેશના કપાસને અને સુરતભરૂચના કપાસને એકઠાં કરી સુધારવાનો પ્રયોગ કરવામાં આવ્યો છે.

( ૫ ) પસંદ કરેલાં કપાસનાં બી અમદાવાદ અને ધારવાડમાં ફેલાવવામાં આવ્યાં છે.

સિંધમાં ઇજિપ્ટનું રૂ ઉગાવવાનો પ્રયોગ ઘણો સફળ નીવડયો છે. જામરાવની નહેરમાંથી પૂરા પડતા પાણીવાળા પ્રદેશના ઉત્તમ જમીનદારોને ૧૦ ટન ઇજિપ્ટનાં કપાસનાં બી રોપવા આપ્યાં હતાં. એ લગભગ દોઢ હજાર એકર જમીન પર વાવ્યાં હતાં. પાક ઘણા સારા જથ્થામાં અને ઉત્તમ પ્રકારનો થયો છે. એમ માનવામાં આવે છે કે ઇજિપ્ટમાં કપાસ રોપવાની રીત છે તે પ્રમાણે અહિં રોપવામાં આવે તો પાક વધારે સારો

નીવડયા વિના રહે નહિ. આથી જે જમીનદારો એ રીત સમજી શકે એ-
વા હોય તેમનેજ બી આપવાનો ઠરાવ થયો છે. બે પ્રકારનું ઇજિપ્ટનું કપાસ
અહિં ઉગી શકયું છેઃ—૧ અબસિસ અને ૨ મિતફ્ફિફિ. આમાં અબસિસ વધારે
કીમતી છે. આ કારણથી મિતફ્ફિફિનાં બી પ્રદેશ બહાવી અબસિસનાં બીની આયાત
કરવાની ગોઠવણ થઈ છે. દેશી કપાસને જંતુથી નુકસાન થયું છે તોપણ
ઇજિપ્ટના કપાસને એ જંતુઓ નુકસાન કરી શક્યાં નથી. થોડાં વર્ષમાં
એક લાખ ગાંસડી જેટલો પાક થવાનો સંભવ છે.

બેલગામમાં મિ. એફ્. ડબ્લ્યુ. ટિટલર નામના ગૃહસ્થે દક્ષિણ અમે-
રિકાના પેરૂના રૂનું બી વાવ્યું છે. મિ. ટિટલરને અખતરો કરવા માટે સ-
રકારે ૫,૦૦૦ રૂપીઆ મદદ આપી છે. નાના છોડ થયા પછી તેને બીજે
પ્રદેશે રોપવા સારૂ મિ. ટિટલરને ૧૩૦ એકર જમીન આપવામાં આવી.
કમનસીબથી આ વર્ષે બેલગામમાં ઘણો ઓછો વરસાદ થયો છે. આથી
કેટલાક છોડવા મરી ગયા છે, અને ઘણા મોટા થઈ શકયા નથી; પરંતુ
પ્રયોગ ફત્તેહમંદ નિવડવાની આશા ગઈ નથી.

મુબે દેશનાં કપાસનાં બી એકઠાં કરી રોપવાના પ્રયોગો જારી છે.
ધારવાડમાં કુમટા અને અમેરિકાનાં બી એકઠાં કરવામાં આવ્યાં છે, સુર-
તમાં સુરત અને ભરૂચનાં બી એકઠાં કરી રોપાય છે, નડીઆદ અને
છારોડીમાં ઉત્તર ગુજરાત અને કાઠિયાવાડનાં બી એકઠાં કર્યાં છે. ધાર-
વાડમાં પૂરતો વરસાદ ન પડવાથી અને અમદાવાદમાં અતિવૃષ્ટિના તોફા-
નથી કપાસના છોડ નાશ પામ્યા છે; પરતુ સુરતમાં સુધરેલા ઘણા છોડો
ઉગ્યા છે અને ખેતર વધારવાની જરૂર છે. થોડા વખતમાં વધશે એટલે
એ સુધરેલા છોડ પુષ્કળ રોપવામાં આવશે અને બી જમીનદારોને આ-
પવામાં આવશે કે જિલ્લામાં એનો ફેલાવો થાય.

**શેરડી**—આ ઇલાકામાં શેરડીનો પાક બીજા ઇલાકાઓ કરતાં ઓ-
છો થાય છે; પણ પાક ઘણા ઉંચા પ્રકારનો થવાથી તેની કિંમત વધારે
ઊપજે છે. આગ્રા અને અયોધ્યાના એકત્ર પ્રદેશોમાં સાડા બાર લાખ
એકર જમીન પર શેરડી વવાય છે અને પંજાબમાં અને બંગાળામાં પણ

એટલાજ પ્રદેશ પર વવાય છે. આપણા ઇલાકામાં માત્ર ૬૦,૦૦૦ એકર પરજ શેરડીની વાવણી થાય છે; પણ જ્યારે આગ્રા, અયોધ્યા, પંજાબ અને બંગાળામાં એક એકરે ૨,૫૦૦ પાઉંડથી વધારે પાક થતો નથી, ત્યારે આપણા ઇલાકામાં એક એકરે લગભગ ૭,૦૦૦ પાઉંડ પાક થાય છે. એના પાકના ખાતરના સંબંધમાં એટલું જાણવાનું છે કે દરેક એકરે ૩૫૦ પાઉંડ નાઇટ્રોજન જોઈએ; અને ખોળ વાપરવાથી થોડે ખરચે એનો લાભ મળે છે. આ શોધથી (ખોળ વાપરવાથી થતા લાભથી) પુનાની આસપાસની ખેતી પર ઘણી અસર થઈ છે.

**મગફળી**—એનો પાક, ૧,૮૦,૦૦૦ એકર પર થતો હતો. ઇ. સં. ૧૮૯૫માં ૮,૦૦,૦૦૦ હંડરવેટ મગફળી પરદેશ ચઢી હતી અને તેની કિંમત ૫૫ લાખ રૂપીઆ ઉપજ્યા હતા. પણ ઇ. સ. ૧૮૯૬ થી તેની વાવણી એકદમ ઘટી જઈને ૭૭,૦૦૦ એકર થઈ છે અને પરદેશ નિકાસ થતી મગફળી ૪૨,૦૦૦ હંડરવેટ થઈ છે. મુંબઈ ચેમ્બર ઑવ્ કૉમર્સનું લક્ષ આ તરફ ખેંચાયું છે. તેમના ધારવામાં એમ આવ્યું છે કે પાક ઓછો થવાનું કારણ રોગ છે. આથી પરદેશથી બી લાવી રોપવાની તેમણે ભલામણ કરી છે. પૉંડિચરિ, વર્જિનિયા, સ્પેન, જાપાન અને મૉરિશિયસથી જુદી જુદી જાતની મગફળીઓ લાવી સરકારી ખેતરોમાં રોપવામાં આવી છે; પરંતુ દેશી મગફળીની પેઠે એ જાતોમાં પણ બગાડ થાય છે. ઓછા પાકનું કારણ છેલ્લાં દસ વર્ષ ઓછો વરસાદ આવે છે તે પણ હોવાનો સંભવ છે; કેમકે ઓછા વરસાદથી ડુંગરના વહેળા સુકાઈ ગયા છે, પાણી નીચું ગયું છે અને મગફળી વાવવાને બદલે ખેડુતો અનાજ વાવવું સ્વાભાવિક રીતે વધારે પસંદ કરે છે.

મગફળીનો પાક દક્ષિણ મહારાષ્ટ્ર, ઉત્તર ગુજરાત અને સિંધમાં બીલકુલ અજાણ્યો છે. ધારવાડ, નડીઆદ અને મિરપુરખાસના સરકારી ખેતરોમાં તે વાવવામાં આવી છે અને એ પ્રદેશમાં એવી વાવણી દાખલ કરવામાં ખેતીવાડીખાતું સફળ થશે એવી આશા રહે છે. કેટલેક સ્થળે મુંડો એ પાકને બહુ નુકસાન કરે છે તેથી ખેડુતો વાવી શકતા નથી. સુરતમાં તળપદી મગફળી કરતાં પૉંડિચરિ અને વર્જિનિઆની મગફળીનો

પાક જમીનને વધારે અનુકૂળ છે. ખેડુતો એ વાવવાને રાજી છે અને સંસ્કાર તરફથી તેમને બી પૂરાં પાડવામાં આવ્યાં છે.

તીડ—એ વિષે મિ. લેફ્રોએ એક ચોપાનીઉં પ્રસિદ્ધ કર્યું છે. તીડની વસ્તી મે અને જુનમાં વધે છે, જુન અને જુલાઈમાં તેઓ ઘણે ભાગે દક્ષિણના ઘાટ પર અને સાતપુડાની ટેકરી પર ઈંડાં મૂકે છે, ઑગસ્ટ અને સપ્ટેમ્બરમાં કૂદતાં જણાય છે અને ઑકટોબર માસમાં પાંખ આવવાથી નવેંબરમાં ટોળેટોળાં દેશે દેશ ભટકે છે. દક્ષિણમાં શિયાળો થાય છે ત્યારે તેઓ કનારા, ગોવા અને સાવન્તવાડી ઊતરી પડે છે અને ત્યાંથી માર્ચ અને એપ્રિલમાં નીકળી ઉત્તર અને પૂર્વ તરફ ઊડે છે. કુદરત પણ તેની સંખ્યા ઘણી રીતે ઓછી કરે છે; પણ એ વિષે થોડાનાજ જાણવામાં છે. જ્યારે કૂદતાં થાય છે ત્યારે તેમને દેડકા, કીડીઓ અને ગરોળીઓ ખાઈ જાય છે અને પુખ્ત થયા પછી તેમનો એક જાતની માખીઓ ભક્ષ કરે છે. ઊડતાં થાય છે એટલે સમડી, કાગડા અને એવાં બીજાં સંખ્યાબંધ પક્ષીઓ તેમનો નાશ કરે છે.

ઇ. સ. ૧૯૦૪ ની પાનખર ઋતુમાં રેવેન્યુ ખાતાએ તેમનો નાશ કરવાનો ઘણો પ્રયત્ન આદર્યો હતો અને ઇનામ તરીકે બે લાખ રૂપીઆ કાઢ્યા હતા. જ્યારે કૂદકો મારતાં થાય એવાં નાનાં હોય છે ત્યારે જે સ્થળે ઉત્પન્ન થાય છે તે સ્થળને હાનિ કરે છે. બહુધા આ સ્થિતિમાં તેઓ ડુંગરો પર હોય છે અને ડુંગરી જાતોનો વાવેલા પાક ખાઈ જાય છે; તેથી એ જાતિને ઇનામ આપવાથી સરકારને બે લાભ થાય છેઃ—એકતો તીડનો નાશ થાય છે અને બીજો પાકનું સંરક્ષણ થવાથી સરકારને એ લોકોને આશ્રય આપવાની જરૂર પડતી નથી.

---

## વાક્યપૃથક્કરણ.

વાક્યપૃથક્કરણ—આ વિષયના સંબંધમાં અમારા ઉપર કેટલાંક ચર્ચાપત્રો આવવાથી તેમજ એ વિષય કેટલાક શિક્ષકોને બરાબર સમજાતો ન હોવાથી એ વિષે થોડુંક વિવેચન અત્ર કરવું યુક્ત ધાર્યું છે.

પૂર્ણવિચારવાચક પદસમૂહ તે વાક્ય. પદ એટલે વિભક્તિના કે કાળ

ઇત્યાદિના પ્રત્યયો લાગી જે શબ્દસ્વરૂપ થાય છે તે તેમજ અવ્યયસ્વરૂપ. 'રામને', 'રામે', 'જાય છે', 'ગયો', 'જઈને', 'માટે', 'અથવા' ઇત્યાદિ પદ છે. માત્ર પદસમૂહ તે વાક્ય નથી. 'પર્વત સમીપ જઈને' એ પદસમૂહ છે; પરંતુ એથી પૂરો વિચાર જણાતો નથી, માટે એ વાક્ય નથી. 'છોકરો જાય છે', 'છોકરો જતો નથી', 'છોકરો ચોપડી લખે છે', 'છોકરો બુદ્ધિશાળી છે.' ઇત્યાદિ પદસમૂહો પૂર્ણવિચારવાચક છે, માટે વાક્યો છે. વાક્યના બે વિભાગ છેઃ—ઉદ્દેશ્ય અને વિધેય. દરેક વાક્યમાં કોઈ પણ વિષય વિષે આપણે કંઈક કહીએ છીએ. જે વિષયને ઉદ્દેશીને—મનમાં લાવીને—આપણે કંઈક કહીએ છીએ તે ઉદ્દેશ્ય અને તેને વિષે જે કંઈ વિધાન કરીએ છીએ—કહીએ છીએ—તે વિધેય કહેવાય છે. ઉદ્દેશ્ય અને વિધેય શબ્દોની વ્યુત્પત્તિ સમજવાથી એનો અર્થ બરોબર મનમાં ઠસશે. 'ઉદ્દેશ્ય' (ઉદ્+દિશ્+ય) એટલે ઉદ્દેશ કરવા યોગ્ય. 'ઉદ્' ઉપસર્ગ છે અને એનો અર્થ 'ઊંચું' થાય છે; 'દિશ્' ૬ ગ. ૫. નો અર્થ 'બતાવવું' છે. 'ય' પ્રત્યય વિધિવાચક છે. 'વિધેય' એટલે વિધાન કરવા યોગ્ય. એમાં 'વિ' ઉપસર્ગ છે ને તેનો અર્થ 'વિશેષ' છે, 'ધા' ૩ ગ. ઉ. નો અર્થ 'મૂકવું' થાય છે ને 'ય' પ્રત્યય વિધિવાચક છે. આ પ્રમાણે 'ઉદ્દેશ્ય' અને 'વિધેય' નો અર્થ ઉદ્દેશ કરવા યોગ્ય અને વિધાન કરવા યોગ્ય એવો થાય છે. જે વિષય વિષે વિચાર કરીએ છીએ તે જેમ વિચાર કરવા યોગ્ય હોવાથી 'ઉદ્દેશ્ય' કહેવાય છે, તેમ તે વિષય વિષે જે કહ્યું હોય તે વિધાન કરવા યોગ્ય હોવાથી 'વિધેય' કહેવાય છે. આ ઉપરથી સમજાશે કે જે વિધાન કરવા યોગ્ય હોય તેને માટે 'વિધાન*' શબ્દ ખોટો છે. ખરો શબ્દ 'વિધેય' છે તેજ વાપરવો. ઉપર કહ્યા પ્રમાણે વાક્યના ઉદ્દેશ્ય અને વિ-

---

*'વિધાન' નો અર્થ 'કહેવું તે' થાય છે; વિ+ધા+અન નો એ શબ્દ બનેલો છે અને 'અન' પ્રત્યય ક્રિયાવાચક છે, જેમકે 'ભજન', 'વાચન' વગેરેનો અર્થ 'ભજવું તે' 'વાંચવું તે' થાય છે, 'ભજવા યોગ્ય' કે 'વાંચવા યોગ્ય' એવો થતો નથી.

ધેય એ બે વિભાગ છે. દરેક વાક્યમાં એ બે હોવાજ જોઈએ. આજ્ઞાર્થ વાક્યમાં—'જાઓ,' 'બેસો' એવામાં—ઉદ્દેશ્ય (તમે)નો અધ્યાહાર હોય, પણ વિધેયનો અધ્યાહાર કોઈ પણ સ્થળે રહે નહિ. વિધેય તો ઉક્તજ હોવો જોઈએ. હવે ઉપર લખેલાં વાક્યોમાં ઉદ્દેશ્ય અને વિધેય કોણ છે તે તપાસીએ. 'છોકરો જાય છે' એમાં 'છોકરા'ને મનમાં લાવી તે વિષે કંઈક કહ્યું છે, માટે 'છોકરો' ઉદ્દેશ્ય છે ને 'જાય છે' એવું તેને વિષે વિધાન કર્યું છે—કહ્યું છે—, માટે 'જાય છે' વિધેય છે. 'છોકરો જતો નથી' એમાં 'છોકરો' ઉદ્દેશ્ય અને 'જતો નથી' વિધેય છે; કેમકે છોકરાને વિષે 'જતો નથી' એવું કહ્યું છે. 'છોકરો ચોપડી લખે છે' એમાં 'છોકરો' ઉદ્દેશ્ય અને 'ચોપડી લખે છે' વિધેય છે: છોકરાને વિષે માત્ર 'લખે છે' એટલુંજ વિધાન કર્યું નથી, પણ 'ચોપડી લખે છે' એટલું વિધાન કર્યું છે, માટે 'ચોપડી લખે છે' એ વિધેય છે. સકર્મક ક્રિયાપદ સાથે કર્મ જોડાયલુંજ છે, તેથી સકર્મક ક્રિયાપદ હોય તો કર્મસહિત ક્રિયાપદ વિધેય થાય છે. 'છોકરો બુદ્ધિશાળી છે' એમાં 'છોકરો' ઉદ્દેશ્ય અને 'બુદ્ધિશાળી છે' વિધેય છે. 'ઈશ્વર છે' એ વાક્યમાં 'ઈશ્વર' ઉદ્દેશ્ય અને 'છે' વિધેય છે; કેમકે ઈશ્વરને વિષે અસ્તિત્વનું વિધાન કર્યું છે—તેની હયાતી કહી છે; પણ 'છોકરો બુદ્ધિશાળી છે' એમાં છોકરા વિષે હયાતીનું વિધાન કર્યું નથી, તેથી 'છે' એ વિધેય નથી; પરંતુ 'બુદ્ધિશાળી છે' એ વિધેય છે. કેટલાંક અકર્મક ક્રિયાપદો—હોવું, થવું, બનવું, દેખાવવું, જણાવવું, નીવડવું, રહેવું, ઇત્યાદિ—અપૂર્ણવિધાનવાચક છે. એ ક્રિયાપદો જે જે ક્રિયા બતાવે છે તે પૂર્ણ વિધાન નથી; તેની સાથે કેટલાક શબ્દો આવે ત્યારેજ પૂર્ણ વિધાન થાય છે. જેમ સકર્મક ક્રિયાપદને કર્મની અપેક્ષા છે, માટે કર્મ સાથે ક્રિયાપદ વિધેયવાચક થાય છે, તેમ આવાં ક્રિયાપદો પૂરકશબ્દસહિત વિધેયવાચક થાય છે, એકલાં વિધેયવાચક નથી. 'હું ઘરમાં હતો' આમાં 'હું' ઉદ્દેશ્ય છે ને 'ઘરમાં હતો' વિધેય છે. ઉદ્દેશ્યને વિષે માત્ર 'હતો' એમ અસ્તિત્વનું વિધાન નથી, પણ 'ઘરમાં હતો' એવું વિધાન છે તેથી 'ઘરમાં હતો' વિધેય છે. નીચેના

' નીવડવું ', ' રહેવું '; ' બનવું '; વગેરે અકર્મક ક્રિયાપદો જાતે સંપૂર્ણવિધેયવાચક નથી, પરંતુ અપૂર્ણવિધેયવાચક છે; અને જે અપૂર્ણવિધેયવાચક છે તે વિધેયવાચક કહેવાય નહિ, માટે તેઓ વિધેયવાચક નથી એમ કહેવું યુક્ત–ઉચિત છે. કેટલાક પૂરક શબ્દો આવે ત્યારેજ વિધેય સંપૂર્ણ થાય છે. એ પૂરક શબ્દો નામ, વિશેષણ, ક્રિયાવિશેષણ વગેરે હોય છે. સકર્મક ક્રિયાપદો પણ કર્મ વિના અપૂર્ણજ વિધેય દર્શાવે છે; માટે તેમને પણ કર્મ વિના વિધેયવાચક કહેવાં યુક્ત નથી. દ્વિકર્મક ક્રિયાપદો બે કર્મ સાથે વિધેયવાચક થાય છે. કેટલાંક સકર્મક ક્રિયાપદ પછી કર્તૃવાચ્યમાં તેમજ કર્મવાચ્યમાં જે પૂરકો શબ્દો આવે છે તે વિશેષણ હોય છે. ઉપલાં વાક્યોમાં વિધેયનું પૃથક્કરણ નીચે પ્રમાણે છેઃ—

વિધેય.

| | ક્રિયા. | પૂરક. |
|---|---|---|
| ૧ | નથી ( છે નહિ–નિષેધવાચક) | ઘરમાં ( સપ્તમ્યન્ત નામ, 'નથી'નું વિશેષણ હોવાથી ક્રિયાવિશેષણ ) |
| ૨ | નીવડ્યું. | સારું (વિશેષણ) |
| ૩ | આપી. | બ્રાહ્મણને (ગૌણકર્મ) દક્ષિણા (પ્રધાનકર્મ) |
| ૪ | વિચાર્યો. | તેને (કર્મ) મૂર્ખ (વિશેષણ) |
| ૫ | ગણાય છે. ( કર્મવાચ્ય) | ડાહ્યો (વિશેષણ) |

ઉદ્દેશ્ય તેમજ વિધેય બંનેનો વધારો થાય છે. જેમ વિધાન પૂર્ણ કરનારા શબ્દોને પૂરક કહ્યા છે, તેમજ એ વધારો કરનારા શબ્દોને વર્ધક

કહેવા યુક્ત છે. ઉદ્દેશ્યના વર્ધક વિશેષણ તરીકે વપરાયલા શબ્દો હોય છે, અને વિધેયના વર્ધક શબ્દો ક્રિયાવિશેષણ અને ક્રિયાવિશેષણ તરીકે વપરાયલા શબ્દો હોય છે.

**દાખલા:**—૧ શાણો દેવદત્ત આજે ઘરમાં નથી; ૨ પહોરનું વર્ષ બેશક સારૂં નીવડ્યું; ૩ કર્ણ જેવા ઉદાર રાજાએ વિદ્વત્તા પ્રમાણે બ્રાહ્મણોને દક્ષિણા આપી; ૪ તેની હસવા લાયક ભૂલોને લીધે મેં તેને મૂર્ખ વિચાર્યો. ૫ તે યોગ્ય રીતે ડાહ્યો ગણાય છે.

| વાક્ય. | ઉદ્દેશ્ય | ઉદ્દેશ્યવર્ધક | વિધેય. | | વિધેયવર્ધક. |
|---|---|---|---|---|---|
| | | | ક્રિયા | પૂરક | |
| ૧ શાણો દેવદત્ત આજે ઘરમાં નથી. | દેવદત્ત | શાણો | નથી | ઘરમાં | આજે |
| ૨ પહોરનું વર્ષ બેશક સારૂં નીવડ્યું. | વર્ષ | પહોરનું | નીવડ્યું | સારૂં | બેશક. |
| ૩ કર્ણ જેવા ઉદાર રાજાએ વિદ્વત્તા પ્રમાણે બ્રાહ્મણોને દક્ષિણાઆપી. | રાજાએ | કર્ણ જેવા ઉદાર | આપી | ૧ દક્ષિણા (પ્રધાન કર્મ) ૨ બ્રાહ્મણોને (ગૌણ કર્મ) | વિદ્વત્તા પ્રમાણે |
| ૪ તેની હસવા લાયક ભૂલોને લીધે મેં તેને મૂર્ખવિચાર્યો. | મેં | | વિચાર્યો | ૧ મૂર્ખ (પ્રધાન કર્મ) ૨ તેને (ગૌણ કર્મ) | તેની હસવા લાયક ભૂલોને લીધે. |
| ૫ તે યોગ્ય રીતે ડાહ્યો ગણાયો. | તે | | ગણાયો | ડાહ્યો | યોગ્ય રીતે |

આ પ્રમાણે વાક્યના વિભાગ નીચે મુજબ થાય છેઃ—




ઉદ્દેશ્ય અને ઉદ્દેશ્યપક્ષ તેમજ વિધેય અને વિધેયપક્ષની વચ્ચેનો ભેદ બરોબર સમજવો અને જે સ્થળે જે શબ્દ યોગ્ય હોય તેજ વાપરવો. 'છોકરો જાય છે' માં 'છોકરો' ઉદ્દેશ્ય અને 'જાય છે' વિધેય છે. 'તે ડાહ્યો છોકરો રોજ નિશાળે જાય છે'માં 'તે ડાહ્યો છોકરો' ઉદ્દેશ્યપક્ષ અને 'રોજ નિશાળે જાય છે' વિધેયપક્ષ છે.

ઉપર સાદાં વાક્યોનું પૃથક્કરણ કેમ કરવું તે દર્શાવ્યું છે. મિશ્રવાક્ય અને સંયુક્ત વાક્યોનું પૃથક્કરણ પણ એજ રીતે કરવું.

દાખલા—૧ તે સદ્‌ગૃહસ્થ છે એ નિઃસંશય છે; ૨ તે આટલો બધો જલદી કેમ જતો રહ્યો એ હું જાણતો નથી; ૩ વિધવાનું પુનર્લગ્ન સશાસ્ત્ર છે એમ કેટલાક માને છે; ૪ જેમને ઊંડા ઉતરી વિચારવાની ટેવ છે તે આ ગહન વિષય સહજ સમજી શકશે; ૫ જ્યારે હું, અલ્પજ્ઞ પુરુષ, હાથીના જેવો મદાન્ધ હતો, ત્યારે હું સર્વજ્ઞ છું એમ મારૂં મન ગર્વિષ્ઠ હતું. પણ જ્યારે કિંચિત્ કિંચિત્ બુધજન પાસેથી મેં પ્રાપ્ત કર્યું, ત્યારે હું મૂર્ખ છું એમ મારો મદ જ્વરની પેઠે જતો રહ્યો.

| | વાક્ય. | પ્રકાર. | ઉદ્દેશ્ય. | ઉદ્દેશ્યવર્ધક. | વિધેય. | | વિધેયવર્ધક. |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | ક્રિયાપદ. | પૂરક. | |
| 1 | તે સદ્ગૃહસ્થ છે એ નિ:સંશય છે. | મિશ્રવાક્ય. | તે સદ્ગૃહસ્થ છે, એ | ” | છે | નિ:સંશય | |
| | તે સદ્ગૃહસ્થ છે. | નામવાક્ય. ('નિ:સંશય છે' માંના 'છે' નો કર્તા અથવા 'એ' ની સમાન વિભક્તિમાં.) | તે | | છે | સદ્ગૃહસ્થ | |
| ૨ | તે આટલો બધો જલદી કેમ જતો રહ્યો તે હું જાણતો નથી. | મિશ્રવાક્ય. | હું | | જાણતો નથી (નિષેધવાચક) | તે આટલો બધો જલદી કેમ જતો રહ્યો તે | |
| | તે આટલો બધો જલદી કેમ જતો રહ્યો. | નામવાક્ય. ('જાણતો નથી' નું કર્મ, અથવા 'તે' ની સમાન વિભક્તિમાં.) | તે | | જતો રહ્યો | | ૧ આટલો બધો જલદી (કાલદર્શક) ૨ કેમ (કારણ દર્શક) |

| | વાક્ય. | પ્રકાર. | ઉદ્દેશ્ય. | ઉદ્દેશ્ય-વર્ધક. | વિધેય. | | વિધેયવર્ધક. |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | ક્રિયાપદ. | પૂરક. | |
| ૩ | વિધવાનું પુનર્લગ્ન સશાસ્ત્ર છે એમ કેટલાક માને છે. | મિશ્રવાક્ય. | કેટલાક | | માને છે | વિધવાનું પુનર્લગ્ન સશાસ્ત્ર છે એમ | |
| | વિધવાનું પુનર્લગ્ન સશાસ્ત્ર છે. | નામવાક્ય ('માને છે' નું કર્મ કે 'એમ' ની સાથે સમાનવિભક્તિમાં) | પુનર્લગ્ન | વિધવાનું | છે | સશાસ્ત્ર | |
| ૪ | જેમને ઊંડા ઉતરી વિચાર કરવાની ટેવ છે તે આ ગહન વિષય સહજ સમજી શકશે. | મિશ્રવાક્ય. | તે | જેમને ઊંડા ઉતરી વિચાર કરવાની ટેવ છે | સમજી શકશે | આ ગહન વિષય | સહજ (રીતવાચક) |
| | જેમને ઊંડા ઉતરી વિચાર કરવાની ટેવ છે. | વિશેષણવાક્ય ('તે' વિશેષ્ય.) | ટેવ | જેમને (=જેમની) | છે | ઊંડા ઉતરી વિચાર કરવાની | |
| ૫ | જ્યારે હું, અલ્પજ્ઞ પુરુષ.....જતો રહ્યો. | સંયુક્તવાક્ય. | | | | | |

| વાક્ય. | પ્રકાર. | ઉદ્દેશ્ય. | ઉદ્દેશ્ય-વર્ધક. | વિધેય. ક્રિયાપદ. | પૂરક. | વિધેયવર્ધક. |
|---|---|---|---|---|---|---|
| જ્યારે હું અલ્પજ્ઞ પુરૂષ.....ગર્વિષ્ઠ હતું. | મિશ્રવાક્ય. | મન | મારૂં | હતું | ગર્વિષ્ઠ | હું સર્વજ્ઞ છું એમ (રીતવાચક) જ્યારે હું, અલ્પજ્ઞ પુરૂષ, હાથીના જેવો મદાન્ધ હતો. (કાલવાચક). |
| હું સર્વજ્ઞ છું એમ. | ક્રિયાવિશેષણવાક્ય. | હું | | છું | સર્વજ્ઞ | |
| જ્યારે હું, અલ્પજ્ઞ પુરૂષ, હાથીના જેવા મદાન્ધ હતો. | ક્રિયાવિશેષણવાક્ય. | હું | અલ્પજ્ઞ પુરૂષ | હતો | મદાન્ધ | હાથીના જેવો (સાદૃશ્યવાચક) જ્યારે (કાલવાચક) |
| જ્યારે કિંચિત્ કિંચિત......રહ્યો. | મિશ્રવાક્ય. | મદ | મારો | જતો રહ્યો | | જ્વરની પેઠે (રીતવાચક). હું મૂર્ખ છું એમ (રીતવાચક) જ્યારે કિંચિત્ પ્રાપ્ત કર્યું (કાલવાચક). |
| હું મૂર્ખ છું એમ. | ક્રિયાવિશેષણવાક્ય. | હું | | છું | મૂર્ખ | |
| જ્યારે...કિંચિત પ્રાપ્ત કર્યું. | ક્રિયાવિશેષણવાક્ય. | મેં | | પ્રાપ્ત કર્યું | કિંચિત કિંચિત | બુધજન પાસેથી, જ્યારે |

આ વાક્યોમાં ૧,૨,૩,૪ ને ૫ ના આંકડા નીચે જે પેટાવાક્યો લખ્યાં છે તેને સંસ્કૃતવ્યાકરણમાં અવાન્તરવાક્યો કહે છે. મિશ્ર અને સંયુક્ત વાક્યોને મહાવાક્ય કહે છે.

---

## ત્રીજી અને સાતમી વિભક્તિ.

ત્રીજી અને સાતમી વિભક્તિ બંનેનો સાધારણ પ્રત્યય ' એ ' છે તો ત્રીજી ક્યારે ગણવી ને સાતમી ક્યારે ગણવી તે વિષે ઘણાના મનમાં શંકા રહે છે તેથી તેની સમજુતી નીચે આપી છે.

અમને એક ચર્ચાપત્રી પૂછે છે કે નીચેનાં કયાં વાક્યોમાં નામ ત્રીજી વિભક્તિમાં છે ને કયાંમાં સાતમી વિભક્તિમાં છે. એનો ખુલાસો નીચે આપ્યો છે:—

૧ હું વડોદરે જાઉં છું; ૨ તે રસ્તે દોડયો; ૩ તે ઝાડે ચઢયો; ૪ તેને માથે પાઘડી છે; ૫ તે આંખે આંધળો છે; ૬ તેણે બકરો ખાંધે લીધો; ૭ લાડુમાં મણે અધમણ ખાંડ નંખાય છે; ૮ તે દહાડે સૂઈ રહે છે; ૯ તે મહિને વિલાયત પહોંચે છે; ૧૦ ઘણે કાળે ફળ મળ્યું.

ત્રીજી વિભક્તિના મુખ્ય અર્થ કર્ત્તા અને કરણ છે; અને સાતમી વિભક્તિનો અર્થ અધિકરણ છે. કરણ એટલે ક્રિયાનું સાધન; અને અધિકરણ એટલે કર્ત્તા કે કર્મદ્વારા ક્રિયાનો આધાર. ' રામે વાલિને બાણે વીંધ્યો ' એ વાક્યમાં ' રામે ' કર્તૃવાચક તૃતીયા છે ને ' બાણે ' કરણવાચક તૃતીયા છે. ' તે નગરમાં વસે છે ' એમાં ' નગરમાં ' અધિકરણવાચક સપ્તમી છે; કેમકે વસવાની ક્રિયાનો કર્ત્તાની મારફત ' નગર ' એ આધાર છે. ' થાળીમાં જમે છે ' એમાં ' થાળીમાં ' અધિકરણવાચક સપ્તમી છે; કેમકે જમવાની ક્રિયાનો કર્મની મારફત ' થાળી ' એ આધાર છે. પહેલા દાખલામાં નગર સાથે સંબંધ કર્ત્તાનો ( વસનારનો ) છે; બીજામાં થાળી સાથે સંબન્ધ કર્મનો ( જે જમવાનું છે તે, અન્નનો ) છે. અધિકરણ ત્રણ પ્રકારનું છે—ઔપશ્લેષિક, વૈષયિક અને અભિવ્યાપક. ' ઘરમાં વસે છે ' એમાં ઔપશ્લેષિક છે. આખું ઘર વસવાની ક્રિયાનો આધાર નથી, માટે અધિકરણ ઔપશ્લેષિક છે. ' સર્વમાં આત્મા છે ' એમાં અભિવ્યાપક છે. ' સર્વમાં '

એટલે સર્વના સર્વ ભાગમાં આત્મા વ્યાપીને રહેલો છે; માટે અધિકરણ અભિવ્યાપક છે. થોડા અવયવ સાથે સંબંધ તે ઉપશ્લેષ અને સર્વ અવયવ સાથે સંબંધ તે અભિવ્યાપ્તિ. ઉપશ્લેષવાચક અધિકરણ તે ઔપશ્લેષિક અધિકરણ અને અભિવ્યાપ્તિવાચક તે અભિવ્યાપક છે. 'મોક્ષમાં' મન છે, એટલે મોક્ષને વિષે મન છે. આમાં 'મોક્ષમાં' એ વૈષયિક (વિષયવાચક) અધિકરણ છે.

જ્યાં 'એ' પ્રત્યય હોય ત્યાં તૃતીયા ને 'માં' પ્રત્યય હોય ત્યાં સપ્તમી એવો સહેલો નિયમ રાખી 'એ' પ્રત્યયના જે જે અર્થ હોય તે તૃતીયાના અર્થ અને 'માં' પ્રત્યયના જે જે અર્થ હોય તે સપ્તમીના અર્થ છે, આમ કહેવું યુક્ત નથી. સંસ્કૃત અને પ્રાકૃતમાં એકજ રૂપો ઘણી વિભક્તિનાં હોય છે—**रामौ** પ્ર૦ અને દ્વિ૦ નું દ્વિવચન, **रामाभ्याम्** તૃ૦, ચ૦, પં૦ નું દ્વિવચન, **रामेभ्यः** ચ૦ અને પં૦ નું બહુવચન, **रामयोः** ષ૦ અને સ૦ નું દ્વિવચન છે. પ્રાકૃતમાં **देव** શબ્દનું **देवा** પ્ર૦ અને દ્વિ૦ નું બહુવચન છે, **घेणू** નું **घेणूए** અને **घेणूइ** તૃ૦ ને સ૦ નાં એકવચનનાં રૂપો છે. **वहूए, वहूइ** પણ **वहू** નાં તૃ૦ અને સ૦ નાં એકવચનનાં રૂપો છે. **लदाए, लदाइ** એ **लदा** ( **लता** ) નાં તૃ૦ અને સ૦ નાં એકવચનનાં રૂપો છે. આ ઉપરથી સમજાશે કે અમુક રૂપ કઈ વિભક્તિનું છે તે માત્ર પ્રત્યયથીજ નક્કી કરવું યુક્ત નથી; પરંતુ પ્રત્યય અને અર્થ બંનેથી નક્કી કરવું જોઈએ. તૃતીયા કર્તૃવાચક અને કરણવાચક છે અને સપ્તમી અધિકરણવાચક છે, એ ઉપરથી ઉપલાં વાક્યોમાંના 'એ' પ્રત્યયાન્ત શબ્દોની વિભક્તિ નક્કી કરવી.

હું વડોદરે જાઉં છું—એમાં 'વડોદરે' ને તૃતીયા કહેવી યુક્ત નથી. 'વડોદરે' એ અધિકરણવાચક છે, માટે સપ્તમી વિભક્તિ છે. 'હું આ રસ્તે વડોદરે જાઉં છું—એમાં 'રસ્તે' તૃતીયા અને 'વડોદરે' સપ્તમી વિભક્તિ છે. '**एइह यातं पथिभिर्देवयानैः**' (દેવોએ મુસાફરી કરેલે રસ્તે તમે અહિં આવો) અને '**जग्मुर्विहायसा**' (તેઓ આકાશે—આકાશમાં થઈને ગયા) આ સંસ્કૃત દાખલાઓથી 'હું વડોદરે જાઉં છું' માંની 'વડોદરે' એ તૃતીયાનું સમર્થન કરવું અયુક્ત છે. દ-

દ્યાન્ત અને દાર્ષ્ટાન્તિક ( पथिभिर्देवयानैः એ દૃષ્ટાન્ત-દાખલો અને ' વડોદરે ' એ દાર્ષ્ટાન્તિક-જેને માટે દૃષ્ટાન્ત આપ્યો હોય, દૃષ્ટાન્તથી જેનું નિરૂપણ કર્યું હોય તે ) વચ્ચે સામ્ય-સરખાપણું નથી. पथिभिः—એ કરણવાચક છે, અધિકરણવાચક નથી. ' દેવોએ મુસાફરી કરેલે માર્ગે અહિં આવો '—એમાં ' અહિં ' એ અધિકરણવાચક અવ્યય છે, પણ ' માર્ગે ' તો કરણવાચકજ છે. ' અહિં આવવાનું ' ' માર્ગ ' એ સાધન છે, માટે તૃતીયા યુક્ત છે. એજ પ્રમાણે विहायसा—આકાશમાર્ગે એ પણ કરણવાચક છે. આકાશમાર્ગે કંઈક ગયા. જવાનું સાધનજ આકાશમાર્ગ છે. समेन धावति ( સમે—સરખે દોડે છે ), विषमेण धावति ( વિષમે દોડે છે ) આમાં समेन અને विषमेण ની તૃતીયા થઈ છે તેને માટે કાત્યાયન ' तृतीयाविधाने प्रकृत्यादिभ्य उपसंख्यानम् ' ( તૃતીયાના વિધાનમાં प्रकृत्या વગેરેનું ઉપસંખ્યાન કરવું )એવું ' कर्तृकरणयोस्तृतीया ' ૨ । ૩ । ૧ ૮ એ પાણિનિસૂત્ર પર વાર્તિક આપે છે. મહાભાષ્યકાર પતંજલિ એ વાર્તિકનું ખંડન કરી સૂત્રથીજ વાર્તિકકારના પ્રયોગોનું સમર્થન કરે છે. મહાભાષ્યકાર કહે છે કે ' कर्तृकरणयोस्तृतीयेत्येव सिद्धम् । ......समेन धावति विषमेण धावतीति । इदमत्र प्रयोक्तव्यं सन्न प्रयुज्यते समेन पथा धावति विषमेण पथा धावतीति '—समेन અને विषमेण ની તૃતીયા સૂત્રથીજ સિદ્ધ થાય છે,વાર્તિકની જરૂર નથી. समेन धावति ( સમે દોડે છે ), અને विषमेण धावति ( વિષમે દોડે છે) એમાં જે શબ્દનો પ્રયોગ કરવો જોઈએ તેનો પ્રયોગ કર્યો નથી. समेन એટલે समेन पथा ( સમ માર્ગે ) અને विषमेण એટલે विषमेण पथा ( વિષમ માર્ગે ). આમાં पथा ( માર્ગે ) તૃતીયાન્ત છે ને તે કરણવાચકજ છે. આજ પ્રમાણે ' હું આ રસ્તે વડોદરે જાઉં છું ' એમાં ' રસ્તે ' તૃતીયામાં છે તે કરણવાચકજ છે. પરંતુ ' વડોદરે ' એ તો જે સ્થળે જવાનું છે તે સ્થળવાચક છે. સંસ્કૃતમાં તો गम् ( જવું ) ને તેના જેવા અર્થના ધાતુઓને યોગે જે સ્થળે જવાનું હોય તે સ્થળવાચક શબ્દ દ્વિતીયામાં અને ક્વચિત્ ચતુર્થીમાં વપરાય છે. मार्गं गच्छति, पन्थानं गच्छति માં માર્ગ પ્રાપ્ય સ્થળ હોવાથી मार्गम् ને पन्थानम् દ્વિતીયા છે. એટલે એને

સ્થળે તૃતીયા તો અનુપપન્ન—અયુક્તજ છે. 'વડોદરે' એ ગુજરાતીમાં સપ્તમીજ છે, તૃતીયા થઈ શકેજ નહિ.

૨ તે રસ્તે હીંડયો—એમાં 'રસ્તે' સપ્તમીજ છે; કેમકે અધિકરણવાચક છે. 'રસ્તે'=રસ્તા ઉપર. તે રસ્તે થઈ બીજે કહિં ગયો હોય તોજ 'રસ્તે' કરણવાચક થાય. 'તે એ રસ્તે ગામ હીંડયો ગયો' એમાં 'રસ્તે' કરણવાચક છે.

૩ તે ઝાડે ચઢયો—આમાં 'ઝાડે' એ અધિકરણવાચક છે માટે સપ્તમીજ છે. 'તે ડાળીએ ઝાડે ચઢયો' આમાં 'ડાળીએ' કરણવાચક છે માટે તૃતીયા ને 'ઝાડે' અધિકરણવાચક છે માટે સપ્તમી છે.

૪ તેને માથે પાઘડી છે—આમાં 'માથે' અધિકરણવાચક છે, માટે સપ્તમીજ છે. 'તેણે માથે પોટલી ઊંચકી છે'—એમાં 'માથે' કરણવાચક છે, માટે તૃતીયા છે.

૫ તે આંખે આંધળો છે—આમાં 'આંખે' એ કરણવાચકજ છે માટે તૃતીયા છે. અંગ વિકૃત (વિકાર—ખોડવાળું) હોવાથી અંગી પણ વિકૃત થાય છે. વિકારવાળા અંગથી અંગીનું ઘોતન થાય છે. 'अक्ष्णा काणः,' 'पादेन खञ्जः,' 'कर्णेन बधिरः,' (આંખે કાણો, પગે લંગડો, કાને બહેરો) આ પ્રયોગોમાં अक्ष्णा, पादेन અને कर्णेन એ તૃતીયા છે. તેજ પ્રમાણે આંખે, પગે અને કાને ને તૃતીયાજ લેવી યુક્ત છે. વિકારવાળી આંખ વડે તે આંધળો છે એવું ઘોતન થાય છે—જણાય છે. આ સર્વ સ્થળે કરણતૃતીયાજ છે. ક્રિયા ગમ્યમાનજ છે, ઉક્ત નથી. ગમ્યમાન ક્રિયા પણ વિભક્તિની પ્રયોજક થાય છે (गम्यमानापि क्रिया कारकविभक्तौ प्रयोजिका).

૬ તેણે બકરો ખાંધે લીધો—અહિં 'ખાંધે' એ કરણવાચક છે, માટે તૃતીયા છે. 'તેની ખાંધે બકરો છે' એમાં 'ખાંધે' અધિકરણવાચક હોવાથી સપ્તમી છે.

૭ લાડુમાં મણે અધમણ ખાંડ નંખાય છે—આમાં 'મણે' એ તૃતીયા છે, ને તે કરણવાચકજ છે. ઉપર કહ્યા પ્રમાણે ગમ્યમાન ક્રિયા

પણ વિભક્તિની પ્રયોજક થાય છે. ' મણે અધમણ માપીને ' એવો અર્થ છે. ' शतेन शतेन वत्सान् पाययति पयः ' ( સોએ સોએ વાછરડાઓને દૂધ પાય છે ) આમાં शतेन નો અર્થ शतेन परिच्छिद्य ( સોએ માપીને ) લીધો છે.

૮ તે દહાડે સૂઈ રહે છે—આમાં ' દહાડે ' કરણવાચક લઈ શકાય; દહાડાને સૂઈ રહેવાની ક્રિયાનું સાધન લઈ શકાય; કેમકે કાળ અને સ્થળ એ ક્રિયાનાં સાધારણ સ્થળ છે. કાળ કે સ્થળ વિના કોઈ પણ ક્રિયા થઈ શકે નહિ; પરંતુ આવે સ્થળે સપ્તમી લેવી ઠીક છે. ' દહાડો ' એ કર્તૃદ્વારા સુવાની ક્રિયાનો આધાર છે, માટે અધિકરણ છે. ' पीनो देवदत्तो दिवा न भुङ्क्ते ' ( જાડો દેવદત્ત દિવસે જમતો નથી ) એમાં दिवा એ સપ્તમ્યર્થક અવ્યય છે, તેમ ' દહાડે સૂઈ રહે છે ' માં ' દહાડે ' ને ' દિવસે જમતો નથી ' માં ' દિવસે ' સપ્તમી છે.

૯ ' તે મહિને વિલાયત પહોંચે છે ' એમાં ' મહિને ' એ તૃતીયા છે. સંસ્કૃતમાં ' अपवर्गे तृतीया ' ૨ ૩ ૬ એવું પાણિનિસૂત્ર છે. અપવર્ગ એટલે ફળની પ્રાપ્તિ, તે જ્યારે ઘોસ-બતાવવાની હોય ત્યારે કાલ અને માર્ગવાચક શબ્દોનો ક્રિયા સાથે અસન્ત સંયોગ હોય તો તૃતીયા થાય છે. જેમકે ' अह्ना क्रोशेन वाऽनुवाकोऽधीतः ' ( દિવસે કે કોશેગાઉએ અનુવાક—વેદનો અમુક ભાગ, ખંડ, પ્રકરણ—શિખાયો ) પણ ફળ પ્રાપ્તિ ન હોય તો દ્વિતીયાજ થાય છે—' मासमधीतो नायातः ' ( મહિનો શીખ્યો, પણ આવડ્યો નહિ. ) આમાં ' मासमधीतः ' એટલુંજ પ્રત્યુદાહરણ લેવાનું છે. नायातः એતો ફળ પ્રાપ્ત થયું નહિ એમ દર્શાવવા માટે માત્ર સ્પષ્ટીકરણજ છે. ગુજરાતીમાં ' મહિને પહોંચ્યો ' ને ' મહિને પહોંચ્યો નહિ ' એ બંને વાક્યોમાં ' મહિને ' ને તૃતીયાજ લેવી. સંસ્કૃતમાં જેમ ફળ પ્રાપ્તિનો અભાવ હોય ત્યાં ' मासमधीतः ' એવો દ્વિતીયાનો પ્રયોગ છે, તેમ ગુજરાતીમાં નથી, માટે બંને સ્થળે તૃતીયાજ લેવી યુક્ત છે.

૧૦ ઘણે કાળે ફળ મળ્યું—ઉપર પ્રમાણે ' કાળે ' એ તૃતીયાજ છે.

# વાગ્વ્યાપાર.

( સાંધણુ પૃષ્ઠ      થી ચાલુ )

[1]નિર્દિષ્ટ બાર સ્વર પૈકી પ્રત્યેકનાં પાંત્રીસ પાંત્રીસ રૂપ છે એમ કહું તો કદાચ તમે માનશો નહિ. પણ જુઓ, રંગભૂમિ ઉપર એકજ મનુષ્ય મુગટથી રાજા તરીકે, ઢાલ ને કલમથી મુસદ્દી તરીકે, દંડકમંડળથી સંન્યાસી તરીકે–એમ જુદા જુદા ચિહ્નથી જુદા જુદા પાત્ર તરીકે ઓળખાય છે, તેવી રીતે તે તે વિશિષ્ટ ઉચ્ચારાંશરૂપ ચિહ્નથી પ્રત્યેક સ્વર અનેક વિશિષ્ટ રૂપ ધારણ કરે છે. આ વિશિષ્ટ [2]ઉપસંગી ઉચ્ચારાંશ તે વ્યંજન, કેમકે વ્યંજનનો અર્થ ચિહ્ન છે. કુ ચુ ટુ તુ પુ એ પાંચે વર્ણોમાં એકજ સામાન્ય સ્વર ઉ છે, જેને લીધે પ્રત્યેક ઉચ્ચારાય છે. ઉકાર સામાન્ય છતાં એ પાંચે વર્ણો પરસ્પર ભિન્ન લેખીએ છીએ. એ વિવેક કકાર ચકાર ટકાર તકાર ને પકાર ઉપસક્ત હોવાથી થાય છે. પાંચ વર્ણોમાંના ઉકારનો પરસ્પર વિવેક કરવાનાં ચિહ્ન કકારાદિ છે, માટે તે વ્યંજન એટલે એકજ સ્વરનાં વિવિધ રૂપ ઉપજાવવાનાં ચિહ્ન કહેવાય છે. આ દૃષ્ટિએ દરેક વ્યંજનની બારાખડી ન કહેવી જોઈએ. ભાષાવિજ્ઞાન ધરાવનારે તો પ્રત્યેકની પાંત્રીસવ્યંજની કહેવી જોઈએ.

હવે સ્વરની પાંત્રીસવ્યંજની એટલે તેમનાં પલાખાં કેવા કેવા વ્યાપારથી થાય છે, તે બનતા સંક્ષેપથી જોઈએ. જેમ વાંસળીના છેદ ઉપર સ્પર્શક્રિયા સાથે આંગળી આવવાથી મુખ વડે પૂરાતા પ્રશ્વાસના ભિન્ન ભિન્ન સુર નીકળે છે, તેમ તે તે ઉચ્ચારસ્થાનમાં પ્રાણવાયુના ન્યૂનાધિક સ્પર્શાત્મકસંઘટ્ટન સાથે સ્વરનો ઉચ્ચાર કરતાં કુ ચુ ટુ તુ પુ જેવી વર્ણો ઉદય પામે છે. એ રીતે કકારાદિ વ્યંજન શ્રુતિગોચર કરાવનાર વ્યાપાર તે સ્પર્શવિધાન છે. સ્વર પોતે [3]અસ્પૃષ્ટ છે. વ્યંજનમાં પ્રવર્તતું સ્પર્શવિધાન પૂર્ણ અને અપૂર્ણ કે ન્યૂન એમ બે પ્રકારનું છે. એ ન્યૂનાધિક સ્પર્શનાં સ્થાન પાંચ છેઃ–કંઠ, તાળુ, મૂર્ધા, દંત ને ઓષ્ઠ. ધારો જે કંઠમાંથી નીકળે છે અને

---

૧ બતાવેલા, કહેલા. ૨ પૂર્વે કે પછી બોલાતો. ૩ સ્પર્શ વગર બોલાતા.

જેને તે કારણથી ઘાંટો કહે છે, તેનો કંઠમાં [1]રોધ થઈ પૂર્ણ સ્પર્શથી ક-કાર [2]ઉદ્ભવે છે. તે અઘોષ અલ્પપ્રાણ છે. પ્રાણવિધાનથી તે મહાપ્રાણ ખ-કાર રૂપ સંભળાય છે. અઘોષ અલ્પપ્રાણ કકાર અને મહાપ્રાણ ખકાર ઘોષવિધાનથી ઘોષ અલ્પપ્રાણ ગકાર અને મહાપ્રાણ ઘકાર રૂપે શ્રુતિગોચર થાય છે. નાસિક્યવિધાનથી થતો કંઠ્ય ઉચ્ચાર ઙકાર છે, જે 'ડક થઈ ગયો' જેવા વિરલ પ્રયોગમાં ક્વચિત [4]શ્રવણારૂઢ થાય છે, જો કે તેમાં પણ ઉ-ચ્ચારવિવેકના અભાવે લખાય છે તો ' ડંગ 'જ.

ઘાંટાનો કંઠ્યપ્રસ્તાર આપણે જોયો. એજ પ્રસ્તારપદ્ધતિથી તાળુ, મૂર્ધા, દંત અને ઓષ્ઠ સ્થાનમાં પ્રાણવાયુનો રોધ થઈ પૂર્ણ સ્પર્શથી તે તે અવાં-તર વ્યાપારે કરીને તાલવ્ય, મૂર્ધન્ય, દંત્ય અને ઓષ્ઠ્ય વ્યંજનપંચક અનુક્રમે આવિર્ભાવ પામે છે. પાંચ વર્ગમાં નાસિક્યવિધાનથી થનારા [5]અંતિમ ઉ-ચ્ચારો ઙ ઞ ણ ન મ અનુનાસિક કહેવાય છે. સિંધી કચ્છીમાં વિદ્ય-માન તાલવ્ય અનુનાસિક પ્રશ્નાર્થ ' કાઞ ' માં શ્રુતિગોચર થાય છે, જો કે એની પણ લખવામાં જોડણી ' કાંય ' એવી થાય છે. પહેલા બે અનુના-સિક શબ્દના આરંભે મહાસંસ્કૃત, સંસ્કૃત, પ્રાકૃત કે અતિપ્રાકૃત એકમાં સાં-ભળવામાં આવતા નથી, જ્યારે મૂર્ધન્ય અનુનાસિક માત્ર પ્રાકૃતમાં શબ્દ-ના આરંભે શ્રવણગોચર થાય છે.

( અપૂર્ણ. )

---

# ખાંડ.

રસાયણશાસ્ત્રી જે જે ચીજોમાં ખાંડ જેવી મિઠાશ હતી તે તે ચી-જોને અગાઉ ખાંડ ( શુગર ) કહેતા અને સીસાનો એસીટેટ હજુ પણ સીસા-ની ખાંડ ( સુગર ઑફ લેડ ) નામે ઓળખાય છે. ઈ. સ. ૧૬૧૯ માં ફેબ્રિઝિયો બારટોલેટીએ દૂધમાંથી ખાંડ તૈયાર કીધી ત્યાંસુધી ખાંડ માત્ર શેરડીમાંથી બને છે એમ લોકોના જાણ્યામાં હતું. બર્લિનની " એકેડેમી ઑફ સાયન્સી-

---

૧ રોકાણ. ૨ પ્રગટે છે. ૩ કાને સંભળાતો. ૪ ઉંધા. ૫ છે-
ડાંના કહેલા.

ન્ “ ની “ફિઝિકલ કલાસીઝ ” નાં “ ડિરેક્ટર ” મારગરેફે ઇ. સ. ૧૭૪૭ માં એવી શોધ કરી કે સમશીતોષ્ણ કટિબંધમાં થતાં બીટરૂટ અને બીજાં કંદ જેવાંકે ગાજર વગેરેમાં પણ ખાંડ રહેલી છે. એ શોધનો ઉપયોગ પોતે ( મારગરેફ ) કરી શક્યો નહિ પણ તેના શિષ્ય ફ્રાંઝ કાર્લ આર્ચેડે કર્યો. આર્ચેડે ઇ. સ. ૧૮૦૧ માં સિલેશિઆમાં બીટરૂટમાંથી ખાંડ બનાવવાનું કારખાનું કાઢ્યું. નેપોલીઅનની રાજકીય પદ્ધતિને લીધે તથા શેરડીની ખાંડની કિમ્મત વધી જવાથી યુરોપખંડના લોકો બીટરૂટની ખાંડ વાપરવા લાગ્યા અને ફ્રાન્સ અને જર્મનિમાં પુષ્કળ કારખાનાં થયાં. ત્યારપછી ફાહલબર્ગ નામના એક રસાયણશાસ્ત્રીએ કોલતારનેફથા પર કેટલીક ક્રિયા કરી તેમાંથી એક મીઠો પદાર્થ ઉત્પન્ન કર્યો અને તે સેકરાઇન નામે ઓળખાય છે. સેકરાઇન શેરડીમાંથી બનાવેલી ખાંડ કરતાં ૩૦૦ ગણો ગળ્યો છે. મધુપ્રમેહથી પીડાતા દરદીઓ ખાંડને બદલે આ પદાર્થ વાપરે છે. ખાંડ ઘણી જાતની બને છે, જેવીકે શેરડીની ખાંડ, બીટરૂટની ખાંડ, મેપલ ખાંડ વગેરે. ખાંડ કારબોન, હાઇડ્રોજન અને ઑક્સિજન એ ત્રણની બનેલી છે અને પાણીમાં જેમ ઑક્સિજન કરતાં હાઇડ્રોજનના ઍટમ (પરમાણું ) બમણા છે. તેમજ ખાંડમાં પણ ઑક્સિજન કરતાં હાઇડ્રોજનના પરમાણુ બમણા છે. ખાંડની ફૉરમ્યુલા $C_{12} H_{22} O_{11}$ છે.

## શેરડીની ખાંડ.

આખી પૃથ્વી પર દરવર્ષે ૨૨,૦૦,૦૦૦ ટન કરતાં પણ વધારે ખાંડ શેરડીની બને છે અને તેમાંનો ઘણો ભાગ અંગ્રેજી મુલકની પેદાશ છે. શેરડીનો પાક ૧૯૦૧ માં ૮૩,૪૧૦૦૦ ટન હતો.

શેરડી અસલ હિંદુસ્તાન અને ચીનની વતની છે અને એ પૂર્વમાંથીજ પશ્ચિમ તરફ ગઈ છે. આરબ લોકો યુરોપખંડ, તથા આફ્રિકાના જે જે દેશોમાં ગયા તે તે દેશોમાં શેરડી દાખલ કરતા ગયા. સ્પૅનિઅર્ડોએ ઇ. સ. ૧૪૨૦ માં મદીરામાં અને ઇ. સ. ૧૪૯૪ માં સેન ડોમિંગોમાં શેરડી દાખલ કરી. ઇ. સ. ના ૧૬ મા શતકથી દક્ષિણ અમેરિકા અને વેસ્ટ ઇંડીઝમાં શેરડીનું વાવેતર થવા લાગ્યું.

. શેરડીને ફૂલ આવે તે અગાઉ કાપીને તેમાંથી રસ કાઢવામાં આવે છે.

(મધ્ય હિંદુસ્તાન)

| | |
|---|---|
| પંજાબ | ૩,૨૦,૨૫૮ |
| વાયવ્ય તરફની | ૨૬,૪૭૮ |
| સરહદનો પ્રાંત | |
| સંધ | ૨૬૩૬ |
| મુંબઈ | ૫૩,૮૭૫ |
| મધ્યપ્રાંત | ૨૩,૫૦૬ |
| વરાડ | ૧,૩૦૮ |
| મદ્રાસ | ૫૯,૫૦૩ |
| દેશીરાજ્યો | ૨,૩૮,૪૯૧ |

મોરશીઅસમાંથી પરદેશ ૨૯,૫૮,૬૬૫ હંડ્રવેટ ખાંડ બહાર ગામ મોકલવામાં આવી હતી; તે ઉપરથી સાં કેટલા એકર જમીનમાં શેરડીનું વાવેતર થતું હશે તેનો સહેજ ખ્યાલ આવશે.

મુંબાઈ ઇલાકામાં એક એકર શેરડીના ખેતર પર ૪૨૦ રૂપીઆ ખરચ થાય છે. સુરત જિલ્લામાં દર એકરે ખરચ ૨૮૮ રૂપીઆ પડે છે. એક એકર શેરડીના ખેતરમાંથી સરાસરી ૯,૫૦૦ રતલ ગોળ નીકળે છે અને જો સારૂં ખાતર પૂર્યું હોય તો કોઈ વખતે ૧૩,૫૦૦ રતલ પણ ગોળ નીકળે છે. તેથી જો ખેડુતો વધારે મહેનત લઈ રસાયણશાસ્ત્રના નિયમ પ્રમાણે ખેતી કરે તો વધારે અને સારો પાક નીવડવાની આશા રહે છે.

## બીટરૂટની ખાંડ.

ઉપર લખ્યા પ્રમાણે ઇ. સ. ૧૭૪૭ માં મારગરેફે બીટ નામના કંદમાં ખાંડ રહેલી છે એવી શોધ કરી. શેરડીનો પાક તૈયાર થતાં જ્યારે લગભગ એક વર્ષ લાગે છે સારે બીટરૂટનો પાક પાંચ કે ૭ મહિનામાં તૈયાર થાય છે. જેવી રીતે શેરડીનો રસ એ રીતે કાઢવામાં આવે છે તેવીજ રીતે બીટરૂટનો રસ પણ એ રીતે કાઢવામાં આવે છે. બીટરૂટને છોલી કાપી માવો કરી રસ કાઢવામાં આવે છે. દર ૧૦૦ રતલ બીટરૂટમાંથી ૭ રતલ ખાંડ નીકળે છે અને દર વર્ષે બધું મળીને ૨૫ લાખ ટન બીટરૂટની ખાંડ ફ્રાંન્સ, બેલજીઅમ, રશિઆ અને જર્મનિમાં બને છે. હિંદુસ્તાનમાં પણ કેટલીક જગ્યાએ બીટરૂટ રોપવામાં આવે છે પણ તેનો ઉપયોગ માત્ર શાક ભાજી તરીકેજ થાય છે. બીટરૂટની લાલ અને સફેદ એવી બે જાત આવે છે, તેમાં ખાંડ બનાવવા માટે માત્ર સફેદ બીટરૂટજ વાપરવામાં આવે છે.

બજારમાં જે ખાંડ વિલાયતી કહેવાય છે તે બીટરૂટની ખાંડ છે અને મોરસ અથવા મોરસી નામે ઓળખાય છે તે શેરડીની ખાંડ છે. બીટરૂટની ખાંડનો વેપાર કેટલો વધ્યો છે તે નીચેના આંકડાઓ પરથી માલમ પડશે.

| ૬૬ વર્ષનો બીટનો પાક યૂરોપમાં. | | | ટન. |
|---|---|---|---|
| ૧૮૩૬–૩૯ | ૫૦,૦૦૦ ટન | ૧૮૭૦–૭૯ | ૧૨,૧૮,૦૦૦ |
| ૧૮૪૦–૪૯ | ૫૧,૦૦૦ ટન | ૧૮૮૦–૮૪ | ૧૯,૪૦,૦૦૦ |
| ૧૮૫૦–૫૯ | ૨,૪૫,૦૦૦ ટન | ૧૯૦૧–૦૨ | ૬૫,૦૫,૦૦૦ |
| ૧૮૬૦–૬૯ | ૫,૭૪,૦૦૦ ટન | | |

જુદા જુદા મુલકોમાં ઈ. સ. ૧૯૦૧–૦૨ માં બીટનો પાક કેટલો હતો તે તથા ૧૮૯૪–૯૫ થી ૧૯૦૦–૧૯૦૧ ના વર્ષ સુધીના સાત વર્ષનો સરાસરી બીટનો પાક નીચલા આંકડા પરથી માલમ પડશે.

| | પાક ૧૯૦૧–૦૨ | સાત વર્ષનો સરાસરી પાક. |
|---|---|---|
| | ટન. | ટન. |
| જર્મનિ | ૨૨,૬૭,૬૭૦ | ૧૭,૭૯,૧૧૦ |
| ફ્રાન્સ | ૧૧,૮૧,૦૫૦ | ૮,૪૫,૨૯૨ |
| આસ્ટ્રિયા હંગરી | ૧૨,૯૯,૧૫૪ | ૮,૨૨,૫૪૫ |
| રશિઆ | ૧૦,૮૨,૬૩૦ | ૭,૫૮,૫૬૬ |
| બેલજીઅમ | ૩,૪૪,૪૭૨ | ૨,૬૮,૯૯૨ |
| હોલાંડ | ૧,૯૬,૮૪૧ | ૧,૩૯,૨૧૮ |
| ઇટાલી | ૭૯,૭૨૧ | ૧૪,૦૭૭ |
| ડેનમાર્ક | ૫૬,૮૬૧ | ૪૭,૮૨૬ |
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૧,૮૦,૦૦૦ | ૫૯,૨૨૨ |
| બીજા દેશો | ૨,૫૭,૧૦૦ | ૧,૫૫,૮૯૪ |
| | ૬૯,૪૧,૪૯૯ | ૪૮,૯૦,૭૪૧ |

## તાડની ખાંડ.

ખજુરી, નાળિએરી વગેરે કેટલાક તાડના રસમાંથી પણ ખાંડ બનાવવામાં આવે છે. જેવી રીતે શેરડીના રસને ઉકાળી ગોળ બનાવવામાં

# ચર્ચાપત્ર.

મે. શાળાપત્રના અધિપતિ સાહેબ.

આપના માસિકમાં રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવનો "પ્રેમાનંદ" વિશેનો લેખ છપાય છે તેના સંબંધમાં આપના તરફથી એમ લખવામાં આવ્યું છે કે તે સાહિત્યપરિષદ્‌માં વંચાયો હતો. તે ખોટું છે. ગુજરાત સાહિત્ય સભા જેના પરિશ્રમથી ઉક્ત પરિષદ્ મળી હતી તે સભા વર્ષોવર્ષ ગુર્જર સાક્ષરોની જયંતી ઉજવે છે. આ જયંતીમાળામાં રા. કેશવલાલે પ્રેમાનંદ જયંતી વખતે "પ્રેમાનંદ" પર લેખ વાંચ્યો હતો. સાહિત્ય પરિષદ્‌નો રીપોર્ટ હાલમાં છપાય છે તેમાં આપના લખવાથી કોઈ વાંચકને એ લેખ પ્રસિદ્ધ થયો હોય એવી ભ્રાંતિ ન થાય માટે આ ચર્ચાપત્ર લખ્યું છે.

લી. અધીન સેવક,

મુંબાઈ. રણજીતરામ વાવાભાઈ મહેતા.

૭—૩—૦૬. ગુજરાત સાહિત્યસભાના પૂર્વના મંત્રી.

---

"ગુજરાત શાળાપત્ર" ના તન્ત્રી સાહેબ—

આપના ડીસેમ્બર ૧૯૦૫ ના અંકમાં સાક્ષર શ્રી નરસિંહરાવના લેખમાં ૩૭૩ મે પાને શિરોલિખિત વાક્ય વાંચતાં "કો'ને" ના પ્રયોગની શુદ્ધિ વિષે શકા થઈ.

જૂની ગુજરાતિમાં "કોણ" "કવણ" એ શબ્દ સર્વનામ તથા વિશેષણ તરીકે વપરાયેલા જોવામાં આવે છે. વળી સંસ્કૃતમાં "किम्" નાં રૂપો વિશેષણ તથા સર્વનામ તરીકે વપરાય છે.

પરંતુ હાલની ગુજરાતિ રૂઢિ "કોણ" અને તેનાં રૂપને વિશેષણ તરીકે કબૂલ રાખતી નથી અને સર્વનામ તરીકે કબૂલ રાખે છે, તે પણ ઘણું ખરૂં મનુષ્યનાં નામને બદલે જ.

રા. નરસિંહરાવ જેવા ભાષાશાસ્ત્રીના લેખમાં દોષનો સંભવ ન હોવાથી આપ અગર આપના સાક્ષર વાચકમાંથી કોઈ શંકાનું સમાધાન કરવા કૃપા કરશો તો ઉપકાર થશે.

ભાવનગર,
તા. ૧૧-૧-૦૬. } લા. શિક્ષક.

ચર્ચાપત્ર લખનારાઓને જવાબ—રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ 'શું—એ શું છે' એ મથાળા નીચે ગયા ડીસેમ્બર માસમાં અમે જે એમને પ્રત્યુત્તર આપ્યો છે તે સંબંધી લખી મોકલે છે. ગયા ડીસેમ્બર માસના શાળાપત્રમાં પૃ૦ ૩૬૯ થી પૃ૦ ૩૭૫ સુધીમાં રા. રા. નરસિંહરાવનું ચર્ચાપત્ર અને અમારો તે પર પ્રત્યુત્તર આપવામાં આવ્યાં છે, તેમાં બંને જણે પોત પોતાના અભિપ્રાય સ્પષ્ટ કર્યા છે. ફરીથી આ ચર્ચાપત્ર રા. નરસિંહરાવે જે લખી મોકલ્યું છે તેથી કંઈ વિશેષ હકીકત મળતી નથી, માટે અમે છાપ્યું નથી. જેમને વાંચવાની ઇચ્છા હોય તેમણે 'વસન્ત' માં વાંચવું.

---

# केळवणीखातानी खबर.

## જાહેર ખબર.

આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે ગુજરાતી નવી સુધારેલી વાચનમાળાની ત્રીજી ચોપડી સરકારે રીતસર મંજુર કરી છે, અને તે વાપરવાની સત્તા મળી છે. આ ઇલાકાની ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં ત્રીજા ધોરણમાં આજ સુધી જુની વાચનમાળાની ચોથી ચોપડી ચાલતી હતી તેને ઠેકાણે હવેથી એ ધોરણમાં આ ચોપડી ચલાવવી.

| | |
|---|---|
| ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની ઑફિસ, પુના; તા. ૨ ફેબ્રુઆરી ૧૯૦૬. | Sd./ P. Lory, for Director of Public Instruction. |

---

## જાહેર ખબર.

સિંધ પ્રાન્તમાં ઠઠ્ઠાની મ્યુનિસિપલ કન્યાશાળા માટે ટ્રેન્ડ ગુજરાતી શિક્ષક અસિસ્ટંટ તરીકે જોઈએ છે.

પગાર રૂા. ૨૦ ).

સિંધમાં ગર્લ્સ સ્કુલનાં ઇન્સ્પેકટ્રેસ સાહેબ ઉપર અરજી મોકલવી.

( તેમના પત્ર નં. ૯૮૪ તા. ૫-૩-૦૬ થી. )

એડિટર.

**ડ્રૉઇંગ-મેમરી** ડ્રૉઇંગ ફર્સ્ટ ગ્રેડ રૂા ૦-૪-૦ અને સેકન્ડ ગ્રેડ રૂા ૦-૬-૦ ફર્સ્ટ અને સેકન્ડ ગ્રેડના વિદ્યાર્થીઓ અને મહેતાજીઓ માટે.

૨૪ થી વધારે નકલ મંગાવનારને, સેંકડે ૨૫ ટકા કમીશન આપવામાં આવશે.

**કર્ત્તા-ઉસ્માન બચલ અને મહોબતસિંહ મોતીભાઈ, કાઠિયાવાડ મેલ ટ્રેનીંગ કૉલેજ, રાજકોટ.**

---

ભરૂચ જીલ્લાના મહેતાજીઓને વિનંતી જે અમોએ ભરૂચ ફતેપોર, દરૂવાજાપર સાળોપયોગી પુસ્તકોની સામાનની દુકાન ઉઘાડી છે. ભાવ કીફાયત; કમીશનમાં વધારો.પ્રસંગ પાડી ખાત્રી કરો.ભુ.સે.ભાઇલાલ છગનલાલભરૂચ

---

## પુસ્તકો વેચનારની મુખ્ય બે ઑફીસો.

શિક્ષકોને વિનંતી જે નવા ધોરણ મુજબની નવી ટેક્સ્ટ બુકો, ઈનામ તથા લાઇબ્રેરીમાં જોઇતી બુકસો, કિન્ડરગાર્ટન તથા ડ્રૉઇંગ બુકસો, ડ્રૉઇંગનો સામાન, મોટાં રંગીન નકશા અને કાપી બુકસો વિગેરે જોઇએ તે અમારી પાસેથી મંગાવશો. શિક્ષકોના ઓરડરપર પુરતું લક્ષ દઇ, સુચના મુજબ કામ કરી, સંતોષ ઉપજાવી, જાથુના ગ્રાહક કરવા માગીએ છીએ. ટેક્સ્ટ તથા ઇનામબુકસો લોટબંધ ખરીદી પુષ્કળ કમિશન આપવા માંડયું છે. આનાની ટીકીટ બીડી "સુચીપત્ર" મફત મંગાવી લો.

ધિરિચર-(મ. હા. આડતીઆ કૃત) આવૃત્તિ ૨ જી. ઘણાં શિક્ષકોએ આ પુસ્તક ખરીદી ઇંગ્રેજી ભાષાનું સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું છે. વ્યાકરણના નિયમો ક્રમવાર ગોઠવેલા હોવાથી વગર કંટાળે આનંદથી ઝટ શીખાય છે. માટે ઇંગ્રેજી શીખનારે તુરત મંગાવી લેવી. શીલકમાં થોડી પ્રતો રહી છે. કિ. રૂ. ૧-૪-૦.[illegible] ૧૭ પા. જુદું.

[illegible]-કાલબાદેવી રોડ. } મોતીલાલ મગનલાલ શાહ એન્ડ
અમદાવાદ-રીચીરોડ. } (સન્સ)તમામ જાતનાં પુસ્તકોવેચનાર.

---

વડોદરા અને કાઠી. એજન્સીમાં ઈ. તથા લાય. માટે મંજુર થએલ, નવાં ધોરણ પ્રમાણે શિષ્ય-શિક્ષક ઉભયને અતિ ઉપયોગી વ્યુત્પત્તિસાર ભા. ૧લો.કિ. ૦-૬-૦. વીશ ટકા. જયચન્દ બહેચર પ્રવેશક માસ્તર, જુનુંડીસા.

---

કિન્ડરગાર્ટન પદ્ધતિ ભા. ૧ લો-રૂસો, પેસ્ટાલોટ્ઝી અને ફ્રબલનાં જીવન સહિત પહેલી ત્રણ બક્ષિસો ખેલો, કવિતા, વાર્તા અને ૧૬૨ ચિત્રો સાથે. કિ. રૂ.૦ા. કર્ત્તા ઉસમાન બી. તથા મહોબતસિંહ એમ. ટ્રેનિંગ કૉલેજ, રાજકોટ.

## સૂચના.

આ પત્ર સબંધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નૉટપેડ કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક મારામાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળાખાતાના તેમજ બીજા ગૃહસ્થો કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલશે તો તે પણ યોગ્ય અવકાશે ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાય બીજી ટિકટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે; પોસ્ટેજ માફ. છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના; પદરના ખર્ચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરોને ટપાલખર્ચ સાથે રૂ. ૦-૧૨-૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલ પાને રૂ. ૧ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

**☞ હવેથી જાહેરખબરોના ભાવમાં નીચે પ્રમાણે ફેરફાર કર્યો છે, તે તરફ સૌનું ધ્યાન ખેંચીએ છીએ:—**

જાહેરખબરો છાપવાના ભાવ.

રૂ. લીટી.
૧... ... ... ... ... ૨
દસથી વધારે લીટીઓ માટે રૂ. ૦)॥
ની લીટીઓ ત્રણ મગાવે.
બાર માસ લગી લાગલાગટ છપાવે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછી-
ના અગીઆર માસ લગી ડું ગણો
ચાર્જ પડશે. ૭ માસ માટે પહેલે
મહિને પૂરો ચાર્જ, અને પછી દરેક
માસે ડું ચાર્જ લેવાશે.

**શાળાપત્રની સાથે કોઈ પણ હેંડબિલ વહેંચવામાં આવશે નહિ.**

---

અંક ૫ મો. પુસ્તક ૪૫ મું.

# The Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

મે ૧૯૦૬.

## અનુક્રમણિકા.



(કેળવણીખાતાના હુકમથી.)

અમદાવાદ.
"યુનાઇટેડ" પ્રિન્ટિંગ પ્રેસ.
(વર્ષે દ૦ સ્વાધીન રાખ્યા છે.)

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૫ મું.          મે ૧૯૦૬.          અંક ૫.


# માસ.

રૉયલ એશિઆટિક સોસાઇટિની મુંબઈની શાખા આગળ અકબરના મરણ વિષે મિ. આર. પિ. કર્કરિયાએ વાંચેલા નિબંધનો સાર—

અકબર બાદશાહના મરણ વિષે ફારસી ગ્રન્થકર્ત્તાઓ હિંદુ અને યુરોપીઅન ગ્રન્થકર્ત્તાઓથી જુદા પડે છે. શિવાજીનો ઉત્સવ ઉજવવામાં આવે છે તે કરતાં આ મહાન્ બાદશાહનો ઉત્સવ ઉજવવાની વધારે જરૂર છે. હાલ ઐક્ય વિષે સર્વત્ર વાત ચાલી રહી છે તે પ્રસંગે, જે બાદશાહ શિવાજીની પેઠે માત્ર એક જાતિને પ્રિય નહોતો, પરંતુ હિંદુ, મુસલમાન, શીખ, પારસી, અને બુદ્ધધર્મી સર્વનો પ્રિય હતો અને સર્વ જાતિમાં ઐક્ય ફેલાવવાને જેણે ઘણો પ્રયત્ન કર્યો હતો, તે બાદશાહની જયન્તી જાહેર રીતે ઉજવવા જેવું બીજું કંઈ યોગ્ય નથી. એના મરણ વિષે ખરી હકીકત પ્રકાશમાં લાવવી એને ઉત્સવનું એક અંગ સમજવું. ઇતિહાસકારોએ એ બાબત પર હજી સુધી યોગ્ય પ્રકાશ પાડ્યો નથી. એ બનાવ વિષે અકબરના મહાન્ ઇતિહાસલેખકોએ કંઈ વર્ણન કર્યું નથી; કેમકે તે બધાઓ, નિઝામુદ્દીન, બદોનિ, અને અબુલ ફઝલ, અકબર પહેલાં મરણ પામ્યા હતા. માત્ર અસદ બેગ અને જહાંગીર જેવા ઊતરતા લેખકોના લખાણથી આપણે સંતુષ્ટ થવાનું છે. એમનાં લખાણોજ ટીકા વગર એલ્ફિન્સ્ટન, કાઉન્ટ ડી નોર, મૅલેસન, કીન અને બીજા અર્વાચીન ઇતિહાસકારોએ કબુલ રાખ્યાં છે. અસદ બેગ જહાંગીરનું લખાણ ઉતારે છે; પણ જહાંગીરના લખાણમાં બહુ વિશ્વાસ રાખવો યુક્ત નથી. લેખાણથી લખે છે તોપણ તે પિતાની માંદગીનું કારણ આપતો

નથી. તેને આપચો થયો એટલુંજ તે કહે છે; પણ આપચાની અસર કંઇ લાંબો વખત પુહોંચી નહિ હોય અને તે કંઈ સામાન્ય રીતે નાશકારક નથી. વળી તે કહે છે કે દરબારના હકીમે ભૂલ કરી હતી અને આઠ દિવસ લગણ દવા આપી નહોતી. આટલું છતાં પણ જહાંગીરે તેને માફ કર્યો હતો. આ ઉપરથી વ્હીલર નામનો ઇતિહાસકર્ત્તા એવો મજબૂત શક લાવે છે કે જહાંગીરે એ હકીમની મારફત અકબરને ઝેર દેવડાવ્યું; કેમકે તેનાં સામાન્ય લક્ષણથી એ શકને પુષ્ટિ મળે છે. પણ જહાંગીરનાં લક્ષણથી એવું અનુમાન બાંધવું યુક્ત નથી. તે આળસુ અને નબળા મનનો વિષયાંધ રાજા હતો; પરંતુ બાપનું ખૂન કરે એવો ઘાતકી, દુષ્ટ પુરુષ નહોતો. 'ખરેખર' આવું ભયાનક તહોમત તેને શિર લાદવું ઉચિત નથી.

અકબરના મરણ પછીનાં સો વરસમાં જે બે યુરોપીઅનો હિંદુસ્તાનમાં હતા તેમના લખાણ પરથી તેના મરણની ખરી હકીકત પર ઘણો પ્રકાશ પડે છે. શાહજહાન અને ઔરંગઝેબના મુગલ દરબારમાં અડતાળીસ વરસ લગણ મૅન્યુક્કિ નામનો વેનિસનો દાક્તર હતો, તેણે તે દરબારનું પોર્ટુગીઝમાં વર્ણન કર્યું છે. આ લિખિત ઐતિહાસિક પુસ્તકને આધારે ફાધર કૅટ્રન નામના જેસુઇટે મુગલ બાદશાહના ઇતિહાસનું એક પુસ્તક રચ્યું અને તે પારિસમાં ઇ. સ. ૧૭૦૮ માં છપાવ્યું. મૅન્યુક્કિનું પોર્ટુગીઝ ભાષામાં લખેલું મૂળ પુસ્તક પારિસ અને વેનિસનાં પુસ્તકાલયોમાં બંગાળાની મુલકી નોકરીના મિ. ઇર્વિને થોડો વખત થયાં શોધી કાઢ્યું છે અને હિંદુસ્તાનની સરકાર માટે તે ચાર અંકમાં પ્રકટ કરવામાં રોકાયલો છે. પોતાના ઐતિહાસિક વર્ણનમાં મૅન્યુક્કિએ મુગલોના દરબારી ઐતિહાસિક પુસ્તકનો ઉપયોગ કર્યો છે. પણ એ પુસ્તકથી પણ જૂનું અને લગભગ અકબરના સમયમાંજ પ્રસિદ્ધ થયલું યુરોપિઅન વિદ્વાનને હાથે લખાયલું પુસ્તક છે. જોહાનીસ ડી લેટ નામના એક ડચનું લખેલું તે વિરલ પુસ્તક છે; તેનું નામ 'ડી મૅગ્નિ મોગોલિસઇંપેરિયો' છે ને તેને ૧૬૩૧ માં પ્રસિદ્ધ એલ્ઝીઓઇરે લેડનમાં લૅટિનમાં પ્રકટ કર્યું હતું. જ્યાંસુધી સર રોપર લેથબ્રિજે ઇતિહાસકર્ત્તાનું ધ્યાન એ પુસ્તક પર ખેંચ્યું ત્યાં- ૬
સુધી મુગલ બાદશાહના ઇતિહાસલેખકો એ પુસ્તક જાણતા નહોતા. તે કહે છે કે: "હિંદુસ્તાનના કોઈ પણ અર્વાચીન ઇતિહાસકર્ત્તા એ પુસ્ત-

કની મદદ લેતા નથી. તેનું કારણ એ છે કે એની નકલ મેળવવી મુશ્કેલ છે. ઇંગ્લંડ કે હિંદુસ્તાનમાં બારીક શોધ કર્યા છતાં પણ બીજી નકલ બજારમાં કે ખાનગી વિદ્યાલયમાં મળતી નથી, તેથી ( કલકત્તામાં ) જે નકલ મેં વાપરી છે તે એકજ નકલ છે એમ ખાતરીપૂર્વક માનવામાં હું ભૂલ કરતો નથી.' મિ. કંકેરિયાએ કહ્યું કે એ પુસ્તકની બીજી નકલ મને યુરોપથી મળી આવી છે. આ વાત મેં સર રોપરને કહી એટલે તેણે હક્લ્યૂટ સોસાઇટિ માટે એ પુસ્તકની આવૃત્તિ છાપવામાં ને ભાષાન્તર કરવામાં અને સાથે ઉદ્યોગ કરવા કહ્યું. ડી લેટનું પુસ્તક મુગલ બાદશાહીના સર્વોપરિ સત્તાના સમયના ઇતિહાસ અને સ્થળનું વર્ણન લખવામાં ઘણું કીમતી છે અને તે સમયના કેટલાક વિષય પર સારો પ્રકાશ પાડે છે.

આવા પ્રકાશ પામેલા વિષયોમાંનો એક અકબરનું મરણ છે. ઇ. સ. ૧૬૨૦ માં ડચ ઇસ્ટ ઇંડિયા કંપનિનો પીટર વેન્ડન બ્રોક સુરતમાં ડિરેક્ટર હતો. તેણે ડી લેટને ઐતિહાસિક વૃત્તાન્ત પુરો પાડયો છે. અકબરનું મરણ ઇ. સ. ૧૬૦૫ માં થયું અને પીટર વેન્ડન બ્રોક ઇ. સ. ૧૬૨૦માં સુરતમાં હતો, એટલે અકબરના મરણ પછી થોડે વર્ષે તે હિંદુસ્તાનમાં હતો. બ્રોકને મુગલોનાં દરબારી ઐતિહાસિક પુસ્તક જેમાં સત્ય વૃત્તાન્ત વર્ણવાતા હતા તે જોવાનો પ્રસંગ હતો અને તેમાંથી તે ઐતિહાસિક હકીકત લખી લેતો હતો. મેન્યુક્રિએ એજ દરબારી પુસ્તકનો પોતાના ઐતિહાસિક પુસ્તકમાં ઉપયોગ કર્યો હતો. બ્રોકના વૃત્તાન્તમાં અકબરનું મરણ વર્ણવ્યું છે તે પરથી સમજાય છે કે બાદશાહે ભૂલથી ઝેર પી જઈ પોતાનું મરણ નિપજાવ્યું. એમ જણાય છે કે તેને છેલ્લા વખતમાં દરબારના અપ્રિય ઉમરાવોનું શાન્ત રીતે કાસળ કાઢવાની ટેવ પડી હતી. પોતે ઝેર વિનાની ગોળીઓ ગળતો ને તેમને પોતાની રૂબરૂ ઝેરવાળી ગોળીઓ ગળાવતો. આ રીતે સિંધમાં ઠઠ્ઠાના ગવર્નર ગાઝીખાનને મારી નાંખવાનો તેનો ઇરાદો હતો; પણ કમનસીબને લીધે ભૂલથી તેને ઝેરવાળી ગોળી આપવાને બદલે ઝેર વિનાની ગોળી આપી ને પોતે ઝેરવાળી ગોળી ગળી ગયો. આ રીતે અજાણતાં તેણે આત્મઘાત કર્યો ને પોતાનું મરણ નિપજાવ્યું; આ પ્રમાણે અકબરના મરણની ગૂઢ બાબત જાહેરમાં આવે છે. ફારસી લેખકો ખુશામતીઆ હતા તેથી આ વાત છૂપી રાખી હતી; કેમકે તેથી અકબરના નામને ક-

લેક લાગે. યુરોપિયન લેખકોને સત્ય વાત છૂપી રાખવાનું આવું કારણ ને હોવાથી ખાનગી દરબારી ઐતિહાસિક પુસ્તકમાં જેવી હકીકત તેમને માલમ પડી તેવી છાપી. બ્રોક, ડી લેટ અને મૅન્યુક્કિ કૅટ્રૂનના વર્ણવેલા વૃત્તાન્તને સર ટૅામસ હર્બર્ટે નામના એક બીજા ગૃહસ્થ તરફથી પુષ્ટિ મળે છે. તેણે હિંદુસ્તાનમાં મુસાફરી કરી હતી અને ઇ. સ. ૧૬૨૭-૨૮ થી તે આગ્રામાં હતો. વળી રજપૂત ઇતિહાસો જે આ કોઈ પુસ્તકના આધાર વગર સ્વતન્ત્ર રીતે લખાયા છે તે પણ બાદશાહના આ મરણને પુષ્ટિ આપે છે. ટૉડે રાજસ્થાનમાં આપેલા બુંદીરાજ્યનાં ઐતિહાસિક પુસ્તકોમાં એમ લખ્યું છે કે અકબરની ઇચ્છા પોતાની રજપૂત રાણીના ભાઈ રાજા માનસિંગને મારવાની થઈ, પણ ભૂલથી પોતે ઝેર પી ગયો અને એ રીતે અપકીર્ત્તિથી મરણ પામ્યો.

આ બધા વૃત્તાન્તો પરથી એટલુંજ અનુમાન થાય છે કે ઝેરની વાત સત્ય છે; જોકે એ માનવી આપણને ગમતી નથી. પણ અકબરના રાજ્ય વિષે માત્ર ફારસી સિવાય બીજાં તે સમયનાં લખેલાં મૂળ પુસ્તકોના ઊંડા અભ્યાસથી મને ખાતરી થઈ છે કે મહાન્ અકબર બાદશાહનો સ્વભાવ વૃદ્ધાવસ્થામાં બગડયો હતો; અને છેવટના ભાગમાં ન છાજે એવાં કેટલાંક અયોગ્ય કામો તેણે કીધાં છે. આ ઉપરથી જણાશે કે ગમે તેવો મોટો હતો તોપણ અકબર તે સમયના આપ અખત્યારી બાદશાહીના પાશમાં કોઈક વખત સપડાયા વિના રહ્યો નહિ.

---

**કનાલ અને ટનલોની યોજના**—કૃત્રિમ ખાડીને કનાલ કહે છે અને ડુંગર ખોદી વચ્ચેથી કાઢેલા કે નદીની નીચે જમીનની અંદરથી કાઢેલા માર્ગને ટનલ કહે છે નવીન દેશો શોધી કાઢવાનો જમાનો બહુધા ગયો છે. હજી પણ ધ્રુવ પ્રદેશ આગળ નવા પ્રદેશોનું સંશોધન જારી છે, પરંતુ બહુધા એવું સંશોધન થઈ ચૂક્યું છે એમ કહી શકાય. ભવિષ્યની ભૂગોળમાં ઇજનેરોની યુક્તિ અને ચાતુર્યથી ઘણો ફેરફાર થશે. કુદરતના સ્વરૂપમાં ફેરફાર કરવાનું કામ ઇજનેરોની બુદ્ધિએ ચાળીસ વર્ષથી આરંભ્યું છે ને વીસમા સૈકામાં એવો ઘણો ફેરફાર જોવામાં આવશે. ઇજનેરોના સાહસ

અને અસાધારણ બુદ્ધિબળથીજ મૅન્ચેસ્ટર શિપ કનાલ, કૉરિન્થ કનાલ અને સ્વેઝ કનાલ થઈ છે; તેમજ તેમની અદ્દભુત ચતુરાઈથીજ જંગી રેલ્વેઓ, કૅનેડિઅન-પાસિફિક રેલ્વે, ટ્રાન્સ સાઇબીરીઅન રેલ્વે, અને કેપ ઑવ્ ગુડ હોપથી કૅરો સુધીની રેલ્વે જે હજી થોડી બંધાયલી છે તે, યોજાઈ છે. ઇજનેરોએ ખંડો એકઠા હતા તેને છૂટા પાડયા છે અને સમુદ્રો એકઠા હતા તેને જુદા કર્યા છે. સ્વેઝ કનાલ ખોદવાથી ભૂમધ્ય સમુદ્ર દુનિયાના વ્યવહારનો મુખ્ય માર્ગ થઈ પડયો છે અને તેથી આફ્રિકા દ્વીપકલ્પ હતો તે દ્વીપ-ખંડ થયો છે. કીલ કનાલથી બાલ્ટિક સમુદ્ર અને ઉત્તર સમુદ્ર ( નૉર્થ સી ) વચ્ચે વ્યવહાર ઉઘડયો છે અને જર્મન નૌકાસૈન્યને તે ઘણો અગત્યનો છે. એ કનાલ ખોદવાથી ડેન્માર્ક દ્વીપ થયો છે. ગયા વર્ષના આરંભમાં આલ્પ્સમાંથી સિમ્પ્લન ટનલ ખોદી છે. નાઈલનો પુસ્તો એક ભારે ઇજનેરી કામ છે ને એ બાંધવાથી ઇજિપ્તને ઘણો લાભ થયો છે. થોડા મહિના પર દુનીઆમાં સુપ્રસિદ્ધ અને રમણીય વિકટોરીઆના ધોધવા આગળ ઝામ્બીઝી નદી પર એક સુશોભિત પૂલ બાંધવામાં આવ્યો છે. બે કરોડ ને ત્રીસ લાખ × ડોલરને ખરચે કાલિફૉર્નિઆમાં ઓવેન્સ નદીનો માર્ગ બદલી લૉસ એન્જેલેસ શહેરને પીવાનું પાણી પૂરૂં પાડવામાં આવ્યું છે. થોડાં વર્ષમાં પનામા કનાલ પણ તૈયાર * થશે. ઇ. સ. ૧૯૦૩ માં યુનાઇટેડ સ્ટેટસની સરકારે પનામાના પ્રજાસત્તાક રાજ્ય જોડે કોલકરાર કર્યા અને એ રાજ્યને નવ વર્ષ પછી પ્રતિવર્ષ સવા કરોડ ડોલર આપવા કબુલ કર્યું. જ્યારે પનામા કનાલ પૂરી થશે ત્યારે આટ્લાન્ટિક ને પાસિફિક સમુદ્રો જોડાઈ જશે અને દક્ષિણ અમેરિકા દ્વીપ થશે. પરિણામ ઘણાં ભારે થશે અને કોલંબસની અમેરિકાની મહાન્ શોધ પણ આ ઇજનેરી યુક્તિ, જેથી ડેરિયન ને પનામાના આખાનો કૃત્રિમ રીતે જોડાઈ જશે, તેની આગળ કંઈ નથી. પાંચ વર્ષની અંદર બૉલ્ટિક અને કાળા સમુદ્રને જોડનારી એક કનાલ થશે. બૉલ્ટિક પર રાઇગાથી કાળા સમુદ્ર પર ખર્સન લગણ એ કનાલ જશે. આ પ્રમાણે એ કનાલ

× ૧ ડોલર=૪ શિ. ૨ પે.

* ગુજરાત શાળાપત્ર ૪૨ પુ. નાં ૩૨૯-૩૧ પૃ૦ જુઓ.

એક હજાર માઇલ લાંબી થશે અને તેનો ખર્ચ દસ કરોડ પાંઉડ થશે. બીજી કનાલો ખોદવાની પણ યોજના છે. એક એઝૉવના સમુદ્રથી ડૉન નદી ઉપર રૉસ્ટૉફ સુધી, બીજી કાળા સમુદ્રથી કાસ્પિયન સમુદ્ર સુધી અને ત્રીજી કાસ્પિયન સમુદ્રથી એરલના સમુદ્ર લગણુ. આ યોજના અમલમાં આવે તો કાસ્પિયનના નૌકાસૈન્યને કાળા સમુદ્રના નૌકાસૈન્યની મદદ મળી શકશે અને એ એક કે બંને કનાલ પૂરી થવાથી ઇરાન અને મધ્ય એશિઆમાં રશિયાનું બળ વધી પડશે. એલ્બ, વીસર અને રાઇનનાં પાણીને પણ ખાડીથી એકત્ર કરવાની યોજના છે, તેમજ ઑસ્ટ્રિઆમાં ઓડર, મોલ્ડો, અપર એલ્બ, વિસ્ચુલા ને નીસ્ટરને પણ ખાડીથી જોડવાનો વિચાર છે. બૉલ્ટિક સમુદ્રથી એડ્રિઆટિક સમુદ્ર સુધી જળમાર્ગ કાઢવાની ઘણી ભારે યોજના પણ કેટલાકે કરી છે. દક્ષિણ અમેરિકામાં આમેઝૉન, પરાના અને ઓરિનોકોને એકત્ર કરવાની યોજના ચાલે છે. આ ઘણું સાહસિક કામ છે; પણ એથી મૉન્ટેવીડીઓ પૅરા સાથે અને વેનિઝુએલા આર્ગેન્ટિના સાથે સંબંધમાં આવશે. ચિલિ અને પેરૂ સિવાય દક્ષિણ અમેરિકાના દરેક રાજ્યને એથી લાભ થશે.

## રેલ્વેની યોજનાઓ.

એક ખંડના એક છેડાને બીજા ખંડ સાથે ઇજનેરોની ચાતુરી કેવી રીતે જોડી શકે તે ટ્રાન્સ સાઇબીરીઅન રેલ્વે, કનેડિયન પાસિફિક રેલ્વે અને મધ્ય પાસિફિક રેલ્વેથી જણાય છે. મુંબઇથી બલુચિસ્તાન, ઇરાન અને ઉત્તર અરબસ્તાનને માર્ગે થઈ કેરો અને ભૂમધ્ય સમુદ્ર સુધીની રેલ્વેથી હિંદુસ્તાન યુરોપ સાથે પ્રત્યક્ષ રેલ્વે માર્ગે જોડાશે. હાલ અમેરિકામાં પૂર્વ પશ્ચિમ બે મોટી રેલ્વેઓ છે. ઉત્તરથી દક્ષિણ સુધી રેલ્વે બાંધવાની યોજના ચર્ચાય છે. પૅન અમેરિકન લાઇનથી એલાસ્કા પાટાગોનિઆ સાથે જોડાશે.

## ભવિષ્યની ટનલો.

ઘણી ટનલોની યોજના થઈ છે. તેમાં સર્વથી વધારે સાહસિક બેહરિંગની સામુદ્રધુનીની નીચેથી ટનલ ખોદી એશિઆ અને અમેરિકા ખંડને જોડવાની યોજના છે. આ યોજના અમલમાં આવે ત્યાંસુધી ટ્રાન્સ સાઇબીરિયન રેલ્વેને કનેડિયન પાસિફિક રેલ્વેની શાખાઓ જોડે એકલ સ-

શેવરેંગમાં ચાલે છે એવા મોટા મછવાઓથી સાંધવાની યોજના છે. એ મોટા મછવાઓ ટ્રેનને સામુદ્રધુનીની પાર ઉતારશે. બેહરિંગ સામુદ્રધુની પર પૂલ બાંધી યૂરોપ અને અમેરિકા વચ્ચે એશિઆને માર્ગે વ્યવહાર દાખલ કરવાની યોજના પર સેંટપીટર્સબર્ગ અને પારિસ તેમજ ન્યૂયૉર્કના ધનાઢ્ય પુરુષોનું લક્ષ ખેંચાયું છે અને એ પ્રયત્ન સફળ થવાનો સંભવ છે. વળી પ્રિન્સ એડ્વર્ડ ટાપુથી ન્યુ બ્રન્સ્વિક લગણ ટનલ ખોદવાની યોજના પણ થઈ છે. ડોવરની સામુદ્રધુનીની અંદરથી ટનલ ખોદવાની યોજના વળી પાછી વિચાર પર લેવાય છે. ઇ. સ. ૧૮૮૨ માં ઈંગ્લંડ તરફની બાજુએ ૨,૦૨૬ વાર ટનલ ખોદાઈ હતી, પણ બોર્ડ ઑવ્ ટ્રેડના હુકમથી એ કામ બંધ રહ્યું, તે ફરી શરૂ થયું નથી. એ કામમાં ઇજનેરી હરકત કોઈ પ્રકારની નથી, માત્ર પાર્લમેંટની મંજુરી મળવાનીજ જરૂર છે.

---

**ભૂગોળ સાથે ઇતિહાસનો સંબંધ**—આ વિષય ઉપર અમે શાળાપત્રના પુ. ૪૨ પૃ. ૩૨૧–૨૯ તેમજ ૨૬૫–૭ માં ઘણું લખ્યું છે. એ વિષે જે થોડા વિચાર 'ટીચર્સ એઇડ' નામના ચોપાનીઆમાં આવ્યા છે તે અત્ર આપ્યા છે.

પ્રજાનું સ્વરૂપ દેશ પરથી બંધાય છે, એ વાક્ય કેવું વિચારપરિપૂર્ણ છે! દુનીઆનો નકશો જોઈશું તો અનેક દાખલા એવા માલમ પડશે કે જ્યાં કુદરતી સ્વરૂપથી ભિન્ન ભિન્ન પ્રજાની મર્યાદા બંધાઈ છે. નાઈલ નદીનો ફળદ્રુપ પ્રદેશ સહારા અને ન્યૂબિઆનાં રણથી છૂટો પડે છે તેથી ઇજિપ્તની અદ્ભુત ઇતિહાસવાળી સુધરેલી પ્રજા ઉત્પન્ન થઈ છે. આસપાસ બળવાન્ પ્રજા છે તોપણ આલ્પ્સ પર્વતને લીધે સ્વિટ્ઝર્લૅંડ સ્વતન્ત્રતા જાળવી રહ્યું છે. એજ આલ્પ્સથી ઇટાલિની પ્રજા ઉત્તર તરફ વધતી અટકી છે. સમશીતોષ્ણ કટિબંધની પ્રજા ચાલાક હોય છે, ત્યારે ઉષ્ણ કટિબંધની વૈભવ અને વિલાસમાં મગ્ન થયલી હોય છે. એ કટિબંધોમાંના દેશોમાં પણ કુદરતી સ્વરૂપથી પ્રજાનું સ્વરૂપ ભિન્ન ભિન્ન રીતે ઘડાય છે. જે દેશમાં લોકો વસતા હોય તે દેશના કુદરતી સ્વરૂપ પ્રમાણે તેમની રહેણી અને બુદ્ધિ

જોવામાં આવે છે. જ્યાં ઋતુ અને સૃષ્ટિસૌન્દર્ય ઉલટા પ્રકારનું હોય છે ત્યાંના લોકોના સ્વભાવ અને ઇતિહાસ પણ ઉલટા જણાય છે. ગ્રીસ અને હિંદુસ્તાનના સુધારામાં આજ કારણથી ઉલટાપણું દેખાય છે. ગ્રીસમાં પર્વત, નદી, વગેરે કુદરતી દેખાવો ભયંકર નથી. લોકોમાં ભયને બદલે તેઓ વિશ્વાસ ઉત્પન્ન કરે છે. પર્વતો પર ચઢી શકાય એવા છે, નદીઓ ઓળંગી શકાય એવી છે. એમ લોકોને પોતાની શક્તિને વિષે વિશ્વાસ ઉત્પન્ન થાય છે અને તેમને વિષે જિજ્ઞાસા પ્રદીપ્ત થાય છે; અને જિજ્ઞાસાજ જ્ઞાનનું મૂળ છે તેથી ગ્રીક લોકો વિદ્યા માટે દુનીઆમાં પ્રખ્યાત થયા અને એજ કારણથી તેમનાં પુરાણોમાં કંઈ ભયાનક જોવામાં આવતું નથી. પ્રાચીન દેવલોનાં ખંડીઅરો પરથી પણ એમ જણાય છે કે તે નાનાં અને નકશીદાર મકાનો હતાં અને તેને બાંધનાર કળામાં ઘણા કુશળ હતા. એથી ઉલટું હિંદુસ્તાનમાં કુદરતનું સ્વરૂપ બહુ મોટું છે. પર્વતો ઘણા ઊંચા છે ને તેમનાં શિખરો હિમથી ભરપૂર છે, નદીઓ મોટી છે, જંગલો ગહન છે. આવાં ભયાનક કુદરતી સ્વરૂપથી અસલની ત્યાંની પ્રજા વિસ્મિત થાય અને આપણી શક્તિ એના મોં આગળ શા હિસાબમાં એવા વિચાર તેનામાં ઉત્પન્ન થાય તો તેમાં શી નવાઈ! આજ કારણથી તેના પુરાણોમાં ભયની વાતો વિશેષ છે અને જેવું કુદરતનું સ્વરૂપ મોટું છે તેવું અસલના દેવલોનું પણ વિશાળ છે. વળી લોકોના સ્વભાવ વિષે વિચાર કરીશું તો માલમ પડશે કે તે પણ કુદરત પરથીજ ઘડાયો છે. એ પ્રજાના મુખ્ય બે વિભાગ થઈ શકે છે—૧ ઉત્તર મેદાનના અને ૨ ડુંગરના અને દક્ષિણ દ્વીપકલ્પના. પ્રથમ વિભાગના લોકો આર્યન છે, પણ બીજા વિભાગના જુદીજ જાતના છે. તેઓ શ્યામ વર્ણના અને ઊતરતા બાંધાના છે. આર્યન લોકો ઉત્તર તરફથી આવ્યા છે અને દેશના સ્વરૂપથી એ લોકોના ઇતિહાસ પર અસર થઈ છે એ તો ખુલ્લુંજ છે.

માત્ર વાયવ્ય કોણથીજ દેશમાં આવવું સહેલું હોવાથી તેજ માર્ગે પરદેશીઓ આવ્યા છે, દેશ સુંદર જોઈ ત્યાં વસ્યા છે ને મૂળ વતનીઓને ડુંગરોમાં હાંકી કાઢ્યા છે. ઓછા શ્રમે પુષ્કળ પાકે એવા ઉત્તમ દેશમાં વસવાથી તેઓ વિલાસી અને નિરુદ્યમી થયા અને મૂળની શક્તિ ખોઈ બેઠા. આ કારણથી તેમના ઉપર પણ ઉત્તર તરફથી જ્યારે શત્રુનાં ટોળાં

આવ્યા ત્યારે તેઓ પોતાનું રક્ષણ કરી શક્યા નહિ. આમ ક્રમે ક્રમે અનેક પ્રજા દેશમાં આવી વસી અને તેની અસર ઇતિહાસ પર થઈ તે સ્પષ્ટ છે.

બેદૂઇન આરબો તરફ નજર કરશો તો ઘણે ભાગે તેમના દેશમાં રેતીનાં રણ માલમ પડશે. આજ કારણથી આરબ લોકો ભટકતા, નિર્ભય, ઉદાર અને આગતાસ્વાગતા કરવામાં કુશળ છે. પણ અરબસ્તાનના કિનારા પર અને આફ્રિકાની ઉત્તરમાં તેઓ સ્થાયી વતની થયા છે. વળી એજ લોકોની એક શાખા સ્પેનમાં રસાળ પ્રદેશ ઍન્ડેલૂશિઆમાં વસી અને ત્યાં તેણે સુંદર શહેરો વસાવ્યાં અને દેવળો ને મહેલો બાંધ્યાં. ત્યાં તે સુધારામાં ઘણી આગળ વધી અને સમગ્ર યુરોપની પ્રજા તેના જ્ઞાનથી વિસ્મિત થઈ હતી. સ્પેન અને અરબસ્તાનમાં એકજ પ્રજાની શાખાઓ હતી, પણ ભિન્ન કુદરતી સ્વરૂપથી તેમના ઇતિહાસમાં કેવો ફેરફાર થયો!

સ્પેનના લોકો પ્રથમ નવી દુનીઆ શોધી કાઢી ત્યાં જઈ વસ્યા. ઘણા દક્ષિણ અમેરિકાના વિશાળ પૅમ્પસ નામના મેદાનમાં વસ્યા. પણ પરિણામ શું થયું? મૂળ વતનમાં તેઓ શાન્ત રીતે ધંધો કરી પોતાનો નિર્વાહ કરતા હતા, પણ અહિં વિશાળ મેદાનથી લલચાઈ બેદૂઇન આરબોની પેઠે ભટકતા થયા છે. પણ દક્ષિણ અમેરિકાનો પ્રદેશ ચીન જેવો હોત તો કેવો નવા પ્રકારનો ઇતિહાસ વર્ણવવો પડત!

ચાઇનાના રાજ્યમાં દુનીઆના અન્ય પ્રદેશોથી નિરાળી પ્રજા વસે છે. એશિઆના અન્ય ભાગોથી દેશને છૂટો પાડનારા મોટા પહાડો અને મેદાનો નહોત તો દેશનો ઇતિહાસ નવોજ થાત. પર્વત અને મેદાનની આ સીમાથી બે પ્રકારની અસર થઈ. આથી ચીનની પ્રજા બહાર જતી અટકી, તેમજ બહારની પ્રજાઓ અંદર આવતી અટકી. આથી આ મોંગોલીઅન પ્રજા નિરાળીજ બની. તે સુધારામાં આગળ વધી; પણ તે સુધારો ખાસ પ્રકારનો થયો. વળી ચીનના અંદરના ભાગોના કુદરતી સ્વરૂપથી પણ તેના વિચિત્ર ઇતિહાસના સ્વરૂપને મદદ મળી. મોટી મોટી નદીઓના પ્રવાહથી દેશ ઘણો રસાળ છે અને ધાન્ય, વસ્ત્રાદિ જે જોઈએ તે સર્વ કુદરત લોકોને પૂરૂં પાડે છે. આથી દરીઆને માર્ગે વેપાર કરવાની કે જમીનને માર્ગે પર્વતો ઓળંગી આગળ જવાની તેમને જરૂર રહી નહિ.

લોકોમાં એકાંત જીવન ગાળવાની વૃત્તિ સ્વાભાવિક બંધાઈ, અને હજી પણ તેઓ જૂના રિવાજને વળગ્યા રહે છે ને સુધારો થતો નથી તેનું એજ કારણ છે. નદીના રસાળ પ્રદેશથી લોકોમાં સ્વદેશને માટે પ્રેમ પ્રેરાય ને શાંત ખેતીનો ધંધો કરવાનું મન થાય એ સ્વાભાવિક છે. એથી ઉલટું ઓછા ફળદ્રુપ પ્રદેશથી પ્રજાને પરદેશ ભટકવાની વૃત્તિ થાય ને સ્વતન્ત્રતાના વિચાર તેનામાં પ્રેરાય એ પણ ખુલ્લું જ છે. ગમે તે દેશ તરફ નજર કરીશું તોપણ તેનો પૂર્વ ઇતિહાસ, તેની પ્રાચીન ઉન્નતિ કે અવનતિ તેના કુદરતી સ્વરૂપ સાથે સંબંધ ધરાવે છે એમ માલમ પડ્યા વિના રહેશે નહિ.

---

**બાલસ્વભાવનો અભ્યાસ**—થોડાં વર્ષ થયાં શિક્ષકના ધંધામાં આ ઘણો ઉપયોગી વિષય થઈ પડ્યો છે. યુનાઇટેડ સ્ટેટ્સ અને ઈંગ્લંડમાં એ વિષય પર માનસશાસ્ત્રીઓએ પ્રયોગ કરવા માંડ્યા છે. એ વિષય પર ચોપાનીઆં લખાય છે. એ વિષયનું સંશોધન કરવામાં ફ્રોબેલ, પ્રેયર, પ્રૉફેસર અર્લ બાર્ન્સ, સલિ અને ડૉ. સ્ટૅન્લિ હૉલનાં નામ પ્રસિદ્ધ છે. એમણે બાળકોની ઇચ્છા, લાગણી અને વિચાર વિષે સંશોધન કર્યું છે. એ ઉપરથી એવું માલમ પડયું છે કે માનસિક શક્તિ, મનોવૃત્તિ અને કેટલેક અંશે શારીરિક બંધારણમાં બાળક પુખ્ત ઉમ્મરનાં મનુષ્યથી તદ્દન જુદુંજ પડે છે. કલ્પના અને કલ્પિત વાર્તાઓ તેના મનમાં પ્રબળ છે.

ફ્રોબેલ કહે છે કે 'ચાલો, આપણે બાલસ્વભાવના અભ્યાસમાં જીવન ગાળીએ.' અર્થાત્, શિક્ષકને એ અભ્યાસ આવશ્યક છે. એને શરીરશાસ્ત્ર અને માનસશાસ્ત્ર બંને સાથે સંબંધ છે. તીવ્ર મનોભાવ, ચપળતા, ઉત્સાહ અને રમત માટે પ્રેમ એ ગુણો બાળકમાં જોવામાં આવે છે તે તેના શારીરિક બંધારણને લીધેજ છે. લોહીના ફેલાવા માટે એટલી ચપળતાની જરૂર છે. શારીરિક કારણોના અજ્ઞાનથી કેટલીક વાર શિક્ષકો દિલગીરીભરેલી ભૂલો કરે છે. શિક્ષક એક બાળકને હઠીલું, તોફાની અને જડ માનતો હતો તેની જ્ઞાનતન્તુની રચના પાછળથી અનિયમિત માલમ પડી. એક પાંચ વર્ષની છોકરી ઘણીજ હઠીલી અને તામસી હતી. તેની કલ્પનાશક્તિ અતિપ્રબળ હતી. કોઈ કોઈ વખતે તેનામાં નરમાશ જણાતી હતી; પરંતુ સામાન્ય રીતે તે ઘણીજ તામસી અને હઠીલી હતી. શિક્ષક કેટલીક વાર તેને

એકલીજ રહેવા દે કે તેથી તેને તેની હઠીલાઈની શિક્ષા મળે અને બીજાં છોકરાંને તેના દાખલાથી બોધ મળે. એક વખત શિક્ષકે તેની સાથે 'તું' થી વાત કરવાને બદલે 'તે' થી વાત કરી. આમ બીજા પુરુષને બદલે ત્રીજો પુરુષ વાપરવાથી તેની કલ્પનાશક્તિ પર ઘણી અસર થઈ. તેણે શિક્ષકને વચન આપ્યું કે જ્યારે તે નાની છોકરી (પોતે) હઠીલી થશે ત્યારે હું તેનો હાથ પકડી તમારી પાસે લઈ આવીશ. આમ કલ્પનાશક્તિ ઉશ્કેરાવાથી કેટલાંક અઠવાડીઆં ફાયદો થયો. પણ થોડા મહિના પછી તેની તબીઅત ઘણી નબળી માલમ પડવાથી દાક્તરની સલાહ લેવામાં આવી. દાક્તરે કહ્યું કે આનું કારણ તેની જ્ઞાનતન્તુની રચનાની નબળાઈ છે ને તે એક વર્ષ ઉપર પડી ગઈ હતી તેનું એ ફળ છે. આ પ્રમાણે ઘણી વાર બાળસ્વભાવનું કારણ તેના શરીરની રચનામાં હોય છે.

બાલસ્વભાવના અભ્યાસથી શિક્ષણપદ્ધતિ બદલાઈ ગઈ છે. પેસ્ટેલોઝાઈ ઇન્દ્રિયોની કેળવણીને પ્રાધાન્ય આપતો તે પ્રમાણે એ વિષય પર લક્ષ અપાય માટે હાલના અભ્યાસક્રમમાં કિંડર્ગાર્ટન ઉદ્યોગો અને પદાર્થપાઠો દાખલ કરવામાં આવ્યા છે. બાલસ્વભાવના અભ્યાસથી ભયને બદલે પ્રેમનો વિશેષ ઉપયોગ થવા માંડ્યો છે. બાળપણમાં બુદ્ધિની શક્તિ ઓછી અને સ્મરણશક્તિ પ્રબળ હોવાથી ગણિતની અઘરી બાબતો અને વ્યાકરણનો વિષય ઉપલાં ધોરણોમાં રાખવામાં આવે છે. બાળકની શક્તિ પર વધારે બોજો મૂકી તેને જલદી ઘણું શિખવી દેવાની માબાપોની ઉત્કંઠાથી ઘણી વાર માઠાં પરિણામ નીપજે છે. આમ કરવાની જે હાનિ થાય છે તેનું ફળ તરત જણાતું નથી; પરંતુ લાંબે વખતે માલમ પડે છે. એક છોકરાને બહુ વહેલો ચાલતા શિખવવાથી તે જીવનપર્યન્ત લંગડો રહ્યો. રૂસો કહે છે કે 'અર્ધાં છોકરાં મોટાં થયા પહેલાં મરણ પામે છે તેથી માબાપોએ બહુ વહેલા ભણાવી દેવાની ઇચ્છાથી તેમની અલ્પ જીંદગી દુઃખી કરવી ન જોઈએ.'

બાળસ્વભાવના અભ્યાસથી રમતને પણ અભ્યાસક્રમમાં દાખલ કરવામાં આવી છે. ફ્રોબેલ કહે છે કે રમતથી બાળકના શરીરને પુષ્ટિ મળે છે એટલુંજ નહિ, પણ તેની મનની શક્તિઓને, બુદ્ધિ અને નીતિને પણ લાભ થાય છે. રમતમાં બાળકને ન્યાયવૃત્તિ, સત્ય, આત્મસંયમ, ભાયાળુ-

પણુ વગેરે ગુણો કેળવવાનો પ્રસંગ મળે છે. બાળકોને રમતા જોઈશું તો આપણને માલમ પડશે કે તેઓ ધૈર્ય, સહનશીલતા, દૃઢતા વગેરે ગુણો દર્શાવે છે. રમવામાં જેઓ નબળા કે નવાસવા હોય તેમને તેઓ ઉત્તેજન આપતા, દયા બતાવતા અને ધીરજ રાખવાનુ શિખવતા જણાય છે. ફ્રોએલ રમતને ઘણી અગત્યની ગણે છે. તે કહે છે કે 'દરેક શહેરમાં મ્યુનિસિપાલિટિએ છોકરાને રમવા માટે ખાસ જગાની સગવડ કરવી જોઈએ.'

છોકરાંને ભૂતકાળના બનાવો જાણવાની ખાસ ઇચ્છા હોય છે અને ખડીઓરો ને સ્મરણસ્થાનો જોવાં ઘણા ગમે છે. એ વિષે તેમને વાતો સાંભળવી ઘણી ગમે છે

બાળકમાં કંઈ અનીતિ કે અન્ય દોષ જોવામા આવે તો બને ત્યાં સુધી તેનુ મૂળ શોધી કાઢવા શિક્ષકે પ્રયત્ન કરવો જોઈએ. કંઈ સારી વૃત્તિ દુર્માર્ગે દોરવાયાથી આ પરિણામ આવ્યું છે તે શોધી કાઢવું જોઈએ. ઘણી વાર માબાપ છોકરા પર પ્રેમ બતાવતા નથી અને બાળકમાં બીજા માટે જે સમભાવનાની વૃત્તિ છે તેને ઉત્તેજન આપતા નથી તેથી આપણે તેમનામાં માયાળુપણાનો અભાવ અને એકલપેટાપણુ જોઈએ છીએ. કેટલીક વાર બાળક અવિચારથી કામ કરે છે, પણ શિક્ષક અને માબાપ ભૂલ કરી એવું ધારે છે કે તે હઠીલાઈથી જાણી બુજીને કરે છે આથી કાલક્રમે છોકરાં અવિચારીને બદલે હઠીલા ને જીદ્દી થાય છે.

---

## ટ્રેનિંગ કૉલેજના અભ્યાસક્રમમાં ફેરફાર.

ટ્રેનિંગ કૉલેજના અભ્યાસમા હાલ તુરત કેટલાક વિષયોમાં નીચે પ્રમાણે ફેરફાર કર્યાં છે અને આ વર્ષની પરીક્ષામાં તે અમલમાં મુકાશે.

(૧) ત્રીજા વર્ષના અભ્યાસક્રમમાથી 'અર્થશાસ્ત્ર' નો વિષય બાતલ કર્યો છે.

(૨) ત્રણે વર્ષમાં મુસલમાન સ્કૉલરોને માટે ફારસી ભાષાની સાથે ઉર્દુ ભાષા ફરજિઆત કરવામાં આવી છે.

( ૩ ) ઇતિહાસ ભૂગોળના વિષયમાં હાલનો અભ્યાસ બદલી નીચે પ્રમાણે ઠરાવવામાં આવ્યો છે:—

પહેલું વર્ષ.

( અ ) ઇંગ્રેજી વખતના ઇતિહાસના અને હિંદુસ્તાનની રાજ્યપદ્ધતિના વિશેષ જ્ઞાન સહિત હિંદુસ્તાનનો સામાન્ય ઇતિહાસ.

( બ ) દુનિઆની ભૂગોળનું સામાન્ય અને હિંદુસ્તાનની ભૂગોળનું વિશેષ જ્ઞાન.

વાતાવરણ, તેનું બંધારણ, દબાણ, અને ઉષ્ણતામાન, વનસ્પતિ અને મનુષ્યજાતિની વહેંચણી, મનુષ્યજાતિના પ્રકાર અને જાત, કુદરતની મનુષ્યજાતિ ઉપર થતી અને મનુષ્યજાતિની કુદરત ઉપર થતી અસર.

બીજું વર્ષ.

( અ ) મુસલમાન, અને મરાઠાના વખતનો હિંદનો ઇતિહાસ.

( બ ) મુસલમાનની પહેલાંના વખતનો ગુજરાતનો ઇતિહાસ. ( છેલ્લામાં છેલ્લી નવીન શોધો માટે ગુજરાતના ઇતિહાસ સંબંધે મુંબઇ ગૅઝેટીયરના પુસ્તકમાં લખેલી હકીકત જોવી. )

( ક ) ઇંગ્લંડના ઇતિહાસનાં મૂળતત્ત્વો;
(' Brief Royal History ' પ્રમાણે. )
રોમન વખતથી ત્રીજા રિચર્ડ સુધી.

( ડ ) ઉપર કહેલા ઇતિહાસનો વિષય ખુલાસાવાર સમજાવવાને ભૂગોળનું વિશેષ જ્ઞાન.
સમુદ્ર. ( લોંગમૅનની ભૂગોળમાળાના પુસ્તક ૫ પ્રમાણે. )

ત્રીજું વર્ષ.

( અ ) આગલા અભ્યાસનું પુનરાવર્તન, અને પ્રાચીન સમયનો હિંદુસ્તાનનો ઇતિહાસ.

( બ ) મુસલમાનના સમયનો ગુજરાતનો ઇતિહાસ. ( ગુજરાતના ઇતિહાસ ઉપરના મુંબઇ ગૅઝેટીયર પ્રમાણે. )

( ૬ ) ઈંગ્લંડના ઇતિહાસનાં મૂળતત્ત્વો;૭મા હેન્રિના સમયથી વિક્ટોરિયાના સમય સુધી, બ્રિટિશ સામ્રાજ્યમાં ચાલતી રાજ્યપદ્ધતિના જ્ઞાનસહિત.

('Brief Royal History of England' પ્રમાણે.)

( ૭ ) બ્રિટિશ સામ્રાજ્યના વિશેષ જ્ઞાનસહિત દુનિઆની ભૂગોળનું સામાન્ય જ્ઞાન.

જમીન. (લૉંગમૅનની ભૂગોળમાળાના પુસ્તક ૫ પ્રમાણે.)

---

## ડ્રૉઇંગ.

ટ્રેનિંગ કૉલેજને માટે હાલ નીચે પ્રમાણે ડ્રૉઇંગનું ધોરણ સ્વીકારવામાં આવ્યું છે. (આ સાલની પરીક્ષામાંજ તે અમલમાં આવશે.)

**પહેલું વર્ષ.**

( ૧ ) કુદરતી અને બીજા સાધારણ પદાર્થ—પદાર્થપાઠની સૂચનાઓમાં બતાવ્યા છે તેવા—**કાળા પાટીઆ ઉપર** ચીતરવા.

( ૨ ) **સીસાપેન અને કલમથી ચિત્ર પાડવું.** ઉપરના જેવાજ પદાર્થનાં ચિત્રો સીસાપેન અને કલમથી કાગળ ઉપર પાડવાં.

સૂચના—પ્રથમ સીસાપેનથી અને પછી કલમથી અભ્યાસ કરવો.

( ૩ ) ભૂગોળ અને ઇતિહાસના પાઠોનો ખુલાસો આપવાને **નકશા દોરવા.**

( ૪ ) આંકણી, સેટ્ સ્ક્વૅર, ફૂટપટીની આંકણી, કંપાસ વગેરે સાદાં હથિઆરો વાપરવામાં, તથા પદાર્થોનાંમાપનાં પ્રમાણોની નજરથી અટકળ કરવામાં, તથા બારણાં, પેટી, બારી, પેટી, ટેબલ, વગેરે સાદા પદાર્થોનું ખરેખરૂં માપ લેવામાં કેળવણી

સૂચના—૧-૨-૩ વિષયોમાં સ્મૃતિથી ચિત્ર પાડવાનો કાયમ મહાવરો રખાવવો.

**બીજું વર્ષ.**

( ૧ ) ઉપરના વિષયો વધારે અઘરા દૃષ્ટાન્તો લઈને જારી રાખવા.

( ૨ ) પહેલા વર્ષને માટે બતાવેલા કુદરતી અને બીજા પદાર્થોનું ચૉક અથવા પીછી વડે રંગથી ચિત્ર પાડવું.

( ૩ ) મિ. સી. એલ બર્ન્સનાં ડ્રૉઇંગ ચાર્ટસ્‌માંની મૂળતત્ત્વોવાળી ડ્રૉઇંગમાળામાં આપ્યાં છે તેવાં સાદાં ( મનોયત્ન વગર ) ભૂમિતિના આકારનાં ચિત્રો પાડવાં, તથા સ્કેલ ( માપ ) પ્રમાણે ચીતરવું.

સૂચના—પહેલા વર્ષના અભ્યાસ પ્રમાણે સ્મૃતિથી ચિત્ર પાડવું.

**ત્રીજું વર્ષ.**

( ૧ ) પહેલા અને બીજા વર્ષ કરતાં વધારે મુશ્કેલ નમુનાઓ લઈને કાળા પાટીઆ પર ચૉકથી, અને કાગળ પર પેન્સિલથી, કલમથી, અને રંગથી ચિત્ર પાડવાનો અભ્યાસ જારી રાખવો.

( ૨ ) ભૂમિતિના મનોયત્નો અને તેમનો ડિઝાઇનમાં ઉપયોગ. મિ. સી. એલ. બર્ન્સની મધ્યમ ડ્રૉઇંગમાળાનાં ચાર્ટસ્ (ફ્લૅક) પ્રમાણે.

( ૩ ) આ ત્રીજો વિષય ડ્રૉઇંગમાં જે સારી શક્તિ ધરાવતા હશે તેમને માટે ખાસ કરીને સૂચવ્યો છે. બધા વિદ્યાર્થીઓને ઘણું કરીને ફરજિઆત થશે નહિ. નિશાળના પાઠોમાં આવતા બનાવો ખુલાસાવાર સમજાવવાને સાદા દેખાવોનું ચિત્ર પાડવું.

સૂચના—આગળ પ્રમાણે સ્મૃતિથી ચિત્ર પાડવું.

તા૦ ક૦ કુદરતના અભ્યાસના અને પદાર્થપાઠના સંબંધના પ્રાથમિક શાળાઓના અભ્યાસને માટે લાયક પદાર્થોની યાદી, કઠિનતા પ્રમાણે ચડતા ક્રમમાં ગોઠવેલી થોડાજ વખતમાં બહાર પાડવામાં આવશે.

---

# वाग्व्यापार.

( સાંધણુ પૃષ્ઠ ૧૧૮ થી ચાલુ. )

સંસ્કૃત વૈયાકરણ અનંતરોક્ત પચીસ વ્યંજનને જ પૂર્ણસ્પર્શથી બોલાતા લેખે છે; અને તેમને સ્પર્શવ્યંજન સંજ્ઞા આપે છે, પરંતુ અવૈયાકરણને પણ સ્વાનુભવથી વિદિત થશે કે મૂર્ધન્ય ડકાર ણકાર અને દંત્ય નકાર બોલવામાં જેમ પૂર્ણસ્પર્શની જરૂર છે તેમ મૂર્ધન્ય ળકાર અને દંત્ય લકાર બોલવામાં જરૂર છે. સબબ ડકાર-ણકાર અને દકાર–નકારને જેટલે દરજ્જે સ્પર્શવ્યંજન સંજ્ઞા ઘટે છે, તેટલે દરજ્જે ળકાર-લકારને પણ ઘટે છે. મૂર્ધન્ય ળકાર મોટે ભાગે ડકાર સાથે સંબંધ ધરાવતો પણ ણકાર તરફ ઢળતો અલ્પપ્રાણ ઘોષ ઉચ્ચાર છે, અને દંત્ય લકાર દકાર સાથે સંબંધ ધરાવતો પણ નકાર તરફ ધરતો અલ્પપ્રાણ ઘોષ વ્યંજન છે. એના એજ શબ્દની ઋગ્વેદમાં ળકારથી અને યજુર્વેદમાં તથા લૌકિક સંસ્કૃતમાં ડકારથી કરેલી જોડણી જોઈએ છીએ, તે ળકાર ડકારના સંબંધની પ્રતીતિ આપે છે. ઉદા. અગ્નિમીળે પુરોહિતમ્–અગ્નિમીડે પુરોહિતમ્. ભાષાના વિકાસમાં પણ સં. √ આક્રુશ્ ઉપરથી ગુ. √ડાળ–ડોળો આદિ દૃષ્ટાંત એજ સંબંધના જ્ઞાપક છે. ળકારનું ણકાર તરફનું વલણ સં. ઘૂર્ણ–ગુ. √ઘોળ, સં. ચૂર્ણ–ગુ. √ચોળ એ જોડકાંથી કળી જવાય છે. ળકાર ણકાર બહુ પાસેના એકસરખા જેવા ઉચ્ચાર હોવાથી સાથે બોલતાં મુશ્કેલ પડવાથી વ્યુત્પત્તિપ્રાપ્ત 'વળણ' ને સ્થાને 'વલણ' બોલીએ છીએ, તે તો સૌના લક્ષમાં હશે. બીજી તરફ નકાર સાથે દંત્ય લકાર વધતો ઓછો સંબંધ ધરાવે છે તે સંસ્કૃતમાં દકાર–લકારના અને નકાર–લકારના સંધિમાં દકારને સ્થાને લકારનો અને નકારને સ્થાને નાસિક્ય લકારનો આદેશ કહી આપે છે. ઉદા. વિદ્યુત્+લતા=વિદ્યુલ્લતા; અસ્મિન્+લોકે=અસ્મિँલ્લોકે. વળી સં. √દ-

હ્-લાઢ ઉપરથી લાઢ, √આન્દોલ્ ઉપરથી √ હીંડોળ, ભદ્ર ઉપરથી ભ-લ્લું-ભલું, નીલ ઉપરથી લીલું, આદિ દૃષ્ટાંત એજ સંબંધનો અનુમાપક છે. તમે ળકારને અર્ધસ્વર કહેશો, તો હું તમને પૂછીશ કે ય ર લ વ નું [1]સંપ્રસારણ વ્યાકરણમાં ઇ ઋ લૃ ઉ ઠરાવ્યું છે, તેવું ળકારનું સંપ્રસારણ કોઇ ઠરાવી રાખ્યું છે? બીજી રીતે પણ હું બતાવવા તૈયાર છું કે ળકાર અર્ધસ્વર થઈ શકે નહિ. કકારનો મહાપ્રાણ જેમ ખ અને ગકારનો ઘ બોલાય છે, તેમ યકાર વકાર જે અંતસ્થ છે તેમનો મહાપ્રાણ છે નહિ. એથી ઊલટું ળકારનો સ્વતંત્ર વિશિષ્ટ મહાપ્રાણ ઉચ્ચાર એક વાર વિદ્યમાન હતો. ઋગ્વેદી અલ્પપ્રાણ ળકારનો પ્રતિનિધિ ડ અને મહાપ્રાણ ઉચ્ચારનો ઢ જોવામાં આવે છે. એ મહાપ્રાણ ઉચ્ચાર બોલાતો હતો, ત્યારે લિપિ [2]અજ્ઞાત હતી. લિપિ [3]પ્રચારમાં આવી, તે લૌકિક સંસ્કૃતના સમયમાં. તે વખતે અલ્પપ્રાણ ળકારજ શિષ્ટ જનના વ્યવહારમાંથી લુપ્ત થયો હતો, તો તેના મહાપ્રાણ જોડીદારની વાતજ શી? આમ છતાં પણ લોકવાણીનો પરમકારુણ્યથી આદર કરનાર બુદ્ધ ભગવાનની પવિત્ર પાલી ભાષામાં ળકાર વિદ્યમાન છે અને હાલની આપણી બોલીમાં ઊતરી આવ્યો છે, તે ઉપરથી એવી અટકળ થાય છે કે પાલી પહેલાંની લૌકિક સંસ્કૃતમાં અને પાલી સમકાલીન તથા તે પછીની પ્રાકૃત ભાષામાં અને લોકવાણીમાં વૈદિક ળકારનો [4]સંપ્રદાય અવિચ્છિન્ન જળવાયો હશે. અલ્પપ્રાણ ળકાર આવી રીતે બચ્યો. પણ તેનો મહાપ્રાણ જોડીદાર તો ઘણા જુના કાળમાં નાશ પામ્યો હશે, તે સંયુક્ત કેવળ ઢકારનો પૂર્વજ હોવા છતાં લિપિમાં ળ ને હ નો સંયોગ દર્શાવતા સંયુક્ત વ્યંજન રૂપે લખાયો હોવાથી ટેવી શકાય છે. એ મહાપ્રાણ જોડીદાર [5]પ્રાકૃતવર્ગના મુખમાં સં. √ઙ્ગી ગુ. બ્હીના જેવી પ્રાણપૃથક્ક્રિયા પામ્યો હશે. બ્હી જો કે લખીએ છીએ બ અને મહાપ્રાણ હથી, તોપણ તે બોલાય છે તો બકાર અને પ્રાણાધાન વ્યાપારે [6]અનુપ્રાણિત ઇકારથી; તેવી

---

૧ અર્ધસ્વરને સ્થાને મળતો સ્વર થવો તે. ૨ જાણવામાં ન આવેલી. ૩ વપરાટ. ૪ ચાલી આવેલી ઉચ્ચારની પદ્ધતિ. ૫ સામાન્ય મનુષ્યનો વર્ગ. ૬ પ્રાણ જેમાં ભળેલો છે એવો.

જે રીતે ળકારનો જોડીદાર પ્રાણાધાને વ્યાપારે પ્રાણયુક્ત ળ્હકાર રૂપે પરંતુ લિપિમાં બ્હીની પેઠે ળ હ રૂપે આકારાયો હશે, અને ઉત્પત્તિએ મહાપ્રાણ મૂળ વ્યંજન તદ્દર્શક ભિન્ન વર્ણના અભાવે લિપિમાં સંયુક્ત વ્યંજન રૂપે લખાયો હશે તે લખાતાં લખાતાં બોલાયો પણ હશે. આ રીતે ચલાવેલી સૂક્ષ્મ તપાસમાં અલ્પપ્રાણ ળકારનો મહાપ્રાણ જોડીદાર નીકળી આવવાના કારણથી ળકાર અર્ધસ્વર ગણાઈ શકે નહિ. લકારનો આવો મહાપ્રાણ જોડીદાર નીકળી આવતો નથી, તોપણ તેના સંબંધમાં ભાષાના સ્વાભાવિક વલણનાં આપેલાં ઉદાહરણો ઉપરથી, સંસ્કૃતમાં થતા સંધિ ઉપરથી અને સર્વવિદિત સ્વાનુભવ ઉપરથી ળકાર અર્ધસ્વર નથી તે પ્રાપ્ત થાય છેજ. તાત્પર્ય એ કે ળકાર લકારમાં પૂર્ણસ્પર્શ વ્યાપાર છે.

ળકાર અને લકારને સ્પર્શવ્યંજનમાં પંક્તિ આપવાની સાથે બીજા બે વ્યંજનોચ્ચાર ભેળવી લેવાના છે. તે બે ઉચ્ચાર તે કાડ ને કાઢમાંના ડ઼ ને ઢ઼ છે. બન્ને મૂર્ધન્ય ઉચ્ચાર છે, ને તે ડાલ અને ઢાલમાંના ડ ને ઢ સાથે સંબંધ ધરાવે છે [1]તીવ્ર ઉચ્ચારણના ડ ઢ માર્દવવિધાનથી કોમળ બની ડ઼ ઢ઼ રૂપે બોલાય છે. એ કોમળ ઉચ્ચારો સ્વાભાવિક માર્દવ ધરાવતા ળકાર ણકાર [2]પરસ્થિત ન છતાં [3]અનારંભે તદ્ભવ શબ્દમાં શ્રુતિગોચર થાય છે. આ બે નવા ઉચ્ચારને માટે વિશિષ્ટ વર્ણ લિપિમાં છે નહિ.

પૂર્વોક્ત ઓગણત્રીસ વ્યંજનમાં સ્પર્શવિધાન પૂર્ણ છે, ત્યારે હવે પછી તપાસવાના છ વ્યંજનમાં તે ન્યૂન છે. આ છ વ્યંજનો પૈકી ય ર ને વ એ ત્રણ અંતસ્થ કે અર્ધસ્વર કહેવાય છે. અંતસ્થ એટલા માટે કે સ્વરની પેઠે તે કેવળ અસ્પૃષ્ટ નથી તેમ વ્યંજનની પેઠે પૂર્ણસ્પૃષ્ટ નથી; પરંતુ બેની વચ્ચે છે; અર્ધસ્વર એટલા માટે કે [4]સ્પર્શાંશનો ત્યાગ કરી સંપ્રસારણ વ્યાપારથી સંસ્કૃત ગુજરાતીમાં ય વ તે ઇ ઉરૂપે અને સંસ્કૃતમાં ર તે ઋકારરૂપે દેખા દે છે અને [5]સ્પર્શાધિક્ય ધારણ કરી ગુજરાતીમાં અનુક્રમે જ બ ડ રૂપે શ્રુતિગોચર થાય છે. ઉદા. √યજ્-ઇષ્ટ, √વચ્-ઉક્ત, √પ્રચ્છ્-પૃષ્ટ, જયન-જીન, લવણ-લૂણ; યવ-જવ, √જ્વલ્-√બળ, સૈરભ-સોડમ, √ક્ષુર-√છોડ. જીભનું આગલું ચાપું અને ટેરવું તાલુ અને મૂર્ધાસ્થાનને લગભગ અડોઅડ થતાં ઘાંટાનો કંઇક રોધ થઈ ન્યૂનસ્પર્શવિધાનથી યકાર રકાર અનુક્રમે બોલાય છે. વકાર અતિવૈદિક કાળમાં તો

---

૧ જોરદાર. ૨ પછી આવેલ. ૩ શરૂઆત સિવાયનું ઠેકાણું. ૪ સ્પર્શનો ભાગ. ૫ સ્પર્શનો વધારો, વધારે સ્પર્શ.

મે ઓઠનાજ પ્રયત્નથી બોલાતો. ઇંગ્રેજી w જેવો કેવળ ઓષ્ઠ્ય વ્યંજન હશે; કેમકે તે ઓષ્ઠ્ય ઉકારને મળતો અર્ધસ્વર છે. પરંતુ વ્યાકરણ રચાયાં ત્યારથી તો નીચલા ઓઠના અને ઉપલા દાંતના સંયુક્ત પ્રયત્નથી બોલાતો દંતોષ્ઠ્ય છે.

નિર્દિષ્ટ ત્રણ અર્ધસ્વર પછી બોલાતા [1]ઇષત્સ્પૃષ્ટ વ્યંજન શકાર ને સકાર છે. જીભનું આગલું ચાપું એને ટેરવું તાલુ અને દંત સ્થાનને લગભગ અડોઅડ થતાં ઘાંટો સાંકડા માર્ગમાંથી ઉષ્મવિધાનથી સીસકારી રૂપે પસાર થતાં શકાર અને સકાર શ્રુતિગોચર થાય છે, તે તાલવ્ય અને દંત્ય ઉષ્મવ્યંજનની સંજ્ઞા પામે છે.

છેલ્લો ઇષત્સ્પૃષ્ટ વ્યંજન હ છે. ઉષ્માના ઉપચયથી [2]ઉષ્મવ્યંજન થાય છે; તેમ કેવળ પ્રાણના ઉપચયથી મહાપ્રાણ હ થાય છે. ઘાંટો ગળાંમાંથી પસાર થતાં જીહ્વામૂળ આગળ ઘૂટાઈ પ્રાણવિધાનથી હકાર બોલાય છે. વૈયાકરણ એને અર્ધસ્વર કહે છે. જો ન્યૂનસ્પર્શવિધાનને લીધે તેઓ એને આ સંજ્ઞા આપતા હોય, તો ઉષ્મવ્યંજનને પણ તે સંજ્ઞા આપવી પડશે. વળી અર્ધસ્વરનું સંપ્રસારણ થઈ મળતો મૂળસ્વર થાય છે. હકારનું તેવું સંપ્રસારણ છે નહિ. અર્થાત્ હકારને અર્ધસ્વર કહેવો તે અશાસ્ત્રીય છે.

(અપૂર્ણ.)

## ખાંડ.

### દૂધની ખાંડ.

સસ્તન પ્રાણીના દૂધમાં પણ ખાંડ હોય છે. ગાયના દૂધમાં ૪$\frac{૧}{૨}$ ટકા, બકરાંના દૂધમાં ૫$\frac{૧}{૨}$ ટકા અને સ્ત્રીના દૂધમાં ૬ ટકા ખાંડ હોય છે. સ્વીડનમાં પનીર બનાવતાં બનાવતાં ખાંડ બનાવવામાં આવે છે. જો બચ્ચાંને માનું દૂધ મળી શકતું ન હોય તો બચ્ચાંને ગાયના દૂધમાં પાણી રેડી ઉકાળી થોડી આ પનીરમાંથી બનાવેલી દૂધની ખાંડ નાંખી પાઈએ તો તે મિશ્રણ માના દૂધની ગરજ સારે છે.

### ખાંડ અને ગોળનો ઉપયોગ.

ઔષધશાસ્ત્રમાં ખાંડ અને ગોળના ઘણા ઉપયોગો બતાવેલા છે. મુખ્યત્વે કરીને ઓષધોની કડવાશ ઓછી કરવામાં એ ઘણાં વપરાય છે એમ બતાવેલું છે. નવા ગોળ કરતાં જૂનો ગોળ ઔષધમાં વાપરવો વધારે ગુણકારક છે. શેરડીનું મૂળાઉ સ્નિગ્ધ અને મૂત્રજનક પદાર્થ તરીકે વપરાય છે.

---

૧ થોડા સ્પર્શવાળા. ૨ વધારે.

સોમલ, તાંબું અને કોરોઝિવ સબ્લિમેટનું ઝેર ચઢયું હોય ત્યારે ઝેર ઉતારવા પણ ખાંડ અપાય છે. ખાંડ કોહાણ અટકાવનારી છે તેટલા માટે મુરબ્બો અને શરબતો બનાવવામાં વપરાય છે. મીઠું પણ કોહાણ અટકાવનાર છે પણ મીઠામાં રહેલી ચીજનો પુષ્ટિકારક ગુણ ઓછો થાય છે અને ખાંડમાં રહેલી ચીજનો પુષ્ટિકારક ગુણ તેટલો ને તેટલોજ રહે છે. લાંબા વખતની ઉધરસના દરદીને શેરડીના રસનો આફ આપવાથી આરામ થાય છે. એ સિવાય ગોળી, ચાટણો અને ઓસડની ટીકડી બનાવવામાં તે પુષ્કળ વપરાય છે.

હિંદુ લોકોમાં ગોળ શુભ ગણાય છે અને દરેક શુભ પ્રસંગે ગોળ વાપરવામાં આવે છે. વળી જ્યાંસુધી નવી શેરડી દેવને અર્પણ કરતા નથી ત્યાંસુધી હિંદુ લોકો શેરડી ખાતા નથી. ખાસ કરીને દેવોત્થાનની એકાદશીને દિવસે દેવને માટે શેરડીનો મંડપ કરવામાં આવે છે. વળી ખાંડના પતાસાં હિંદુલોકો લગનપ્રસંગે વાપરે છે એટલુંજ નહિ પણ પારસીઓ પણ પતાસાંના પડા વહેંચે છે. દીવાળીના દિવસમાં ખાંડનાં રમકડાં લોકો એક બીજાને ત્યાં મોકલે છે. ખાંડની ચાસણી બીબામાં રેડી રમકડાં બનાવે છે.

જે વખતે યૂરોપ ખંડમાં રોમનું રાજ્ય સર્વોપરિ અને સુધરેલું હતું તે વખતે હિંદુસ્તાનથી ખાંડ રોમ અને યૂરોપના બીજા ભાગોમાં જતી હતી. ૧૫ મી સદીમાં આરબ લોકોએ શેરડી યૂરોપ તથા આફ્રિકામાં દાખલ કરી ત્યારથીજ ત્યાં ખાંડ જીંદગીની જરૂરીઆતની ચીજોમાં ગણાવા લાગી. સંસ્થાનિકો શેરડીનું વાવેતર કરી ખાંડ બનાવવા લાગ્યા તે વખતથી હિંદુસ્તાનનો પરદેશ સાથે ખાંડનો વેપાર ઓછો થવા લાગ્યો. હિંદુસ્તાનમાં બહુ ઉંચી જાતની ખાંડ બનતી નહોતી તેથી ચીન અને ઈજીપ્તથી સાકર આવતી. ઈજીપ્તની સાકર મીસરી નામે ઓળખાતી અને તેથી કરીને સાકરને માટે કેટલાક લોક મીસરી શબ્દ પણ વાપરે છે. હિંદુસ્તાનમાંથી કેટલી ખાંડ અને ગોળ પરદેશ જતાં તે નીચેના આંકડા પરથી માલમ પડશે.

ઇ. સ. ૧૮૪૫-૪૬માં હિંદુસ્થાનથી ઈંગ્લંડ ૧૩,૦૮,૦૪૫ હંડરવેટ અને બીજે દેશ ૫,૭૯૩ હંડરવેટ ખાંડ મોકલવામાં આવી હતી અને તેની કિમ્મત ૧,૭૮,૯૩,૧૮૮ રૂપીઆની હતી. ધીમે ધીમે હિંદુસ્તાનથી ખાંડ બહાર ગામ ઓછી જવા લાગી. ઇ. સ. ૧૮૮૯-૯૦ માં ૧,૧૧,૩૨૩ હંડરવેટ ખાંડ અને ૧૩,[illegible]૯,૬૨૧ હંડરવેટ ગોળ પરદેશ મોકલવામાં આવ્યાં હતાં.

ઈ. સ. ૧૮૯૦-૯૧ મા ૨૮,૭૬૮ હંડરવેટ ખાંડ અને ૭,૯૫,૯૭૩ હંડરવેટ ગોળ પરદેશ મોકલવામા આવ્યા.

ઇ. સ. ૧૮૯૦-૯૧ માં હિંદુસ્તાનના કયા કયા ભાગમાંથી કેટલી કેટલી ખાંડ અને ગોળ કયા કયા દેશમા મોકલવામા આવ્યા હતાં તે નીચેના કોઠા પરથી માલમ પડશે.

ખાંડ.

| | હંડરવેટ | રૂપીઆ | | હંડરવેટ | રૂપીઆ |
|---|---|---|---|---|---|
| બંગાળા | ૧,૮૦૩ | ૨૪,૨૦૬ | સીલોન | ૧૬,૨૧૬ | ૧,૯૫,૫૭૧ |
| મુંબઈ | ૧૧,૬૧૬ | ૧,૭૬,૮૭૪ | એડન | ૩,૧૩૭ | ૪૦,૭૫૨ |
| સિંધ | ૯૫ | ૧,૪૧૯ | ઇરાન | ૨,૫૭૩ | ૪૨,૦૧૩ |
| મેંદ્રાસ | ૧૫,૨૦૨ | ૧,૮૦,૮૫૦ | તુર્કસ્તાન (એશિઆ) | ૨,૩૨૦ | ૩૭,૩૧૩ |
| બ્રહ્મદેશ | ૫૨ | ૪૦૫ | આફ્રિકાનો પૂર્વ કિનારો | ૧,૮૭૫ | ૨૮,૯૫૨ |
| | | | બીજા દેશો | ૨,૬૪૭ | ૩૯,૧૫૩ |
| | ૨૮,૭૬૮ | ૩,૮૩,૭૫૪ | | ૨૮,૭૬૮ | ૩,૮૩,૭૫૪ |

ગોળ.

| | હંડ્રવેટ. | રૂપીઆ | | હંડ્રવેટ | રૂપીઆ |
|---|---|---|---|---|---|
| | | | ઇંગ્લેંડ | ૭,૫૬,૪૩૮ | ૩૪,૯૫,૬૯૫ |
| બંગાળા | ૪૨૨ | ૩,૧૦૦ | એડન | ૧૩,૬૧૧ | ૧,૧૫,૯૫૦ |
| મુંબઈ | ૧૩,૭૬૭ | ૧,૨૩,૨૬૮ | અરબસ્તાન | ૧૩,૦૨૪ | ૧,૦૯,૦૩૧ |
| સિંધ | ૨૧૨ | ૧,૮૭૦ | સીલોન | ૧૦,૬૫૯ | ૫૭,૮૬૪ |
| મદ્રાસ | ૭,૮૦,૨૮૩ | ૩૬,૫૮,૬૫૮ | સેટલમેંટ | | ૪,૦૧૦ |
| બ્રહ્મદેશ | ૧,૨૮૯ | ૪,૯૭૫ | બીજા દેશો | ૧,૪૬૯ | ૯,૩૨૧ |
| | ૭,૯૫,૯૭૩ | ૩૭,૯૧,૮૭૧ | | ૭,૯૫,૯૭૩ | ૩૭,૯૧,૮૭૧ |

પરદેશથી હિંદુસ્તાનમાં ઇ. સ. ૧૮૮૯–૯૦ માં ૧૬,૨૩,૬૨૧ હંડ્રેવેટ ખાંડ અને ૯૯,૪૯૨ હંડ્રેવેટ ગોળ, જુમલ્લે કિમ્મત ૨,૨૦,૦૦,૪૮૮ રૂપીઆનાં આવ્યાં હતાં અને ઇ. સ. ૧૮૯૦–૯૧ માં ૨૭,૩૪,૪૯૧ હંડ્રેવેટ ખાંડ અને ૧,૯૭,૪૧૦ હંડ્રેવેટ ગોળ, જુમલ્લે કિમ્મત ૩,૩૯,૯૮,૮૬૧ રૂપીઆનાં આવ્યાં હતાં. ઇ. સ. ૧૮૯૦ માં કયે કયે દેશથી કેટલાં ખાંડ તથા ગોળ હિંદુસ્તાનમાં આવ્યાં તે નીચેના આંકડા પરથી માલમ પડશે.

## ખાંડ અને સાકર.

| | હંડ્રેવેટ. | કિમ્મત, રૂપીઆ. |
|---|---|---|
| મોરીશીયસ. | ૧૩,૪૫,૩૮૩ | ૧,૬૩,૦૩,૧૮૯ |
| જર્મેનિ | ૭,૦૯,૧૯૫ | ૮૪,૦૨,૭૦૭ |
| ઇંગ્લંડ | ૨,૮૧,૧૯૬ | ૩૪,૩૨,૩૫૭ |
| ચીન | ૧,૯૫,૯૧૨ | ૨૬,૧૩,૫૦૮ |
| સ્ટ્રેટ સેટલમેંટ | ૧,૧૪,૪૬૭ | ૧૫,૦૦,૧૨૪ |
| બીજા દેશો | ૮૯,૩૩૮ | ૧૦,૧૬,૬૧૧ |
| | ૨૭,૩૪,૪૯૧ | ૩,૩૨,૬૮,૪૯૬ |

## ગોળ.

| | હંડ્રેવેટ. | |
|---|---|---|
| મોરીશીઅસ | ૧,૪૯,૫૬૨ | કિમ્મત, રૂપીઆ. |
| જાવા | ૪૦,૦૫૩ | ૭,૩૦,૩૬૫ |
| સ્ટ્રેટ સેટલમેંટ | ૪,૪૭૭ | |
| અરબસ્થાન | ૧,૯૦૮ | |
| સીલોન | ૧,૩૬૪ | |
| બીજા દેશો | ૪૬ | |
| | ૧,૯૭,૪૧૦ | |

ઇ. સ. ૧૯૦૩ માં ૪૫,૫,૪૫,૯૦૯ રૂપીઆની ખાંડ પરદેશથી આવી હતી અને બહાર ગામ ૯,૭૨,૭૮૫ રૂપીઆનાં ખાંડ અને ગોળ મોકલવામાં આવ્યાં હતાં. અને ૧૯૦૩-૦૪ માં બંગાળામાં જેસોર અને ફરીદપુરમાં તાડમાંથી અને શાહબાદ, ગયા, દર્ભંગા અને ચાંપારણમાં શેરડીમાંથી ખાંડ બનાવવાનાં કારખાનાં નીકળ્યાં છે. મુંબઇ ઇલાકામાં પુનામાં, ગાયકવાડી રાજ્યમાં ગણદેવીમાં, સંયુક્ત પ્રાંતમાં શહાજાનપુરમાં, મદ્રાસ ઇલાકામાં ગંજામ અને આરકટમાં અને પંજાબમાં સુજાનપુરમાં ખાંડ બનાવવાનાં કારખાનાં છે. ખાંડના કારખાનામાં લગભગ ૪૫,૦૦૦ માણસ રોકાયલાં છે. ખાંડના કારખાનાવાળા રમ તથા બીરનો દારૂ પણ બનાવે છે.

ઇ. સ. ૧૮૮૯ માં હિંદુસ્તાનમાં ૨૧,૦૭,૨૦૦ એકર જમીનમાં શેરડીનું વાવેતર થયું હતું. બધા આંકડા હિસાબમાં લેતાં હિંદુસ્તાનમાં ૫,૨૦,૦૦,૦૦૦ હંડ્રવેટ ગોળ ખપે છે અને તે માથાદીઠ લગભગ ૨૮ રતલ થતો હતો. ખાંડ અને ગોળનું પ્રમાણ ૧ : ૩ ગણાય છે એટલે ૨૮ રતલ ગોળે માથાદીઠ ૯ રતલ ખાંડ છે. પરંતુ હાલ ખાંડ માથાદીઠ ૧૮ રતલ આવે છે. ગ્રેટબ્રિટનમાં ૯૧.૬ રતલ, યુનાઇટેડ સ્ટેટ્સમાં ૬૫.૨ રતલ, ફ્રાંસમાં ૩૭ રતલ, જર્મનિમાં ૩૩ રતલ અને ઑસ્ટ્રિયામાં ૧૭.૬ રતલ ખાંડ માથાદીઠ ખપે છે.

---

## ચર્ચાપત્રનો જવાબ.

( ચર્ચાપત્રી—મે. દત્તભાઈ શામલાલ, ભાડભુત, તાલુકે ભરૂચ ).

**૧. વીઘાનું માપ**—વીઘાનું બધે ઠેકાણે માપ સરખું નથી, કારણ કે હાથનું માપ સરખું નથી, અને મૂળ માપની સાથે મેળવવાનું સારૂં સાધન નથી. ૧૮ ઈંચથી ૨૧ ઈંચ સુધીનાં માપો જુદે જુદે ઠેકાણે નીકળે છે. સો હાથ ચોરસ જમીનને વીઘું કહીએ તો એકરની વીઘામાં નીચે પ્રમાણે હદ બંધાયઃ—

(૧) ૧૮ ઈંચનો હાથ ગણતાં,

૧ એકર=૪૮૪૦ ચોરસવાર=૪૮૪૦×૯ ચોરસ ફીટ,

=૪૮૪૦×૯×$\frac{૪}{૯}$*=૧૯૩૬૦ ચોરસ હાથ,

અથવા ૧·૯૩૬ વીધાં થાય.

(૨) ૨૧ ઈંચનો હાથ ગણતાં,

૧ એકર=૪૮૪૦ ચો. વા. =૪૮૪૦×૯ ચો. ફી.

=૪૮૪૦×૯×$\frac{૧૬}{૪૯}$ =૧૪૨૨૩ $\frac{૩૩}{૪૯}$ ચો. હા.,

અથવા ૧·૪૨૨ વીધાં થાય.

ઉપર પ્રમાણે ૧૦ એકરની હદ ૧૪થી ૧૯ વીધાં સુધી બધાય.

(૩) ઘણી ચોપડીઓમા અને મુખ્યત્વે કરીને નિશાળગાં ચાલતી ચોપડીઓમાં હાથનું માપ ૧૯$\frac{૧}{૨}$ ઈંચનું લીધેલું છે, તે પ્રમાણે ગણતાં,

૧ એકર=૪૮૪૦ ચો. વા. =૪૮૪૦×૯ ચો. ફી.

=૪૮૪૦×૯×૧૪૪ ચો. ઈં.

=૪૮૪૦×૯×૧૪૪×[illegible]* [illegible] અથવા ૧૬૦૦૦ ચો. હા.

=૧·૬ વીધાં થાય;

અર્થાત્ ૧૦ એકરના ૧૬, એટલે ૫ એકરનાં ૮ વીધાં થયાં.

આ માપ ગુજરાતમાં ઉત્તર ભાગમાં ઘણેખરે ઠેકાણે મળતું આવે તેવું છે; પરંતુ દક્ષિણમાં વીધાનું માપ મોટું છે.

---

આપણી નિશાળની ચોપડીઓનાં કોઠા જોશો તો ૧૦૦૦૦ ચોરસ હાથનું નહિ પણ ૪૦૦ ચોરસ કાઠીનું વીઘું ગણેલું છે, અને ૫ કાઠીનું માપ ૫$\frac{૫}{૬}$ હાથ આપેલું છે. તે પ્રમાણે ગણતાં,

એક કાઠી=$\frac{૩૫}{૬}$ હાથ, એટલે $\frac{૩૫}{૧}$×$\frac{૩૯}{૫}$=$\frac{૨૭૩}{૨}$ ઈંચ થાય.

અને તે હિસાબે—

---

*૧૮ અને ૨૧ ઈંચનો હાથ ગણતાં ($\frac{૩}{૨}$×$\frac{૩}{૨}$=) $\frac{૯}{૪}$, અને ($\frac{૭}{૪}$×$\frac{૭}{૪}$=) $\frac{૪૯}{૧૬}$ ચોરસ ફીટનો ચોરસ હાથ થાય.

એક એકર=૪૮૪૦×૯×૧૪૪ ચો. ઇંચ,

$$=૪૮૪૦×૯×૧૪૪×\frac{૨}{૨૩૧}×\frac{૨}{૨૩૧}$$

$$=\frac{૨૩૦૪૦}{૪૯}$$ ચોરસ કાઠી,

અથવા ( ૪૦૦ ચો. કાઠીનું વીઘું ગણતાં ) $\frac{૨૮૮}{૨૪૫}$ વીઘાં થાય.

આ ઉપરથી સમજાશે કે ૨૪૫ એકરનાં ૨૮૮ વીઘાં ચોપડીમાં આપ્યાં છે તે તેના કોષ્ટક પ્રમાણે છે.

વ્યવહારમાં તે માપ ઉત્તર કરતાં દક્ષિણને વધારે લાગુ પડતું જણાય છે. કાઠીના ૫ હાથ ગણવાથી અહીંના માપની નજીક આવીએ છીએ.

---

૨. હીરાની કિંમત—દરેક ચીજની કિંમત ખપ અને છત ઉપર આધાર રાખે છે.હીરાની છત થોડી છે,એજ કારણથી તેની કિંમત ઘણી છે.એની 'ખપત' થોડી છે એ માત્ર તેની ઘણી કિંમતને લીધે ઘણા લોકો ખરીદી શકતા નથી તેથી લાગે છે. કિંમત ઘટે તો ઘણા ઘરાક જાગે. સર્વેને તે ચીજ ગમે નહિ, અપ્રિય થાય કે નુકસાનકારક નીવડે, અને તેથી જો ઘરાકી ઓછી થાય તો તેજ ચીજની કિંમત ઘટે, અથવા હાલ મળે છે તેથી વધારે જથાગાં થોડે ખર્ચે મળવા લાગે તોપણ તેની કિંમત ઘટે. હીરાનું તેમ નથી; ઘણા લોકોને રાખવો ગમે છે, પણ ઘણી કિંમતને લીધે લઈ શકતા નથી.

---

૩. સમુદ્રની ખારાશ—એક થાળીમાં નદીનું પાણી ભરીને તડકે મૂકો. બીજે દિવસે ઓછું થએલું જણાશે. તેમાં એવુંજ પાણી ઉમેરો અને તડકે રહેવા દો. એમ ઘણા દિવસ કર્યા પછી પાણી ચાખો અને વિદ્યાર્થીઓને ચખાડો. તે ખારૂં થયલું હશે. એમાં ખાર છે કે નહિ, અને છે તો કેટલો છે તે જોવા માટે એ પાણીને તડકે સુકવી નાંખો, એટલે થાળીને તળીએ અને કાના ઉપર ખાર દેખાશે. નદીનું પાણી સુકવવાથી દરીઆના પાણી જેટલો ખાર જણાશે નહિ, કારણ કે તેમાં પ્રમાણ ઘણું થોડું છે.

ઘણા દિવસ સુધી તેના તે વાસણમાં પાણી નાંખીને ઊડી જવા દી-ધાથી ખારૂં કેમ થાય છે તેનું કારણ સમજાવો.

નદીઓના પાણીમાં સહજ ખાર છે, કારણ કે જે જમીનમાં થઈને તે આવે છે, તેમાં રહેલો ખાર તે ઓગાળીને લેતી આવે છે.

સૂર્યના તાપથી જે પાણી ઊડી ગયું તેમાં ખાર ગયો નહિ, પણ ખાર થાળીમાં રહેલા પાણીમાં રહ્યો. તેમાં બીજે દિવસે જે પાણી ઉમેર્યું તેમાં પણ ખાર હતો. એટલે ખારનું પ્રમાણ વધતું ચાલ્યું. આ પ્રમાણે રોજ શેર શેર પાણી ઉમેરવું પડે, અને તે પ્રયોગ બે માસ કરીએ તો ૬૦ શેર પાણીનો ખાર થાળીના થોડા પાણીમાં એકઠો થાય, માટે ખારાશ ઉ-પર લાગે. બે ચાર મણ પાણી ચૂલા ઉપર મૂકીને તેને વરાળ રૂપે ઊડી જવા દઈએ, અને માત્ર શેર રાખીને ચાખીએ તો તેવુંજ પરિણામ થાય.

હજારો નદીઓ જમીન ઉપરનો ખાર પોતાની સાથે લાવીને દરીઆ-માં નાંખે છે. દરીઆનું પાણી વરાળરૂપે ઊડી જાય તેમાં ખાર જતો નથી, એટલુંજ નહિ પણ ઉપર ગયલું પાણી વર્ષાદરૂપે વરસી, નદીરૂપે ફરીથી જમીનનો ખાર દરીઆમાં લાવવાનું સાધન થાય. છે.

આ ક્રિયા કોણ જાણે કેટલા યુગથી ચાલતી આવે છે અને તેથી સ-મુદ્રનું પાણી ખારૂં થાય એ કાંઈ આશ્ચર્યની વાત નથી.

સમુદ્રના પાણીમાં બધે ઠેકાણે સરખો ખાર નથી. ક્ષારનું પ્રમાણ ૩ થી ૪ ટકા સુધી છે, એટલે એક ઘનફુટ પાણીનું વજન ૬૨ાા શેર ગણીએ તો તેમાં આશરે ૧ાા શેરથી ૨ાા શેર સુધી ક્ષાર હોય, અને હાલના પ્રયો-ગોથી એવું પણ સિદ્ધ થાય છે કે ક્ષારનું પ્રમાણ ધીમે ધીમે વધતું જાય છે.

કાસ્પિયન અને એરલ એ બે સમુદ્ર જેવાં સરોવરો છે. તેમને મહાસા-ગરના પાણી સાથે સંબંધ નથી; તેમ છતાં તેને મળનારી નદીઓ જમીનનો ખાર લાવે છે, અને પાણી સૂર્યના તાપથી સુકાઇને તે સમુદ્રને મર્યાદામાં રાખે છે, માટે તે પણ ખારાં છે. મૃત સરોવરનું પણ તેમજ છે. તેમાં ક્ષારનું એટલું બધું પ્રમાણ છે કે તેમાં માછલાં જીવતાં નથી તેમજ કિ-નારે વનસ્પતિ પણ થતી નથી.

બાલ્ટિક સમુદ્રમાં નદીઓ મારફત જેટલું પાણી આવે છે, તેટલું સૂર્યના તાપથી ઊડી જતું નથી, કારણ કે તે શીતકટિબંધની નજીક છે. વળી ડેન્માર્ક, નોર્વે, સ્વીડન વગેરે દેશો તેની અને ઍટ્‌લૅન્ટિક્ મહાસાગરની વચ્ચે આવવાથી મહાસાગરના પાણી સાથે તે સીધાં મોજાં આવીને પાણી મિશ્ર થઈ જાય તેવો સંબંધ ધરાવતો નથી. આ કારણથી તેમાં ખારનું પ્રમાણ ઓછું છે. વર્ષનો મોટો ભાગ તે ઠરી ગયલોજ રહે છે.

જે સરોવરોમાં માત્ર વર્ષાદનુંજ પાણી ભરાઈ રહે છે, અને બીજી આવક નથી, તે મીઠાં છે. તેમજ જે સરોવરો માત્ર નદીઓના રસ્તામાં છે, એટલે જેમાં નદીઓ મળે છે, અને પાછી નીકળે પણ છે તે પણ મીઠાં રહે છે, કારણ કે નદી જેમ ખાર લાવે છે તેમ લેતી પણ જાય છે. યુનાઇટેડ્ સ્ટેટ્સ્ અને કૅનેડાની વચ્ચે આવેલાં બધાં સરોવરો આવાં છે, તેથી વિશાળ છતાં મીઠાં રહે છે.

ઉત્તર ધ્રુવ ઉપરનો બરફ ખારો કે મીઠો તે જાણવાથી સમુદ્રની પૂર્વેની સ્થિતિ સમજાય નહિ; કારણ કે નીચેનું પડ સમુદ્રનું પાણી ઠરીને થયું હોય તો ખારૂં હોય અને તેનું ઉપલું પડ વાદળાં ઠરી જઈને ઘણાં વર્ષોથી બનતું હોય તો તે બરફ મીઠો હોય.

ઘણા વિદ્વાનોના માનવા પ્રમાણે પૃથ્વીનો ગોળો પ્રથમ ઘણો ગરમ હતો. ધીમે ધીમે એ ગરમી ઓછી થતી ગઈ. આ ઉપરથી આપણે જાણી શકીએ કે તે પ્રથમ વાયુરૂપ, પછી પ્રવાહી રૂપમાં અને ત્યાર પછી નક્કર રૂપમાં ગઈ. પાણી અને ક્ષારવાળા પદાર્થો પૂર્વે વાયુરૂપમાં, તેમજ ક્રમે કરીને ઉકળતા પ્રવાહીના રૂપમાં યુગો પહેલાં મિશ્ર હોવાનો સંભવ છે. તે ક્ષારવાળા પદાર્થો ગરમી ઘટવાથી નક્કર થયા, અને પાણી તેટલી ગરમીમાં ઠરી શક્યું નહિ અને પ્રવાહી રૂપે અદ્યાપિ છે, તોપણ વરાળરૂપમાં, અને ઉકળતા પ્રવાહી રૂપમાં-જે ક્ષાર તેણે સંઘર્યો તે છુટો પડી શકે નહિ એ સંભવિત છે. આ ઉપરથી લાગશે કે સમુદ્રનું પાણી મૂળ મીઠુંજ હશે એવું અનુમાન થઈ શકે નહિ. સમુદ્ર પાણીની સ્થિતિમાં આવ્યો ત્યારે પણ તેમાં ક્ષારનું મિશ્રણ હોવાનો આ પ્રમાણે સંભવ છે. સમુદ્રને તળીએ જ્વા-

જ્વાળામુખી જેવા અકસ્માતો બને તોપણ સહજ ક્ષાર પાણીમાં ઉમેરાય.

સમુદ્રમાંથી જેટલું પાણી સોસાય છે તે બધુંજ જમીન ઉપર પડતું હોય તો ખારનું પ્રમાણ જલદી વધે, પણ તેમ થતું નથી. વર્ષાદનો મોટો ભાગ સમુદ્રમાંજ પડે છે અને તેથી ક્ષાર ઘણાજ ઓછા પ્રમાણમાં એ માલમ વધતો જણાઈને મર્યાદામાં રહે છે.

---

૪. કાળુમાછલીને 'માછલી' નું નામ યોગ્ય નથી. તે દ્વીપમાં થનારાં પ્રાણી વર્ગનું છે. પાણીમાંથી બહાર કાઢયા પછી પણ તે આઠ દસ દિવસ જીવી શકે છે.

---

૫. ભરતી—પ્રવાહી પદાર્થના રજકણોને છુટા પાડવા સહેલ છે, તેથી આકર્ષણનું બળ મહાસાગર ઉપર વિશેષ જણાય છે. પૃથ્વીના નક્કર પડના રજકણો એક બીજાની સાથે બંધાયલા રહે છે; આકર્ષણનું બળ તેમને છુટા પાડી શકતું નથી, તેથી તે એક ઠેકાણે ટગલો થઈ જતા નથી.

આકર્ષણનું બળ રજકણોના પ્રમાણમાં અને અંતરના વ્યસ્ત પ્રમાણમાં છે, તેથી પૃથ્વી ઉપર સૂર્ય કરતાં ચંદ્રના આકર્ષણની વિશેષ અસર થાય છે, કારણ કે સૂર્યના રજકણનું પ્રમાણ જેટલું વધારે છે અને તેનાથી આકર્ષણ જેટલું વધારે થાય, તે કરતાં અંતરના વર્ગના વ્યસ્ત પ્રમાણને લીધે ઘણું ઓછું થઈ જાય છે. ભરતીના સંબંધમાં સૂર્યના આકર્ષણનું જોર ચંદ્રના બળનું ⅖ ગણાય છે. માટે મોટી ભરતી ચંદ્રની ગતિ ઉપર આધાર રાખે એ સ્પષ્ટ છે.

પૃથ્વીના ગોળાનો જે અર્ધ ભાગ ચંદ્ર કે સૂર્ય તરફ હોય છે, તે અર્ધ ગોળના ભાગનું પાણી ખેંચાઈને તેમની તરફ જવાનો પ્રયત્ન કરે છે, અને બીજા અર્ધ ભાગનું પાણી પાછળ પડીને તેમની વિરુદ્ધ બાજુએ ધકેલાઈ ત્યાં પણ તેવીજ ભરતી ઉત્પન્ન કરે છે. (૧) પહેલો નક્કરનો પાણીને ભાગ ખેંચાય છે, તેથી ભરતી ઉત્પન્ન થાય છે. (૨) તેથી ઉતરતું આકર્ષણનું

જોર વચ્ચે રહેનાર પૃથ્વીના નક્કર ગોળા ઉપર અને (૩) સૌથી થોડું બળ પાછલા એટલે વિરુદ્ધ બાજુ ઉપરના પૃથ્વીના અર્ધ ગોળ ઉપર રહેલા પાણીને લાગેલું હોય છે; તેથી તે પાણી જોમ વગર અને ઘસડાતું હોય તેમ પાછળ પાછળ પડતું ગોળાને વળગેલું હોય છે. આ કારણથી તે વિરુદ્ધ બાજુએ એકઠું થઈ જઈને ભરતી ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે ચંદ્રના આકર્ષણથી એકી વખતે બે ઠેકાણે ભરતી થાય છે; એક તેની તરફ અને એક તેથી વિરુદ્ધ દિશાએ. સૂર્યથી પણ તેવીજ રીતે બે તરફ અસર થાય છે. ચંદ્ર અને સૂર્ય જ્યારે એકજ દિશામાં હોય છે, ત્યારે બન્નેથી થતી બબ્બે ભરતીઓ એક બીજાને મદદગાર થઈ પડે છે, અને તેથી મોટી ભરતી આવે છે. આવી મોટી ભરતીઓ પુનમે અને અમાસે થાય એ સ્પષ્ટ છે.

સૂર્ય અને ચંદ્ર જ્યારે સામસામા કે એક તરફ સીધી લીટીમાં ન હોય ત્યારે પાણી વહેંચાઈ જાય છે. એ વહેંચણીમાં સૂર્યનું પણ આકર્ષણ બળ ૨/૫ હોવાથી ચંદ્રથી થતી બે તરફની ભરતીઓ પુનમ અને અમાસ કરતાં ઓછી માલમ પડે છે; કારણ કે ચંદ્રના આકર્ષણથી જેમ પાણી તેની સીધી લીટીમાં જવાનો પ્રયત્ન કરે છે તેમ સૂર્ય પણ પાણીને પોતાની તરફ ખેંચે છે. અને તેમનું જોર ૫:૨ ના પ્રમાણમાં હોવાથી તેનું પરિણામ એ થાય છે કે ચંદ્રની દિશામાં પાણીની ઉંચાઈ અમાસ પુનમ જેટલી વધી શકતી નથી, તેમ સૂર્યની દિશામાંથી પાણી છેક ખાલી થઈ જતું નથી.

સૂર્ય અને ચંદ્ર એક દિશામાં હોય ત્યારે, અને તેઓ વિરુદ્ધ દિશામાં હોય ત્યારે સૂર્યથી થતી આકર્ષણની અસર ચંદ્રથી થતી બે ભરતીઓ સાથે ઉપર કહ્યું તેમ મળી જાય છે, માટે તે દિવસોએ બે વાર ઘણી મોટી ભરતીઓ આવે છે;

પુનમે.—( ૧ ) સૂર્ય માથે અને ચંદ્ર અધોબિંદુમાં હોય ત્યારે,
( ૨ ) ચંદ્ર માથે અને સૂર્ય અધોબિંદુમાં હોય ત્યારે;
અર્થાત્, બપોરે અને મધ્યરાત્રીએ.

અમાસે.–( ૧ ) બન્ને માથે ( ૨ ) અધોબિંદુમાં હોય ત્યારે;
અર્થાત્, બપોરે અને મધ્યરાત્રીએ.

ચંદ્ર અને સૂર્યનાં આકર્ષણબળ પ્રસરીને પાણીને ઘસડી લાવે છે, માટે તેનો પૂર્ણ પ્રસાર કરવામાં વખત લાગે છે; તેમજ પૃથ્વીની (અને તેની

**ડ્રૉઈંગ-મેમરી** ડ્રૉઇંગ ફર્સ્ટ ગ્રેડ રૂ ૦-૪-૦ અને સેકન્ડ ગ્રેડ રૂ ૦-૬-૦ ફર્સ્ટ અને સેકન્ડ ગ્રેડના વિદ્યાર્થીઓ અને મહેતાજીઓ માટે

૨૪ થી વધારે નકલ મગાવનારને સેંકડે ૨૫ ટકા કમીશન આપવામાં આવશે.

**કર્ત્તા-ઉસ્માન બચલ અને મહોબતસિંહ મોતીભાઈ, કાઠિયાવાડ મેલ ટ્રેનીંગ કૉલેજ, રાજકોટ.**

---

શહેર છોહાના મહેતાજીઓને વિનતી જે અમોએ શહેર કતોપોર દરવાજાપર ગાળોપયોગી પુસ્તકોને સામાનની દુકાન ઉઘાડી છે ભાવ કીફાયત, કમીશનમા વધારો પ્રસંગ પાડી ખાત્રી કરો બુ સે ભાઇલાલ છગનલાલભટ્ટ

---

## પુસ્તકો વેચનારની મુખ્ય બે ઓફીસો.

શિક્ષકોને વિનતી જે નવા ધોરણ મુજબની નવી ટેક્સ્ટ બુક્સ ઈનામ તથા લાઈબ્રેરીમા જોઇતી બુકસો, કિન્ડરગાર્ટન તથા ડ્રૉઇંગ બુકો, ડ્રૉઇંગનો સામાન, મોટા રંગીન નકશા અને કાપી બુકસો વિગેરે જોઇએ તેમણે પાસેથી મગાવશો. શિક્ષકોના ઓરડરપર પુરતું લક્ષ દઇ, સુચના મુજબ કામ કરી સંતોષ ઉપજાવી, નમુના ગ્રાહક કરવા માગીએ છીએ ટેક્સ્ટ તથા ઇનામ બુકસો લાટબંધ ખરીદી પુષ્કળ **કમિશન** આપવા માડ્યુ છે આનાની ટીકીટ બીડી "**સુચીપત્ર**" મફત મગાવી લો

**ધિટિચર**-(મ. દ. આડતીઆ કૃત) આવૃત્તિ ૨ જી ઘણા શિક્ષકોએ આ પુસ્તક ખરીદી ઈંગ્રેજી ભાષાનું સંપૂર્ણ જ્ઞાન મેળવ્યુ છે વ્યાકરણના નિયમો ક્રમવાર ગોઠવેલા હોવાથી વગર કટાળે આનંદથી ઝટ શીખાય છે. માટે ઇંગ્રેજી શીખનારે તુરત મગાવી લેવી શીલકમાં જુજ પ્રતો રહી છે કિ રૂ ૧-૪-૦, શિક્ષક માટે રૂ ૧) પો જુદું

**મુંબાઇ-કાલબાદેવી રોડ. અમદાવાદ-રીચીરોડ.** } **મોતીલાલ મગનલાલ શાહ એન્ડ** (સન્સ) તમામ જાતના પુસ્તકો વેચનાર

---

**વડોદરા અને કાઠી. એજન્સીમાં ઈ. તથા લાય. માટે મંજુર થએલ, નવા ધોરણ પ્રમાણે શિષ્ય-શિક્ષક ઉભયને અતિ ઉપયોગી વ્યુત્પત્તિસાર ભા. ૧લો કિ ૦-૬-૦ક. વીશ ટકા. જયચન્દ બદ્રેશ્વર પ્રવેશક માસ્તર, જુનાગઢ.**

---

**કિન્ડરગાર્ટન** પદ્ધતિ ભા ૧ લો-રૂમો, પેસ્ટાલોઝી અને ફ્રૉબલના જીવન સહિત પહેલી ત્રણ બક્ષિસો ખેલો, કવિતા, વાર્તા અને ૧૬૨ ચિત્રો સાથે કિ ૩ ના કર્ત્તા ઉસમાન બી. તથા મહોબતસિહ એમ ટ્રેનિગ કોલેજ, રાજકોટ.

અંક ૬ ઠ્ઠો. પુસ્તક ૪૫ મું.

# The Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર.

જુન. ૧૯૦૬.

## અનુક્રમણિકા.



( કેળવણીખાતાના હુકમથી. )

અમદાવાદ.
" ગુનાઇટેડ " પ્રિન્ટિંગ પ્રેસ.

## "ખેડુત"

એ નામનું ખેતી તથા બગીચા સંબંધી ચોપાનિયું નવા રૂપમાં ગયા ફેબ્રુઆરી માસથી દર પખવાડિયે ૭ માસ તરફથી ફરીથી શરૂ કરવામાં આવ્યું છે ગુજરાત શાળાપત્રમાં તેના સ્વગરસ્થ તંત્રી રા. નવલરામભાઇ નીચે પ્રમાણે અભિપ્રાય આપી ગયા છે એટલે તેને વિષે બીજા ખાત્રીપત્રની જરૂર નથીઃ—

"આ વર્ષે નિકળેના ચાપાનિયામાં અમે "ખેડુત" ને સૌથી વધારે
"ઉપયોગી અને સિદ્ધિને પામેલું ગણીએ છીએ એમાં કૃષિશાસ્ત્રના સઘળા
"અંગ વત્તી ઓછી શાસ્ત્રીયતાથી સઘળાથી સમજાય એવી શૈલિએ લખાય
"છે ભાષા શુદ્ધ, સરલ, અને વાંચવી ગમે એવી છે"

**નેકનામદાર ગાયકવાડ સરકાર સાઠ્ઠી નકલો લઈ રેવિન્યુ ઓફિસોમાં તથા ખેડુતોમાં વ્હેંચે છે. જામનગર તથા રાધનપુર સ્ટેટ તમામ રેવિન્યુ ઓફિસમાં આપે છે.**

ખેતીમાં ખરેખરો સુધારો થવા માટે આ પત્ર ખરેખરા ખેડુતોના હાથમાં જવાની જરૂર છે, અને **મહેતાજીઓ** આ હેતુ સારી રીતે પાર પાડી શકે એમ છે તેથી તેમને ઉત્તેજન આપવાના હેતુથી અમે એવી યોજના કરી છે કે જે કોઇ **મહેતાજી** અમને નવા ગ્રાહક લાવી આપી તેનું લવાજમ મોકલાવશે તેને નીચે પ્રમાણે હકસાઇ આપીશું—

| | | | |
|---|---|---|---|
| ૧ થી ૪ | ગ્રાહક લાવનારને | દર નકલે | ૪ આના |
| ૫ થી ૯ | " | " " | ૬ " |
| ૧૦ કે વધારે | " | " " | ૮ " |

**વાર્ષિક લવાજમ રૂ ૨-૦-૦ ટપાલખર્ચ રૂ૦-૬-૦ છે.**

આ પત્ર સબંધી તમામ પત્રવ્યવહાર નીચેને શીરનામે કરવો—
**દુર્લભરામ રામજી જાની.**—"ખેડુત" ના તંત્રી-ભાવનગર.

---

**ટેક્સ્ટબુક** તરીકે સરકારે મંજુર કરેલ **સરળદેશીનામાની પદ્ધતિ**, ૧૮ મી આવૃત્તિ,૪ાા આના. **વ્યાકરણ શિક્ષણ માળા** અંક ૧ લો, (૫મી આવૃત્તિ) ૧ આનો ધો ૩ માટે. અંક બીજો (૫ મી આવૃત્તિ) ૨ાા આના ધો ૪ માટે, **નવું ગુજરાતી બાળ વ્યાકરણ** (૮મી આવૃત્તિ) ૪ાા આના ધો ૫,૬,૭ માટે, લાઇબ્રેરી બુક તરીકે મન્જુર છે પોસ્ટેજ ને વી પી ખર્ચ લેનારને શિર કમિશન ૫-૧૦-૧૫-૨૦ નગથી અનુક્રમે ૧૦-૧૫-૨૦-૨૫ ટકા. **પ્રેમચંદ કરમચંદ શાહ;** ડે એ ઇન્સ્પેક્ટર મુ **ગોંડળ.**

---

**દર્શનિકફોટો**—સુરતના પેન્શનર ડેપ્યુ એજ્યુ ઇન્સ્પે મી હીરાલાલ નરોત્તમદાસનો તા ૧-૧૦-૦૩ના દેશીમિત્રમાં તથા વિઠ્ઠલ ન ડીની સભામાં બોલાયલા કુંડળીઆ સહિતનો તકતામાં મઢવા લાયકનો ફોટો.લખો દેશી મિત્ર પ્રેસ્સ ઠી.રો ન

## સરસ્વતી પુસ્તકાલય તથા ધી ગુજરાત સ્ટેશનરી ઍન્ડ મિસેલેનિયસ કંપની લિમિટેડ–માલીક તથા એજંટ–
## પ્રભાશંકર રવિશંકર ત્રિવેદી.
## રીચીરોડ–અમદાવાદ.

નીચેની મુબાઈ ઇલાકાની સર્વ પ્રાથમિક શાળાઓમાં વપરાતી અને માન પામેલી, સરકારે મંજૂર કરેલી, ટેક્સ્ટ બુકો તથા શિક્ષકોને ખાસ ઉપયોગ માટે, તેમજ લાયબ્રેરી ઇનામ વગેરે માટે મન્જુર થએલી–તથા બીજી શાળાપયોગી ચોપડીઓના અમે સોલ એજંટ છીએ જેથી અમે સૌથી કિફાયત ભાવે આપી શકીશું.

| | | |
|---|---|---|
| લઘુવ્યાકરણ (ભા. ૧ થી ૩) | અમીધર કૃત. | આખાં પુસ્તક જવાબ સહિત તથા છુટા ભાગ. |
| લેખા (ભા. ૧ થી ૫) | | |

એકગણિત, રા. બા. લાલશંકર કૃત.
ભારતખંડનો સરળ ઇતિહાસ—રા. રા. વિઠ્ઠલદાસ કૃત
ગુજરાતનો વાર્તારૂપ ઇતિહાસ—(મિ–બારોટ તથા શાહ કૃત.)
ભૂતળ—રા બા. હરગોવિંદદાસ કૃત.

---

સંખ્યા પ્રવેશ—અમીધર કૃત, બાલ સ્વભાવ–મિ વૈષ્ણવ કૃત.

---

**પદાર્થપાઠ.** મિ ગ મ. વૈષ્ણવ (બી. એ બી, એસ, સી, ટ્રેનિંગ કૉલેજના પદાર્થપાઠના શિક્ષક) કૃત — **સચિત્ર**

| | |
|---|---|
| બાળવર્ગ તથા પહેલુ ધો | ૦–૩–૬ |
| બીજું તથા ત્રીજુ | ૦–૪–૦ |
| ચોથુ તથા પાચમુ | ૦–૪–૦ |
| ચઢતા ઉતરતા ધોરણવાર | ૦–૩–૦ |
| આખુ પુસ્તક | ૦–૧૨–૦ |

જ્ઞાન પ્રદીપ—નવીન પદાર્થપાઠ તૈયાર કરવામાં ઉપયોગી હકીકતનો સંગ્રહ. ૦–૧૨–૦

એ ઉપરાંત શાળોપયોગી તમામ પુસ્તકો દરેક જાતના કાગળો પેન્સિલો, કૉપીબુકો, વગેરે તમામ સામાન અમે ઘણા સારા કમિશનથી આપીશું. એક વાર કામ પાડી જુઓ.

# गुजरात शाळापत्र.

પુસ્તક ૪૫ મું. જુન ૧૯૦૬. અંક ૬.


## सार.

**બાળગીતનો સંગ્રહ છાપવાનો હોવાથી જુલાઈ અને ઑગસ્ટ માસનાં શાળાપત્રો ભેગાં કાઢવામાં આવશે, ને તે ઑગસ્ટની શરૂઆતમાં બહાર પડશે.**

ઈંગ્લંડના બોર્ડ ઑવ્ એડ્યુકેશને શિક્ષકવર્ગને જુદા જુદા વિષયો કેવી રીતે શિખવવા તે વિષે સૂચનાઓ કરી છે તેમાંથી ઇતિહાસના વિષયને લગતી સૂચનાઓ નીચે આપી છે ઇતિહાસનો વિષય કેવી રીતે શિખવવો, શિક્ષકમાં કેવા ગુણો હોવા જોઈએ વગેરે તમામ હકીકતનું સંપૂર્ણ વિવેચન શાળાપત્રના પુ૦ ૪૪ પૃ૦ ૩૨૧-૩૩૩ અને પૃ૦ ૩૫૪થી ૩૬૬સુધી મા આપ્યું છે તે સાથે આ સૂચનામાં આપેલા વિચારોનો મુકાબલો કરવો

દરેક પ્રકારની શાળામાં ઇતિહાસનું શિક્ષણ કઠણ છે, કારણ કે વિષય ઘણો વિસ્તીર્ણ છે, ઘણા વૃત્તાન્તો વિષે ખાતરીપૂર્વક હકીકત મળતી નથી અને કેટલીક બાબતો વિષે ઘણો મતભેદ હોય છે

પણ પ્રાથમિક શાળામાં શિક્ષકનું કામ વધારે અઘરૂં થાય છે, કે મકે શિક્ષણ સરળ તેમજ રસિક અને બુદ્ધિ કેળવે એવું હોવું જોઈએ, તેની સાથે ઉપલકીઉં ન થવું જોઈએ એમાંના ઘણા છોકરા બાલ્યાવસ્થામાંજ શાળા છોડી ધંધે વળગે એવી સ્થિતિમાં હોય છે તેમને પણ લાભ મળવો જોઈએ વળી એ શાળાના ઘણાખરા શિક્ષકોને સ્વતન્ત્ર સંશોધન કરવાને તક મળતી નથી, જે મૂળના પ્રમાણલેખો પરથી જેમણે પુસ્તકો રચ્યાં છે તેમના પુસ્તકો વાચવાનો અવકાશ કે પ્રસંગ મળતો નથી. તેઓ માત્ર નિર્મિત પુસ્તકોજ બહુધા વાચે છે પણ

શિક્ષક તેમજ શિષ્ય બંનેને અમુક સમયના ઇતિહાસ માટે મૂળનાં પ્રમાણપુસ્તકો ને લેખો ક્યાં છે તે જાણવાં જરૂરનાં છે.

પ્રાથમિકશાળામાં ઇતિહાસના શિક્ષણમાં આવી આવી અડચણો નડે છે, તોપણ દરેક શાળાના અભ્યાસક્રમમાં ઇતિહાસનો વિષય હોવો જરૂરનો છે. એ વિષયના જ્ઞાનથી આપણે આધુનિક સ્થિતિને પ્રાચીન સ્થિતિ સાથે સરખાવી શકીએ છીએ, સ્વતન્ત્ર પ્રજા હોઈએ તો કેવી રીતે એ સ્વતન્ત્રતા મેળવી છે તે જાણીએ છીએ, અને પરતન્ત્ર પ્રજા હોઈએ તો શાં કારણોથી સ્વતન્ત્રતા ખોઈ છે, અગાઉ કેવી સ્થિતિ હતી અને હાલ કેવી છે ઇત્યાદિ બાબતોનું આપણને જ્ઞાન થાય છે. મહાન્ પુરુષોનાં જીવનચરિત્ર જાણી તેમનાં ઉચ્ચ લક્ષણો પ્રાપ્ત કરવા ને વર્ત્તનો અનુસરવા યથાશક્તિ પ્રયાસ કરીએ છીએ.

શાળાઓમાં અને અન્ય સ્થળે (મહાવિદ્યાલયોમાં) આગલા સમયમાં ઇતિહાસના શિક્ષણમાં બહુધા વિગ્રહ અને યુદ્ધો, અને રાજા ને ઉમરાવોનાં જીવનને લગતી વાતોનોજ સમાવેશ કરવામાં આવતો હતો; પણ સમગ્ર પ્રજાના જીવન વિષે જોઈએ તેટલું વર્ણન કરવામાં આવતું નહોતું. પણ ઇતિહાસમાં યુદ્ધનાં પરાક્રમોના જેટલુંજ લક્ષ શાન્તિનાં મોટાં કામો પર આપવું જોઈએ. યુદ્ધનું વર્ણન આવે તેની સાથે સલાહશાન્તિના સમયમાં પ્રજાનાં જે જે બાબતોમાં જેવાં જેવાં અભ્યુદય અને ઉન્નતિ થયાં હોય તે સર્વેનું વર્ણન ઇતિહાસમાં આવવું જોઈએ. અમેરિકાની શોધ, છાપવાની કળાનું સંશોધન, ગુલામગીરીનો નાશ અને વિદ્યાના વિષયોને લગતી નવીન શોધોને ઇતિહાસમાં પ્રાધાન્ય આપવું જોઈએ.

પ્રાથમિકશાળામાં બાળક છોકરાંને શિક્ષણ આપવાનું છે ને તે વળી નિયમિત વખતમાં; તેથી શિક્ષકે માત્ર મુખ્ય મુખ્ય હકીકતોજ કહેવી. જેમ ભૂગોળના શિક્ષણમાં સ્થળનાં નામથી ખીચોખીચ ભરેલો નકશો વાપરવો ન જોઈએ, તેમ ઇતિહાસના શિક્ષણમાં ઓછી અગત્યની બાબતો પડતી મૂકવી જોઈએ અને મહાન્ પુરુષોનાં મહાન્ કૃત્યો પર શિક્ષકે શિષ્યનું ધ્યાન આકર્ષી લીન કરવું જોઈએ. બીજા દેશના ઇતિહાસો જે શિક્ષકે વાંચ્યા હશે તે પોતાનું શિક્ષણ અન્ય દેશના દૃષ્ટાન્તોથી રસિક કરી શકશે.

કઈ હકીકત ખાસ શિખવવા લાયક છે તે નક્કી કર્યા પછી શિક્ષક તેનો સંસ્કાર શી રીતે ચિરસ્થાયી કરી શકાય ને શિક્ષણ શી રીતે રસિક થઈ ફળીભૂત થાય તે વિષે વિચાર કરવો જોઈએ.

ઘણા શિક્ષકો આરંભમાં સાલ શિખવવી બહુ અગત્યની ગણતા નથી; કેમકે બાળકના મનમાં વખતનો વિચાર સહેલાઈથી આવતો નથી. ઘણાજ અગત્યના બનાવોની થોડીજ સાલ શિખવે છે ને તે સંબંધી પૂરતું જ્ઞાન આપે છે. જેમ જેમ ઊંચાં ધોરણોમાં બાળક જાય છે તેમ તેમ શિક્ષક વધારે, પણ મુખ્ય મુખ્ય બનાવોનીજ સાલો શિખવે છે.

દરેક પ્રકારના ઇતિહાસના શિક્ષણમાં ચિત્રો ઘણાં કિંમતી છે; પણ કાળા પાટીઆ પર શિક્ષક પોતાને હાથે જે ચિત્ર કાઢે છે, અને જેને અનુસરીને છોકરાં પોતે કાઢે છે તે અપૂર્ણ હોય તોપણ ઉત્તમમાં ઉત્તમ છાપેલાં ચિત્ર કરતાં પ્રથમ તેમનાં મન પર વધારે અસર કરે છે. બાળકો મોટાં થાય ત્યારે નામીચાં પુરુષો અને સ્ત્રીઓનાં ચિત્રો, લડાઈનાં કે અન્ય ઐતિહાસિક સ્થળોનાં ચિત્રોથી ઐતિહાસિક શિક્ષણ આબેહુબ બનાવો બનેલા જોયા હોય તેવી—પ્રત્યક્ષ દર્શન જેવી—અસર કરે છે. નકશાનો ઉપયોગ કરી ઇતિહાસના શિક્ષણને ભૂગોળના શિક્ષણ સાથે જોડતાં ચૂકવું નહિ.

ચિત્રો ગમે તેવી સારી અસર કરે, પણ ઐતિહાસિક સ્થળોના પ્રત્યક્ષ દર્શનથી જેવી અસર થાય તેવી કરી શકેજ નહિ; માટે મહાન્ પુરુષોનાં પરાક્રમસ્થળો અને મોટાં મોટાં સલાહશાન્તિનાં કુલનાં સ્થળોએ શિષ્યવર્ગને લઈ જવા. તે વિષે ત્યાંજ જ્ઞાન આપવાથી શિક્ષણ દઢ આકર્ષક થઈને ચિરસ્થાયી સંસ્કાર કરે છે.

વળી મુખપાઠ માટે કવિતા પસંદ કરવામાં આવે તેમાંની કેટલીક ઐતિહાસિક વિષયને લગતી હોવી જોઈએ. નિબન્ધના વિષયો પણ એમાંથી પસંદ કરી શકાય. આ રીતે ઇતિહાસનું શિક્ષણ સફળ થાય છે.

આરંભમાં વાર્તારૂપે ઇતિહાસ કહેવો ને પાછળથી બીજી પદ્ધતિઓનો ઉપયોગ કરવો. આગળ જતાં સારી રીતે લખાયલું ઇતિહાસપુસ્તક છોકરાંઓના ઉપયોગ માટે નક્કી કરવું.

ઇતિહાસ શિખવવાની મુખ્ય બે શૈલી છેઃ—એક વર્ષાનુક્રમણી પ્રમાણે શિખવવાની અને બીજી શિષ્યની શક્તિને અનુસરી જુદા જુદા પ્રકારના વૃત્તાન્તો—રાજકીય, સામાજિક, સાહિત્યને લગતા ઇત્યાદિ—શિખવ-

વાની. દરેક શૈલીના ખાસ લાભ છે; પરંતુ બે શૈલીનું સંમિશ્રણ કરવાથી વિશેષ લાભ થશે. પહેલી શૈલીનેજ અનુસરી શિક્ષણ આપવામાં આવે તે પ્રથમ પ્રસિદ્ધ પુરુષો અને વૃત્તાન્તો પરજ શિષ્યવર્ગનું લક્ષ ખેંચવું. પણ જેમ જેમ વખત જતો જાય તેમ તેમ હકીકતો વધારે કહેતા જવું અને વિગતવાર વિવેચન કરતા જવું. બીજી શૈલી પ્રમાણે શિષ્યની શક્તિને અનુસરી પ્રથમ રાજકીય વૃત્તાન્તો, પછી સામાજિક, પછી સાહિત્યને લગતા, અને પછી રાજ્યબંધારણને લગતા વિષયો શિખવવા.

મૅજિક લૅન્ટર્નથી જુદા જુદા બનાવોને લગતાં ચિત્રો દર્શાવવાથી શિક્ષણ રસિક અને વિશેષ ફળીભૂત થશે.

ઇતિહાસ શિખવવાની વખતે નકશો પાસે રાખવો અને છોકરાઓને ભૂગોળ ને ઇતિહાસનો સંબંધ જોડતાં શિખવવું. દેશની કુદરતી સ્થિતિ અને રચનાથી તેના ઇતિહાસનું સ્વરૂપ કેવી રીતે ઘડાય છે તે તેમને શોધી કાઢતાં શિખવવું.

ઇતિહાસનું શિક્ષણ અસરકારક થયું હશે તો શિષ્યને આગળ જતાં એ વિષય પર પ્રેમ ઉત્પન્ન થઈ વધારે વાંચવાની અભિરુચિ થશે. આ સ્થિતિમાં શિષ્યને સારા પુસ્તકાલયમાં લઈ જઈ ત્યાંનાં પુસ્તકોનો ઉપયોગ કરતાં શિખવવું.

કોઈ પ્રદેશનો સાંપ્રત કાળનો ઇતિહાસ આકર્ષક હોય તો શિષ્યનું ધ્યાન તે તરફ ખેંચવું. ઇતિહાસનું શિક્ષણ ફળીભૂત થયું હશે તો વર્તમાન વૃત્તાન્તોમાં શિષ્યને રસ ઉત્પન્ન થશે.

અગત્યના ઐતિહાસિક વૃત્તાન્તોનું જ્ઞાન આપવાથીજ શિક્ષકે કૃતાર્થ થયા સમજવું નહિ, પરંતુ ઇતિહાસનું વલણ અમુક પ્રકારનું થવાનાં શાં કારણો છે તે શોધી કાઢતાં શિખવવું એ તેનો આખરનો ઉદ્દેશ હોવો જોઈએ. આ ઉદ્દેશથી શિષ્યનું લક્ષ આરંભમાં સુપ્રસિદ્ધ પુરુષોનાં ચરિત્રો અને વૃત્તાન્તો તરફ ખેંચવું. બાળકને તેમાં રસ ઉત્પન્ન થશે અને શિક્ષકનો ઉદ્દેશ ફળીભૂત થવાને સાધન મળશે. શિક્ષકે સમજવું જોઈએ કે બાળકો તેનો ઉદ્દેશ સમજવાનાં નથી. ઓછી અગત્યની બાબતોને વિષે ટુંકી હકીકત કહી મુખ્ય બાબતો પરજ વિશેષ લક્ષ ખેંચવું.

ઇતિહાસના શિક્ષણનાં સાત વર્ષ ધારી તેમાં કેવા પ્રકારનું શિક્ષણ આપવું તે વિષે બોર્ડની યોજના નીચે પ્રમાણે છેઃ—

## પહેલું અને બીજું વર્ષ.

આ વર્ષમાં છોકરાંને મોંએથી ઇતિહાસ શિખવવો. પુસ્તકો વાંચવા દેવાં નહિ. કેટલાંક સુપ્રસિદ્ધ પુરુષ ને સ્ત્રીનાં જીવનચરિત્રો જેમ બને તેમ આબેહુબ ચિત્ર નજરે પડે તેમ શિખવવાં. તેમનાં નામો સાથે આકર્ષક વાર્તાઓ કે બનાવો જોડાયલાં હોય તે કહી બતાવવાં. અંગ્રેજી ભાષામાં એવી વાર્તા કે ચરિત્રનાં જોઈએ તેવાં પુસ્તકો છે, તેમાંથી શિષ્યનું ધ્યાન ખેંચાય એવી બાબતો પસંદ કરવામાં શિક્ષકને મહેનત પડશે નહિ. વાર્તાના નાયકોના ને જેનાં ચરિત્ર કહેવાં હોય તે સ્ત્રીપુરુષોના સદ્ગુણો વિષે ખાસ વિવેચન કરવું જોઈએ ને ચિત્રોનો બહોળો ઉપયોગ કરવો જોઈએ; અને તેઓ મન પર તાત્કાલિક અસર કરે એવાં જોઈએ. ઘણી વાતો ઉપર ઉપરથી કહેવા કરતાં અગત્યની થોડી વાતો શિષ્યની વયને અનુસરીને યથાયોગ્ય સવિસ્તર કહેવાથી સંસ્કાર વધારે દૃઢ થશે. પૃથ્વીના ગોળાનો કે દુનીઆના નકશાનો ઉપયોગ કરવાથી શિક્ષણ રસિક અને વધારે અસરકારક થશે. આની સાથે ભૂગોળનો સંબંધ જોડી કેટલીક હકીકત વાર્તારૂપે કહી શકાય. એ હકીકતનો સંગ્રહ નીચે પ્રમાણે છેઃ—જંગલી પ્રજાનું જીવન, જંગલો, જંગલી પ્રાણીઓ અને તેનો સ્વભાવ, પાળેલા પ્રાણીઓની જંગલી રીતો, સુધરેલી પ્રજા સાથે જંગલી પ્રજાનો પ્રથમ સંબંધ થયો તેની હકીકત, જંગલી પ્રજાનો પછીથી થયલો સુધારો, એ સુધારો પ્રથમ કિનારા પરના પ્રદેશમાં જ્યાં વહાણો સહીસલામત રહી શકે ત્યાં શરૂ થાય છે, પછી નદીમાર્ગે દેશની અંદર પ્રસરે છે, ને જેમ જેમ દરીઆથી અમુક પ્રદેશ દૂર હોય તેમ ત્યાં મોડો થાય છે, અર્વાચીન સમયમાં આગગાડીની સડકો થવાથી તે સર્વત્ર ફેલાઈ જાય છે.

## ત્રીજું વર્ષ.

હવે ઇંગ્લંડના ઇતિહાસનાં મહાન્ સ્ત્રીપુરુષોનાં જીવનચરિત્રો શિખવવાં. એ પસંદ કરવામાં કાલનો અનુક્રમ લક્ષમાં રાખવો. પ્રથમ વાર્તારૂપે ચરિત્રોનું નિરૂપણ કરવું, અને તે પ્રદર્શનરૂપે અને અસરકારક થવું

જોઈએ. શિક્ષકે વાર્તાના રૂપમાં ચરિત્ર વર્ણવી સારા ઇતિહાસના પુસ્તકમાંથી તે વાંચી બતાવવું. એ પુસ્તક ઉત્તમ રીતે લખાયલું તથા ચિત્રોથી ભરપૂર હોવું જોઈએ. નવ વર્ષનાં છોકરાંને અનુકૂળ થાય એવી તેની ભાષા સરળ અને રસિક હોવી જોઈએ. પાઠ વખતે કુદરતી સ્વરૂપ સમજાય એવો ઈંગ્લંડનો ( રીલીફ ) નકશો પાસે રાખવો; ચિત્રોનો પણ ઉપયોગ કરવો ને બને ત્યાં મૅજિક લૅન્ટર્નના પ્રયોગ કરવા. પણ ઉત્તમ નકશા ને ચિત્રો મળી આવતાં હોય તોપણ તે કરતાં શિક્ષકે જાતે કાળા પાટીઆ પર દોરેલાં ચિત્રો વધારે અસરકારક થાય છે એ વાત શિક્ષકે કદી ભૂલવી નહિ. શિક્ષકે વાર્તાસ્વરૂપે જે હકીકત કહી હોય તે એકાદ શિષ્ય પાસે બધી બોલાવવી અને વરસમાં દરેક શિષ્ય પાસે એ પ્રમાણે ઓછામાં ઓછી એકવાર બોલાવવા ભૂલવું નહિ. આ વર્ષમાં તેમજ એની પછીના વર્ષમાં ભૂગોળનો સંબંધ જોડી ઉપલા વર્ષમાં આપેલા સંગ્રહમાંની કેટલીક બાબતો શિખવી શકાય.

## ચોથું વર્ષ.

ત્રીજા વર્ષમાં બતાવેલીજ શૈલી આદરવી, પરંતુ મહાન્ સ્ત્રીપુરુષોનાં ઉત્તમ જીવનનાં ને કૃત્યનાં ચિરસ્થાયી પરિણામો પર શિષ્યનું ધ્યાન આ વર્ષમાં ખાસ ખેંચવું. આથી પૂર્વ સમયના વૃત્તાન્તોથી હાલના ઇતિહાસ પર શી અસર થઈ છે તે સમજાશે. ચિત્રો વગેરેનો વિશેષ ઉપયોગ કરવો. વર્ષને અન્તે પાસેનાં ઐતિહાસિક સ્થળોની મુલાકાત લેવી અને તે સ્થળે ઇતિહાસનું જ્ઞાન આપવું. ઇતિહાસને લગતા નિબન્ધો લખાવવા.

## પાંચમું, છઠ્ઠું ને સાતમું વર્ષ.

પાંચમા વર્ષથી શિક્ષણ વધારે નિયમસર ને પદ્ધતિસર થવું જોઈએ. હજી શિક્ષકે મોંના શિક્ષણનોજ વિશેષ ઉપયોગ કરવો; પરંતુ જેમ જેમ છોકરાં મોટાં થતાં જાય ને જેમ જેમ તેમને જાતમહેનતની ટેવ પડતી જાય તેમ તેમ સારૂં ઇતિહાસપુસ્તક તેમને માટે નક્કી કરી તે વાંચવાની ટેવ પાડવી જોઈએ. ઇતિહાસના શિક્ષણથી ધ્યાનપૂર્વક મનમાં વાંચવાની ને વિચાર કરવાની ટેવ કેળવવાનો ખાસ પ્રસંગ મળે છે, તેથી ઇતિહાસપુસ્તક ઉત્તમ પ્રકારનુંજ પસંદ કરવું જોઈએ. એ પુસ્તકમાં બહુ પારિભા-

પિક શબ્દો ન હોવા જોઈએ. તેમાં ખરા ઐતિહાસિક વૃત્તાન્તો વર્ણવેલા હોવા જોઈએ, અનિશ્ચિત હકીકતો ન જોઈએ. સુપ્રસિદ્ધ પુરુષો અને વૃત્તાન્તોનું વર્ણન સવિસ્તર હોવું જોઈએ અને વાર્તાનો સંબંધ તૂટવો ન જોઈએ. વળી પુસ્તક પસંદ કરવામાં ચિત્રોનું ઉપયોગીપણું પણ વીસરી જવું નહિ.

ઐતિહાસિક જ્ઞાન મેળવવા માટે પુસ્તકો ઘણાં ઉપયોગી છે, તોપણ શિક્ષક જે વ્યાખ્યાનરૂપે ઉત્તમ શિક્ષણ આપે છે તેની ખોટ કોઈ પણ પુસ્તક પૂરી પાડી શકશે નહિ. વ્યાખ્યાનપદ્ધતિ અને પુસ્તકનું વાચન, બંનેનું સંમિશ્રણ કરવાથી ઉત્તમ પરિણામો નીપજે છે. વ્યાખ્યાનથી શિક્ષણ રસિક થઈ સંસ્કાર ઊંડા પડે છે. વાંચવાથી યાદ રહે છે તે કરતાં સાંભળવાથી વિશેષ યાદ રહે છે. તેમજ નિર્મિત પુસ્તક વાંચવાથી પુનરાવર્તન કરવાનો પ્રસંગ મળે છે અને જ્ઞાન નિશ્ચિત અને દૃઢ થાય છે.

જે નિશાળોમાં શિક્ષકોની સંખ્યા થોડી હોય છે ને સાહિત્યો પણ નિયમિત હોય છે તે નિશાળમાં ત્યાં કે ઘેર અભ્યાસ કરવા માટે પુસ્તકમાંથી થોડો ભાગ નક્કી કરવો ને પછી તેને લગતા પ્રશ્નો પૂછી તેમની પાસે વાંચેલી હકીકત મોંએ કહેવડાવી કે વંચાવી તેમના જ્ઞાનની કસોટી કરવી. પણ આ પદ્ધતિનો ઉપયોગ કરતી વખતે ભૂલવું નહિ કે છોકરાંઓ પુસ્તકનાં પાનાં ગોખી ન નાંખે. આ ભય બે રીતે ઓછું કે દૂર કરી શકાય. શિક્ષક વ્યાખ્યાનશૈલીથી પુસ્તકના વિષયને રસિક કરી શકે, તેમજ જુદાં જુદાં પુસ્તકોમાં એજ વિષયને લગતી હકીકતો છોકરાં પાસે વંચાવી તેમને વિષયમાં પ્રેમ ઉત્પન્ન કરે અને મુકાબલો કરી કયું સપ્રમાણ છે ને કયું નથી તેની પરીક્ષા કરવાની ટેવ પાડે.

અભ્યાસક્રમ કેટલો નક્કી કરવો ને કેવી રીતે શિખવવો તેનો આધાર ઘણે ભાગે છોકરાંની ઉમ્મર, ઇતિહાસના વિષય માટે જેટલો વખત રોકી શકાય તે વખત, શિક્ષકની અભિરુચિ અને શિક્ષકવર્ગની સંખ્યા ને યોગ્યતા પર રહે છે. પણ નાનામાં નાની નિશાળમાં પણ સાધારણ બુદ્ધિવાળું બાળક નિશાળ છોડતા પહેલાં ઇંગ્લંડના ઇતિહાસની મુખ્ય તેસર હકીકતોનું સ્પષ્ટ જ્ઞાન મેળવી શકે એવી ગોઠવણ કરી શકાય. એવી

મોટી નિશાળોમાં જ્યાં શિક્ષકવર્ગ મોટો હોય ને સાહિત્યો પુષ્કળ હોય ત્યાં ઈંગ્લંડના ઇતિહાસના વધારે અગત્યના બનાવોનું વિશેષ જ્ઞાન આપી શકાય, તેમજ ઈંગ્લંડના કાયદાના બંધારણની ને બ્રિટિશ સામ્રાજ્યના ઉદય ને વૃદ્ધિની હકીકત શિખવી શકાય અને પરદેશને લગતી પણ કેટલીક હકીકત કહી શકાય.

વિષય એવો તો વિસ્તીર્ણ છે કે તે શિખવવાની પદ્ધતિઓ પણ અનેક હોઈ શકે. શિક્ષકે અધિકાર ને પાત્રને અનુસરી અમુક પદ્ધતિનું અવલમ્બન કરવું. ત્રણ શૈલીઓ મુખ્ય છે. પહેલી શૈલી પ્રમાણે આરંભમાં આખા દેશનો સંક્ષિપ્ત ઇતિહાસ શિખવવો, પછી ક્રમે ક્રમે હકીકત વધારે વધારે કહેતા જવું. આથી સાતમા વર્ષનું શિક્ષણ લીધા પહેલાં જે છોકરો નિશાળ છોડશે તેમને પણ આખા ઇતિહાસનું સાધારણ જ્ઞાન મળ્યું હશે. વળી તેની તેજ હકીકત વિશેષ સંપૂર્ણતાથી અને કેટલીક નવીન હકીકતના વધારા સાથે કહેવાથી પુનરાવર્તન થશે અને સંસ્કાર દૃઢ થશે. બીજી શૈલી પ્રમાણે કાલાનુક્રમણીને અનુસરીને શિક્ષણ આપવામાં આવે છે. ઈંગ્લંડના ઇતિહાસના ત્રણ વિભાગ કરી એકેક ભાગ એકેક વર્ષમાં શિખવાય છે. આથી ત્રણે વર્ષે પદ્ધતિમાં કંઈ ફેરફાર થતો નથી ને પહેલી શૈલી કરતાં વિશેષ હકીકત કહી શકાય છે. દેશનો સમગ્ર ઇતિહાસ શિખવવાને બદલે થોડો ભાગ શિખવવાનો હોવાથી તે ભાગ વિગતવાર હકીકત સાથે શિખવાય છે. ત્રીજી શૈલી વધારે ઊંચા પ્રકારની છે અને બંને શૈલી કરતાં એ વિશિષ્ટ શિક્ષણને લગતી છે. પહેલું આખું વરસ યૂરોપનો ઇતિહાસ શિખવવામાં જાય છે, અને બીજાં બે વરસો શહેરી તરીકે ફરજ અને ખાસ મુદતનો ઇતિહાસ શિખવવામાં જાય છે. જે શાળામાં શિક્ષકવર્ગ પૂરતો હોય, શિષ્ય સાધારણથી ઊંચા હોય અને તેમનો પાછલો અભ્યાસ ઘણો સારો થયો હોય ત્યાં આ શૈલી ઘણી સફળ થાય છે.

આમાંની ગમે તે શૈલી સફળ થવા માટે કથિતપાઠની સારી યોજના તૈયાર કરવી જોઈએ ને તે કરવામાં શિક્ષકે યોગ્ય વખત લેવો જોઈએ તેમજ મનન કરવું જોઈએ. ઇતિહાસના વિષયમાં કથિતપાઠ પદ્ધતિસર આપવાનો જેને મહાવરો નથી તે પહેલા વરસમાં મહિનામાં એક વાર સારો પાઠ તૈયાર કરી શકશે અને પહેલા કરતાં બીજા વરસમાં વધારે વાર આપી શકશે,

આ પ્રમાણે એની પાસે ઘણા પાઠો તૈયાર થશે. આમ નિયમિત યોજના પ્રમાણે પાઠો તૈયાર કર્યા પછી કોઈ કોઈ વખત શિક્ષકને જુદા પાઠો આપવાનું મન થશે; કેમકે નવીન નવીન પુસ્તકો વાંચવાથી તેને નવાં વિષયો જડશે કે જૂના વિષયો પર નવો પ્રકાશ પડશે. ઇતિહાસનું શિક્ષણ રસિક કરવાની શક્તિ તેનામાં આવશે એટલે આવા નવા પાઠોમાં છોકરાંનું ધ્યાન ખેંચી શકશે, તેમજ વર્તમાન સમયના ઐતિહાસિક બનાવો તરફ પણ તેમનું મન વાળી શકશે ને વિચાર ને સંશોધન કરવાની ટેવ પાડશે.

બધા પાઠોમાં ઇતિહાસ અને ભૂગોળનો સંબંધ જોડવો, અને શિક્ષણ રસિક કરવા માટે ચિત્ર અને અન્ય સાહિત્યોની મદદ લેવી. ચિત્રો, છબીઓ, મૅજિક લૅન્ટર્નથી દર્શાવાતાં ચિત્રો, જૂના સિક્કા ને છાપાનો ઉપયોગ કરવાથી વિષય આકર્ષક થશે. જેમ જેમ વિષય શિખવાતો જાય તેમ તેમ નકશા, ચિત્રો અને સંક્ષિપ્ત નોંધ કાળા પાટીઆ પર લખવાથી વૃત્તાન્તો પ્રત્યક્ષ બનતા હોય એવા રસિક અને અસરકારક થશે. રાજા અને મહાન્ પુરુષોનાં ચિત્રો દર્શાવવાથી તેમનાં જીવનચરિત્ર મન પર વધારે ઠસશે. ઉત્તમ ઐતિહાસિક પુસ્તકો—મેકોલે, ફ્રાઉડ જેવા ગ્રન્થકારોના—વર્ગમાં વાંચવાથી શિષ્યનાં મન પર પાકની છાપ વધારે ઊંડી પડશે ને તેમને વિષય પર અભિરુચિ ઉત્પન્ન થશે. બીજાં ઇતિહાસનાં પુસ્તકો, કાવ્યો ને વાર્તાઓ વાંચવાની છોકરાંને ટેવ પાડવી. ઐતિહાસિક સ્થળો—જૂનો કિલ્લો, મઠ, રણક્ષેત્ર કે કબરો—શિષ્યવર્ગને બતાવવાથી જે લાભ થાય છે તે તરફ દુર્લક્ષ ન થવું જોઈએ. ત્રણે વર્ષમાં શિષ્યોને જે ઇતિહાસ શીખ્યા હોય તે મોંએ કહેવાની તેમજ લખી લાવવાની ટેવ પાડવી. વધારે બુદ્ધિશાલી શિષ્યોને નિશાળનાં પુસ્તકાલયોમાંથી સારાં સારાં પુસ્તકો વાંચવાનું કહી સ્વતન્ત્ર સંશોધન કરતાં શિખવવું. દરેક શૈલીમાં શિક્ષકનો ઉદ્દેશ માત્ર વૃત્તાન્તોનું જ્ઞાન આપવાનોજ નહિ પણ વિશેષ જ્ઞાન મેળવવા શિષ્યની વૃત્તિ ઉત્તેજવાનો હોવો જોઈએ. જ્યાંસુધી એ વિષય પર અભિરુચિ થઈ નથી ને અવકાશને સમયે વિશેષ જ્ઞાન મેળવવા મન ઉત્કંઠિત થતું નથી ત્યાંસુધી શિક્ષણ ફળીભૂત થયું નથી એમ સમજવું અને શિક્ષકે પોતાને કૃતાર્થ માનવો નહિ.

## ઈંગ્લંડના ઇતિહાસની ત્રણ શૈલીઓ.

| અ. | બ. | क. |
| --- | --- | --- |
| **પાંચમું વર્ષ.** | **પાંચમું વર્ષ.** | **પાંચમું વર્ષ.** |
| ઈંગ્લંડનો સંક્ષિપ્ત ઇતિહાસ. કથિતપાઠથી શિખવેલી હકીકત સારૂં નિરૂપણ કર્યું હોય ને સારાં ચિત્રો હોય એવાં પુસ્તકની મદદથી સંપૂર્ણ કરવી. પ્રસિદ્ધ સ્ત્રીપુરુષો ને નામીચા બનાવોને લગતી હકીકત વધારે વિગતવાર આપવી.<br>દેશાભિમાનને ઉત્તેજે એવાં કાવ્યો ને ગરબીઓ મોંએ કરાવવાં. | ઇ. સ. ૧૪૮૫ સુધી ઈંગ્લંડનો પ્રતિહાસ. ઈંગ્લંડ શી રીતે બન્યું ને પાર્લમેંટની સત્તા શી રીતે ઉત્પન્ન થઈ તે વિષે ખાસ ધ્યાન ખેંચવું. કાર્યકારણભાવ પર ભાર મૂકવો કે વિચારશક્તિ તેમજ સ્મરણશક્તિ કેળવાય. | યૂરોપના ઇતિહાસનાં શૂરવીર સ્ત્રીપુરુષો; તેમજ લડાઈમાં ને સલાહશાન્તિમાં, પ્રાચીન ને અર્વાચીન યૂરોપના ઇતિહાસના મુખ્ય બનાવો. વિષય વિશાળ છે, તેમાંથી ઘણા આકર્ષક બનાવો—જેવા કે થર્મોપિલી આગળ લીઓનીડાસ, સૉક્રેટીસ, હૅનિબૉલ, જુલીઅસ સીઝર, શાર્લમેન, મહાન્ ફ્રેડરિક વગેરે—શિખવવા. |
| **છઠ્ઠું વર્ષ.** | **છઠ્ઠું વર્ષ.** | **છઠ્ઠું વર્ષ.** |
| વધારે વિગતવાર ઈંગ્લંડનો ઇતિહાસ. વધારે ઉપયોગી સૈકાઓ અને વિશેષે કરીને રાજ્યની વૃદ્ધિ પર ધ્યાન ખેંચવું. ઐતિહાસિક વાતો વાંચવી.<br>યોગ્ય કાવ્યો મોંએ કરાવવાં. | ઈંગ્લંડનો ઇતિહાસ ઇ. સ.૧૪૮૫-૧૬૮૮ સુધી.<br>ઈંગ્લંડમાં ધર્મના સુધારો થયો તે પર તેમજ રાજ્યની વૃદ્ધિ અને રાજા અને પાર્લમેંટ વચ્ચે સત્તા માટે તકરાર પર ખાસ લક્ષ ખેંચવું. | બ્રિટિશ સામ્રાજ્યનો ઉદય. મોટી મોટી શાસ્ત્રીય શોધો, નવીન યોજના કરનારા ને યોદ્ધાઓનાં જીવનચરિત્ર. શહેરીપણા વિષે પ્રથમ પાઠ, સ્થાનિક ઇતિહાસ. લંડનની શાળાઓમાં ટાવર, સેંટપૉલ ને વેસ્ટ મિન્સ્ટર ઍબિની મુલાકાત સાથે મુડીના વધારાના ઇતિહાસને જોડવો. પ્રાચીન ઐતિહાસિક જગાઓવાળાં સ્થળોમાં સ્થાનિક ઇતિહાસ અને સંભારણાનાં ચિહ્નોને શિક્ષણનાં આધારભૂત કરવાં. |

## સાતમું વર્ષ.

એથી પણ વધારે ત-પસીલવાર ઇંગ્લંડનો ઇ-તિહાસ. વૃત્તાન્તોના કાર્યકારણભાવના અભ્યાસથી, સંસ્થાના અંદરના વ્યાપારથી અને શહેરીપણા વિષે કથિત પાઠથી ઇતિહાસની તપસીલ વધારવી. આ સમયે ખાસ મુદતને લગતો ઘણો બારીક અભ્યાસ થઈ શકે. જે સ્થળે શાળા હોય તેની સાથે એ મુદતને સંબંધ હોય તો વધારે સારું. જેમકે—

(૧) ઇંગ્લંડના પશ્ચિમમાં : એલિઝાબેથના સમયના સાહસિક પુરુષો અને ઇંગ્લંડના દરીઆઈ બળની વૃદ્ધિ.

(૨) પૂર્વમાં: ઓલિવર ક્રોમ્વલ અને પ્યુરિટન લોકોએ કરેલા ફેરફાર.

(૩) ઉત્તરભાગ : ઔદ્યોગિક ફેરફાર.

(૪) મધ્ય ભાગ: મોટો સ્થાનિક વિગ્રહ (સિવિલ વૉર ).

(૫) વેલ્સ : ઓવેન ગ્લેનડાવરનું ચરિત્ર.

(૬) લંડન : લંડનનો ઇતિહાસ.

ખાસ વિષમ પરના પાઠો, ખાસ પુસ્તકો (વાર્તા કે જીવનચરિત્ર) વાં-

## સાતમું વર્ષ.

ઇ. સ. ૧૬૮૮થી સાંપ્રતકાળ સુધી ઇંગ્લંડનો ઇતિહાસ. સામ્રાજ્યની વૃદ્ધિ અને ઔદ્યોગિક ફેરફાર પર વિશેષ લક્ષ આપવું. શહેરીપણા વિષે પાઠો.

## સાતમું વર્ષ.

સ્થાનિક અને સમગ્ર પ્રજાને લગતા શહેરીપણા વિષે પાંત્રીસ પાઠો. મુલાકાતો જારી રાખવી.

આસરે ત્રીસ વરસની ખાસ કાલમર્યાદા (જેવી કે એલિઝાબેથનું રાજ્ય, લાંબી પાર્લમેન્ટ, ઍનનું રાજ્ય) ને લગતા અને તે સમયના સાહિત્ય તથા ગઢોનો ને સ્મારક સ્થળોને લગતા ૩૫ પાઠો; ઇતિહાસનાં સાધનોનો પ્રથમ વિચાર ને પ્રમાણોનો ઉપયોગ.

ઘરનું વાચન ને પુસ્તકાલયનો ઉપયોગ.

ચી કે યોગ્ય કાવ્યોથી પરિપૂર્ણ કરી શકાય.
પાસેના સ્થળમાં ઐતિહાસિક સ્થાનો, જેવાં કે જૂનો કિલ્લો, મઠ, રણક્ષેત્ર, વગેરેની મુલાકાત લેવાય ને તેનું વર્ણન કરી શકાય.

---

# કિંડર્ગાર્ટન.

પુસ્તક ૪૫, પૃ૦ ૭૫ થી ચાલુ.

## કિંડર્ગાર્ટન ઉદ્યોગની બક્ષીસો ૧૧ થી ૨૦.

અત્યાર સુધીની રમતો એવી આવી કે જે આકાર બાળકો બનાવે તે આકાર તેજ સ્થળે ભાગી નાંખી તેનાં સાધનો પેટીમાં મૂકી દે. તેમનાંથી પોતાના ઉદ્યોગનું ફળ બહાર લઈ જઈ બતાવી શકાય નહિ. આ કારણથી મિત્રો અને માબાપને પોતાના ઉદ્યોગનું ફળ બતાવવાથી ઉત્પન્ન થતો સંતોષ અને તૃપ્તિનો અનુભવ તેમને કોઈ વખત મળી શકે નહિ. આ તેમની ઇચ્છા પરિપૂર્ણ કરવાના હેતુથી હવેથી આવનારી ( ૧૧ થી ૨૦ સુધીની ) બક્ષીસો યોજેલી છે.

આ બક્ષીસોમાં અમુક ઉદ્યોગમાં કામમાં આવતાં અને કારીગરોને વાપરવાનાં સાધનમાત્ર બાળકોના હાથમાં મૂકવામાં આવે છે.

આ સાધનોનીજ મદદથી બાળકો પોતાની મેળે આજ સુધી અપામલા જ્ઞાનની મદદથી નવીન નમુના તૈયાર કરે છે, અને તે નમુના બીજાઓને બતાવી તેમની પ્રસન્નતા અને વખાણથી થતા આનંદનો સંપૂર્ણ અનુભવ કરે છે.

આજ સુધી આવેલાં સાધનોથી જે આકાર બાળકો બનાવતા તે આકારોમાં ભૂલ થયલી હોય તો તે વગર મહેનતે સાંજ સાધનો ફેરવીને સુધારી શકાતી, એટલે કદાચ બાળકોની વારંવાર ભૂલ થાય તોપણ શિક્ષકનું કે બાળકનું પોતાનું બહુજ ધ્યાન અને કાળજી ન રહે એ સંભવિત

છે. પણ હવેથી જે બક્ષીસો આવવાની તેમાંની ઘણીખરીમાં થનારી ભૂલો જલદી સુધારી શકે તેવી નહિ હોવાથી, તે ભૂલો બાળકને બહુ મહેનત આપે છે, અથવા ન સુધારી શકે તો બહુ વખત તેનું દુઃખ અને દિલગીરી તેને સોસવી પડે છે. આને લીધે બાળકોને બહુજ કાળજીથી કામ કરવાની ટેવ પડે છે. સોયા વતી એકાદ ખોટું કાણું પડાયું તે કદી મિથ્યા થવાનું નહિ. એ ઘાટ બગડયો તે બગડયો, પાછો સુધરવાનો નહિ અને જ્યારે જ્યારે જોવામાં આવે ત્યારે ત્યારે તેની તે ભૂલ નજરે પડ્યા વિના રહેવાની નહિ, તેમજ તેથી ઉત્પન્ન થતી દિલગીરી પણ થયા વિના રહેવાની નહિ. એક કાપ ખોટો મૂક્યો કે કાગળ અને નમુનો બધું નાંખી દેવુંજ પડે. આપણે મોટા માણસ છતાં પણ જેમાં વગર મહેનતે ભૂલો સુધરી શકે તેવાં કામો કરીએ ત્યારે બેદરકારીથી ઘણી ભૂલો કરીએ એ પ્રત્યક્ષ અનુભવ છે. પરંતુ તાજમહેલ કે આબુનાં દેવળો જેવાં મકાનના પથ્થર ઘડનારના મનને કેટલી સાવચેતી રાખવી પડતી હશે તેનો આપણે ખ્યાલ કરો. એક આખા પથ્થર ઉપર હજારો રૂપીઆ જેટલી મજુરી થઈ ચૂકી હોય તોપણ એક ટાંકણું ખોટું, કે ભારે વાગ્યું તો તમામ કામ રદ!

આ બક્ષીસોમાં વળી બીજી જાતની સંભાળ લેવી પડે છે. આજ સુધી બાળકોના હાથમાં જે સાધનો આપવામાં આવતાં તે તેઓ ગમે તેમ વાપરી શકતા તેથી તેમને હરકત કે નુકસાન થાય તેવો સંભવ નહોતો. આ સાધનો તેવાં નથી. કાગળની ચીપો જેવાં સાધનો સંભાળથી ન વાપરે તો ફાટી જાય અને નાંખી દેવાં પડે. તેમજ સોયા, કાતર વગેરે જેવાં અણી અને ધારવાળાં હથિઆર સંભાળથી ન વાપરે તો પોતાનેજ વાગી બેસે, લોહી નીકળે અને સખ્ત હેરાનગતિ થાય. વટાણા સાવચેતીથી ન વાપરે તો એક પણ ઘાટ સારો થાય નહિ, અને સાધનો ખસી જાય કે ભાગી જાય. મીણ બેકાળજીથી વાપરે તો હાથ ચીકણા અને ગંદા થઈ જાય. માટીના ઘાટ કરતાં સૌથી વધારે સંભાળ રાખવાની જરૂર પડે છે; કારણ કે માટી ભીની, પોચી અને જ્યાં અડકે ત્યાં ચોંટી જાય તેવી હોય છે. આ કારણથી તેમના હાથ બગડયા વિના રહે નહિ. અને તેઓ પોતાના ચંચલ સ્વભાવ પ્રમાણે તે હાથ ધણે ઠેકાણે અડકાડશે

વિનો પણ રહે નહિ. આથી તેમનું શરીર કપડાં, ચહેરો, વગેરે જરૂર ખ-રાબ થાય, અને તે હાથ પાણીથી ધોયા વગર જાય નહિ.

આ બધાનું તાત્પર્ય એ છે કે આ ઉદ્યોગની બક્ષીસોમાં જેમ બાળકની શક્તિઓને ખિલવવાનો અવકાશ પુષ્કળ છે તેમજ શિક્ષકોએ બાળકોને સાવચેતી, કાળજી, અને સફાઈ શીખવવાની પણ જરૂર ઘણી છે. શિક્ષક પોતે સફાઈવાળો, કાળજીવાળો, અને માવરાવાળો ન હોય તો પોતે કોઈ વખત સારૂં શિખવી શકે નહિ. સફાઈનો ઉપદેશ કરનારનાં પોતાનાંજ કપડાં બગડેલાં હોય, પોતાનાજ હાથ છોલાતા, ઘસાતા કે કપાતા હોય, પોતાનાજ કરેલા ઘાટો ગંદા, સફાઈ વિનાના કે બેડોળ થયલા હોય, અને તૈયાર થયા પછી છોકરાઓને નમુના તરીકે બતાવવાને પણ શરમાય તેવા હોય, છોકરાઓજ કદાચ તેમનાં કપડાં, અને ઘાટ જોઈને હસે. સારા માવરા વિનાના શિક્ષકને ઉદ્યોગની બક્ષીસો શિખવતાં આવું ઘણીવાર બને છે, માટે આ બક્ષીસો શિખવવામાં ઓછા માવરાવાળો શિક્ષક કંઈજ કામનો નથી. શિક્ષક હથિયાર શી રીતે પકડે છે અને તેનો ઉપયોગ કરે છે, તે શિષ્યો ધારી ધારીને જુએ છે, (ન જુએ તો દેખાડવું પડે છે) અને તેનું બનતાં સુધી અનુકરણ કરે છે. માટે આમાંની કોઈ બક્ષીસ શિખવતા પહેલાં શિક્ષકે કાળજી રાખવાનો, સફાઈથી કામ કરવાનો અને હથિયાર ઘણીજ સારી રીતે વાપરીને સુંદર નમુનાઓ બનાવવાનો પક્કો માવરો કરવો જોઈએ. (અપૂર્ણ.)

---

## "શું અને કોણ"

ગુજરાત શાળાપત્રના તન્ત્રી—

સાહેબ,

આપના એપ્રિલ ૧૯૦૯ના અંકમાં ભાવનગરના 'શિક્ષક'નું ચર્ચાપત્ર વાંચ્યું છે, તે વિશે ખુલાસો આપવાની જરૂર છે. 'શિક્ષકે' પોતાનું નામ પ્રસિદ્ધ કર્યું હોત તો આપના પત્રની જગા ના રોકતાં પરભાર્યો ઉત્તર એઓને જ હું કદાચ આપતે. પરંતુ હેમની જ કૃતિથી તે અશક્ય હોવાને લીધે આપના કીમતી પત્રની કીમતી જગા રોકવાની ફરજ પડે છે."

'શિક્ષક'ની શંકા શી છે તે મ્હારાથી એ પત્ર વાંચતાં તો સમજાયું નહિં. પ્રથમ દર્શને 'કો'ને' માં હકાર માટે હેમની શંકા હશે એમ લાગ્યું. પણ વળી તરત જ 'કોણ' તે સર્વનામ છે કે વિશેષણ તે પ્રશ્ન ચર્ચ્યો છે, એટલે એ શબ્દની વ્યાકરણમાં સ્થિતિ વિશે શંકા હશે એમ લાગ્યું. પરંતુ મ્હેં એ સર્વનામ છે કે વિશેષણ તે પ્રશ્ન ચર્ચ્યો જ નથી તેથી 'શિક્ષક'ની શંકા શી છે તે સમઝાયું નહિં. 'શિરોલિખિત વાક્ય વાંચતાં'—એમ શિક્ષકે લખ્યું છે; પરંતુ આપે છાપેલા પત્રને મથાળે ચર્ચા વિષય વાક્ય લખ્યું ન હોવાથી આ મુશ્કેલી ઉત્પન્ન થઈ જણાઈ. આ કારણથી મ્હેં મ્હારો લેખ સાદ્યન્ત વાંચી જોયો. તો 'કો'ને' એ શબ્દ એકજ ઠેકાણે વાપરેલો જણાયો; તે નીચેના વાક્યમાં:—

"વ્યાકરણમાં 'નામ કો'ને કહેવાય?"

હવે કાંઇક લાગ્યું, કે 'કો'ને' તે સ્થળે 'શેને' જોઈએ એમ 'શિક્ષક' નો આશય હશે. અનુક્રમણિકામાં શિક્ષકના આ ચર્ચા પત્રને 'શું અને કોણ' એ મથાળું આપે આપ્યું છે તેથી આ અનુમાનને પુષ્ટિ મળી.

સર્વનામ છતાં વિશેષણ તરીકે એ શબ્દને મ્હેં વાપર્યો છે નહિં અને 'શિક્ષક'ની તે તરફથી ફરિયાદ હશે એમ લાગતું પણ નથી. તેથી 'કોણ' તે સર્વનામ કે વિશેષણ એ એ પ્રશ્નનું વિદ્વત્તા ભરેલું અન્વેષણ 'શિક્ષકે' કર્યું છે તે ઘણે ભાગે અસંબદ્ધ બને છે.

શંકાનો વિષય માત્ર એટલોજ છે કે 'કોણ' એ મનુષ્યનાં નામને બદલે વપરાય છે છતાં મ્હારા વાક્યમાં ઇતર સંબન્ધે વપરાયો છે તે કેમ? મ્હારા લેખમાં દોષનો સંભવ ન હોય એમ કહીને 'શિક્ષક' મ્હને અયોગ્ય માન આપે છે. એ પ્રકારનો દાવો હું કરતો જ નથી. સર્વથા નિર્દોષતાનો દાવો મનુષ્યને વિશે વાજબી ગણાયજ નહિં.

પરંતુ ખુલાસા માટે બે બોલ લખુંછું. 'શિક્ષક' પોતેજ ઘણું ખરૂં મનુષ્યનાં નામને બદલેજ 'કોણ' શબ્દનો ઉપયોગ થાય છે એમ કહીને જકારની દૃઢતાને 'ઘણું ખરૂં' શબ્દથી વાજબી રીતે શિથિલ કરે છે, અને 'કોણ' નો અતિવિરલ પ્રસંગે મનુષ્યમાત્રને ઉદ્દેશીને પ્રયોગ થાય છે તેનું જ ઉદાહરણ ચર્ચાવિષયભૂત મ્હારા વાક્યમાં મળે છે. રૂઢિબળે હેવે પ્રસંગે 'શેને' ને બદલે 'કો'ને' એમ પ્રયોગ થયેલો અનુભવગોચર હો-

વાથી મ્હેં સ્વાભાવિક રીતે એ વાપર્યો છે. આથી વધારે ખુલાસાની જરૂર પણ નથી અને પ્રસંગ પણ નથી. એટલું જ ઉમેરૂંછું કે આ પ્રસંગે દ્વિતીયા શિવાય ઇતર વિભક્તિઓમાં 'કોણ' નહિ પણ 'શું' શબ્દનોજ પ્રયોગ થાય છે; અને પ્રથમામાં 'શું' ને બદલે 'કિયું' હાલે સ્થળે પ્રયોજાય છે. પરંતુ રૂઢિબળે કેટલાંક સ્થળોમાં હામાં પણ ફેરફાર થાય છે.

રત્નાગિરિ જિલ્લો. નરસિંહરાવ ભોળાનાથ.

તા. ૨૬-૪-૦૬

---

# वररुचिकृत प्राकृतप्रकाश.

( પુ. ૪૪ પૃ૦ ૩૦૭ થી જારી )

## अथ पञ्चम: परिच्छेद: ।

### अत ओत्सो: ॥ १ ॥

[1]अकारान्ताच्छब्दात् परस्य सोः स्थाने ओत्वं भवति ॥ वच्छो । वसहो । पुरिसो ॥ वृक्षः । वृषभः । पुरुषः ॥

અકારાન્ત શબ્દથી પર सु ( પ્ર૦ એ૦ વ૦ નો પ્રત્યય ) ને સ્થાને ओ થાય છે. वृक्षः ( ઝાડ ) નું वच्छो, वृषभः ( આખલો ) નું वसहो અને पुरुषः ( પુરુષ ) નું पुरिसो થાય છે. वच्छ+सु નું वच्छ+ओ થઈ ૪:૧ પ્રમાણે અન્ત્ય अ નો લોપ થઈ वच्छो થાય છે.

### जश्शसोर्लोपः ॥ २ ॥

[2]अत इत्यनुवर्त्तते । [3]अकारान्तस्यानन्तरं यौ जश्शसौ तयोर्लोपो भवति ॥

---

१ अकारान्तात् सोः स्थाने ओकारो भवति ॥ ङ. २ अत इत्यनुवर्त्तते આટલું ङ માં નથી. ३ अकारान्ताज्जमूशसोर्लोपः स्यात् ॥ ङ.

वच्छा सोहंति । वृक्षाः शोभन्ते ॥ जश्शस्ङस्यांसु दीर्घ इति दीर्घे कृते पश्चाल्लोपो जसः ॥

वच्छे णिअच्छइ । वृक्षान् नियच्छत । ए च सुपि इत्येत्वे कृते शसो लोपः ॥

પૂર્વ સૂત્રમાંથી अतः ( અકારાન્ત શબ્દથી પર ) એની અનુવૃત્તિ છે. અકારાન્તથી પર જે जस् (પ્ર૦ બ૦ વ૦) અને शस् (દ્વિ૦ બ૦ વ૦) છે તેનો લોપ થાય છે.

वृक्षाः शोभन्ते ( ઝાડો શોભે છે ) નું वच्छा सोहंति થાય છે. એમાં वृक्षाः (પ્ર૦ બ૦ વ૦) નું वच्छा થાય છે. वच्छ+जस् એમાં जश्शस्ङस्यांसु दीर्घः ॥ ११ ॥ ( આગળ ૧૧ મું સૂત્ર છે તે ) પ્રમાણે वच्छ ના અન્ત્ય अकारने દીર્ઘ કરી આ ( ૨ ) સૂત્ર પ્રમાણે जस् નો લોપ થઈ वच्छा રૂપ થાય છે.

वृक्षान् नियच्छत ( ઝાડોને નિયમમાં રાખો ) નું वच्छे णिअच्छइ થાય છે; તેમાં वृक्षान् (દ્વિ૦ બ૦ વ૦) નું वच्छे થાય છે. वच्छ+शस् એમાં ए च सुप्यङिङसोः ॥१२॥ એ સૂત્ર પ્રમાણે અન્ત્ય अकार નો एकार થઈ शस् નો લોપ થઈ वच्छे થાય છે.

## अतो मः ॥ ३ ॥

अकारान्तस्यानन्तरं योऽम् द्वितीयैकवचनं तदकारस्य लोपो भवति ॥

वच्छं पेक्खइ ॥ मो बिन्दुरिति बिन्दुः ॥

અકારાન્તથી પર જે બીજી વિભક્તિના એકવચનનો પ્રત્યય अम् છે તેના अकारનો લોપ થાય છે.

वृक्षं प्रेक्षते ( તે વૃક્ષ જુએ છે ) નું वच्छं पेक्खइ થાય છે. वच्छ+अम् નું वच्छ+म् થઈ वच्छं થાય છે. એમાં मो बिन्दुः ॥ ४ । १२ ॥ પ્રમાણે म् નું અનુસ્વાર થાય છે.

**टामोर्णः ॥ ४ ॥**

अतोऽनन्तरं टामोस्तृतीयैकवचनषष्ठीबहुवचनयोर्णकारो भवति ॥

वच्छेण । वच्छाण । ए च सुपीत्येत्वम् । जश्शस्ङस्यांसु दीर्घ इति दीर्घः ॥

અકારાન્તથી પર टा અને आम् તૃતીયાના એકવચન ને ષષ્ઠીના બહુવચનના પ્રત્યયોનો णकार થાય છે.

वृक्षेण નું वच्छेण થાય છે. ए च सुप्यङिङसोः ॥ १२ ॥ સૂત્ર પ્રમાણે अकारनो एकार થાય છે. वच्छ+टा=४ પ્રમાણે वच्छ+ण થઈ, १२ પ્રમાણે वच्छेण થાય છે.

वृक्षाणाम् નું वच्छाण થાય છે. वच्छ+आम् નું ४ પ્રમાણે वच्छ+ण થઈ जश्शस्ङस्यांसु दीर्घः ॥११॥ પ્રમાણે वच्छ નો અન્ત્ય अ દીર્ઘ થઈ वच्छाण થાય છે.

કેટલીક હસ્તલિખિત પ્રતોમાં वच्छाणं રૂપ પણ ષ૦ બ૦ વ૦ નું આપ્યું છે.

**भिसो हिं ॥ ५ ॥**

[1]अतोऽनन्तरस्य भिसो हिं भवति ॥

वच्छेहिं । ए च सुपि इत्येत्वम् ॥

અકારાન્તથી પર भिस् ( તૃ૦ બ૦ વ૦ ) ને સ્થાને हिं થાય છે.

वच्छ+भिस् ને સ્થાને ५ પ્રમાણે वच्छ+हिं થઈ ए च सुप्यङिङसोः ॥ १२ પ્રમાણે અન્ત્ય अनो एकार થઈ वच्छेहिं થાય છે.

**ङसेरादोदुहयः ॥ ६ ॥**

[2]अतोऽनन्तरस्य ङसेः पञ्चम्येकवचनस्य स्थाने आ दो दु हि इत्येत आदेशा भवन्ति ॥

---

१ अकारान्तात् भिस्स्थाने ङ. २ अकारान्तात् ङसेः क.

वच्छा । वच्छादो । वच्छादु । वच्छाहि ॥ जश्शस्ङस्यां-सु दीर्घत्वम् ॥

અકારાન્તથી પર પંચમીના એકવચનના ङस् પ્રત્યયને સ્થાને आ, दो, दु અને हि એ આદેશો થાય છે.

वच्छ+ङस्=वच्छ+आ=वच्छा; वच्छ+ङस्=वच्छ+दो. આહિ जश्शस्ङस्यांसु दीर्घः એ સૂત્ર પ્રમાણે वच्छ નો અન્ત્ય અકાર દીર્ઘ થઈ वच्छादो રૂપ થાય છે. એજ પ્રમાણે वच्छादु અને वच्छाहि રૂપો થાય છે.

भ्यसो हिंतो सुंतो ॥ ७ ॥

[1]अतोऽनन्तरस्य भ्यसो हिंतो सुंतो इत्येतावादेशौ भवतः ॥ वच्छाहिंतो । वच्छासुंतो ॥ ए च सुपि इति चकारेण दीर्घत्वम् ॥

અકારાન્તથી પર પંચમીના બહુવચનના भ्यस्ने સ્થાને हिंतो અને सुंतो એવા આદેશો થાય છે.

वच्छ+भ्यस्=वच्छ+हिंतो કે वच्छ+सुंतो. એમાં ए च सुप्यङिङसोः ॥ १२ ॥ સૂત્રમાં ચકાર છે તેથી અન્ત્ય અકાર દીર્ઘ થઈ वच्छाहिंतो અને वच्छासुंतो રૂપો થાય છે.

स्सो ङसः ॥ ८ ॥

[2]अतोऽनन्तरस्य ङसः स्स इत्यादेशो भवति ॥ वच्छस्स ॥

અકારાન્તથી પર પષ્ઠીના એકવચનના ङस् ને સ્થાને स्स એવો આદેશ થાય છે. वच्छ+ङस्=वच्छ+स्स=वच्छस्स.

ङेरेम्मी ॥ ९ ॥

---

१ अकारान्तात् ङ. २ अकारान्तात् ङ.

[3]अतोऽनन्तरस्य ङेः ए म्मि इत्यादेशौ भवतः ॥

वच्छे । क्वचिद् ङसिङ्योर्लोपः ॥ वच्छम्मि ॥

અકારાન્તથી પર સપ્તમીના એકવચનના ङि ને સ્થાને ए અને म्मि એવા આદેશો થાય છે.

वच्छ+ङि=वच्छ+ए. અહિં क्वचिद् ङसिङ्योर्लोपः ॥ १२ ॥ એ સૂત્ર પ્રમાણે वच्छના અન્ત્ય अकारનો લોપ થઈ वच्छे રૂપ થાય છે. वच्छ+ङि=वच्छ+म्मि=वच्छम्मि થાય છે.

## सुपः सुः ॥ १० ॥

[4]अतोऽनन्तरस्य सुपः सु इत्यादेशो भवति ॥

वच्छेसु ॥ ए च सुपि इत्येत्वम् ॥

અકારાન્તથી પર સપ્તમીના બહુવચનના પ્રત્યય सुप् નો सु એવો આદેશ થાય છે.

वच्छ+सुप्=वच्छ+सु. અહિં ए च सुप्यङिङसोः ॥ १२ ॥ એ સૂત્ર પ્રમાણે અન્ત્ય अकारનો एकार થઈ वच्छेसु રૂપ થાય છે.

## जश्शस्ङस्यांसु दीर्घः ॥ ११॥

जसादिषु परतोऽतो दीर्घो भवति ॥

वच्छा सोहंति । जश्शसोर्लोप इति जसो लोपः ॥ वच्छादो आगदो । वच्छादु । वच्छाहि ॥ ङसेरादोदुहयः ॥ वच्छाण ॥ टामोर्णः ॥

અકારાન્ત નામના અન્ત્ય अकारનો जस् ( પ્ર૦ બ૦ વ૦ ) शस् ( દ્વિ૦ બ૦ વ૦ ), ङस् ( પં૦ એ૦ વ૦ ), અને आम् ( ષ૦ બ૦ વ૦ ), પ્રત્યયો પર છતાં દીર્ઘ ( આકાર ) થાય છે.

वच्छा सोहंति । એમાં जश्शसोर्लोपः ॥ २ ॥ એ સૂત્ર પ્ર-

---

३ अकारान्तान् ङेः स्थाने ङ. ४ अकारान्तात् ङ.

માણે जस् નો લોપ થઈ અન્ત્ય અકાર દીર્ઘ થઈ वच्छा રૂપ થયું છે.

वच्छादो आगदो । (વૃક્ષથી આવેલો) वच्छादु । वच्छाहि ॥

એમાં ङसेरादोदुहयः ॥ ६ ॥ એ સૂત્ર પ્રમાણે आ, दो, दु ને हि આદેશો થઈ, અન્ત્ય અકાર દીર્ઘ થઈ પંચમીના એકવચનનાં રૂપો वच्छादो, वच्छादु અને वच्छाहि રૂપો થયાં છે. એ ઉપરાંત वच्छा રૂપ પણ, आ આદેશ થાય ત્યારે, થાય છે.

वच्छाण એ ષષ્ઠીના બહુવચનના રૂપમાં टामोर्णः ॥४॥ એ સૂત્ર પ્રમાણે आम् ને સ્થાને ण આદેશ થઈ ११ સૂત્ર પ્રમાણે અન્ત્ય અકાર દીર્ઘ થયો છે.

ટીકામાં शस् (૬૦ ભ૦ ૧૦) નો દાખલો આપ્યો નથી. वच्छे રૂપ થાય છે તે ઉપરાંત આ સૂત્ર પ્રમાણે वच्छा રૂપ પણ થાય છે.

## ए च सुप्यङिङसोः ॥ १२ ॥

अत अकारस्यैत्वं भवति सुपि परतो ङिङसौ वर्जयित्वा । चकाराद्दीर्घश्च ।

वच्छे पेक्खह ॥ जश्शसोर्लोपः ॥ वच्छेण । टामोर्णः ॥ वच्छेहिं । वच्छेसु ॥

चकाराद्दीर्घश्च । वच्छाहिंतो । वच्छासुंतो ॥ भ्यसो हिंतो सुंतो ॥

अङिङसोरिति किम् ॥ वच्छम्मि । वच्छस्स ॥

અકારાન્તના અકારનો ङि અને ङस् (સ૦ એ૦ વ૦ અને ષ૦ એ૦ વ૦) પ્રત્યયો સિવાય બધા વિભક્તિના પ્રત્યયો પર છતાં એકાર થાય છે. સૂત્રમાં चકાર છે તેથી અકાર દીર્ઘ થાય છે.

वच्छे पेक्खह (વૃક્ષોને જુઓ). અહિં जश्शसोर्लोपः ॥ २ ॥ એ સૂત્ર પ્રમાણે जस् લોપાયો છે. આ સૂત્ર પ્રમાણે અકારનો एકાર થયો છે.

वच्छेण માં टामोर्णः ॥ ४ ॥ પ્રમાણે टा ( તૃ૦ એ૦ વ૦ ) નો ण થઈ આ સૂત્ર પ્રમાણે एकार થયો છે.

वच्छेहिं. એમાં भिसो हिं ॥ ५ ॥ પ્રમાણે भिस् ( તૃ૦ બ૦ વ૦ ) નો हिं થઈ આ સૂત્ર પ્રમાણે एकार થયો છે.

वच्छेसु. એમાં सुपः सुः ॥ १० ॥ પ્રમાણે सुप् ( સ૦ બ૦ વ૦ ) નો सु થઈ આ સૂત્ર પ્રમાણે एकार થયો છે.

સૂત્રમાં चकार છે તેથી અન્ત્ય अ દીર્ઘ થાય છે; જેમકે वच्छाहिंतो । वच्छासुंतो । એમાં भ्यसो हिंतो सुंतो ॥ ७ ॥ સૂત્ર પ્રમાણે भ्यस् ( પં૦ બ૦ વ૦ ) નો हिंतो અને सुंतो આદેશો થઈ અન્ત્ય अकारनो દીર્ઘ થઈ आ થયો છે.

સૂત્રમાં अङिङसोः ( ङि અને ङस् પર છતાં નહિ ) એમ કહ્યું છે તેનું શું પ્રયોજન? वच्छम्मि ( સ૦ એ૦ વ૦ ) અને वच्छस्स ( ष० એ૦ વ૦ ) એ રૂપોમાં અન્ત્ય अकार દીર્ઘ થતો નથી.

## क्वचिद् ङसिङ्योर्लोपः ॥ १३ ॥

**अतो ङसि ङि इत्येतयोः परतः क्वचिल्लोपो भवति ॥ वच्छा आगदो । ङसेरादोदुहय इति ॥ वच्छे ठिअं ॥ ङेरम्मीत्येत्वम् ॥**

અકારાન્તના અન્ત્ય अकारनो ङसि ( પં૦ એ૦ વ૦ ) અને ङि ( સ૦ એ૦ વ૦ ) એ પ્રત્યયો પર છતાં ક્વચિત્ લોપ થાય છે.

वच्छा आगदो ( વૃક્ષથી આવેલો ). એમાં ङसेरादोदुहयः ॥ ६ ॥ એ સૂત્ર પ્રમાણે ङसि ને સ્થાને आ આદેશ થઈ, वच्छ+आ થઈ, અન્ત્ય अनो લોપ થઈ वच्छा રૂપ થયું છે.

वच्छे ठिअं ( વૃક્ષમાં રહેલું ). એમાં ङेरेम्मी ॥ ९ ॥ એ સૂત્ર પ્રમાણે ङि ને સ્થાને ए આદેશ થઈ, वच्छના અન્ત્ય अनो લોપ થઈ वच्छे રૂપ થયું છે.

वच्छनां રૂપો.

| | એ० વ० | બ० વ० |
|---|---|---|
| પ્ર० | वच्छो | वच्छा |
| દ્વિ० | वच्छं | वच्छे, वच्छा |
| તૃ० | वच्छेण | वच्छेहिं |
| પં० | वच्छा, वच्छादो, वच्छादु, वच्छाहि | वच्छाहिंतो, वच्छासुंतो |
| ष० | वच्छस्स | वच्छाण, वच्छाणं |
| સ० | वच्छे, वच्छम्मि | वच्छेसु |
| સં० | हे वच्छ ( ૨૭સૂત્ર પ્રમાણે ) | हे वच्छा |

## इदुतो : शसो णो ॥ २४ ॥

[1]इदुदन्तयोः शसो 'णो भवति ॥

अग्गिणो पेक्खह ॥ वाउणो पेक्ख ॥

ઇકારાન્ત અને ઉકારાન્ત શબ્દથી પર शस् ( દ્વિ० બ० વ० ) નો णो થાય છે. अग्गिणो पेक्खह ( અગ્નિઓને જો ), वाउणो पेक्ख ( વાયુઓને જો ).

## ङसो वा ॥ २५ ॥

इदुदन्तयोर्ङसो वा णो भवति ॥

अग्गिणो । अग्गिस्स ॥ वाउणो । वाउस्स ॥ अग्नेः । वायोः ॥

ઇકારાન્ત અને ઉકારાન્ત શબ્દથી પર ङस् ( ૫० એ० વ० ) નો णो વિકલ્પે થાય છે. अग्नेः ( અગ્નિનું ) નું अग्गिणो કે अग्गिस्स થાય છે, અને वायोः ( વાયુનું ) નું वाउणो કે वाउस्स થાય છે.

---

१ इदुतो : क.

ઇન્સ્પેક્ટર સાહેબ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલી જાહેર ખબર વાંચવી.

અમદાવાદ
તા. ૧૭ મે સને ૧૯૦૬.

F. B. Pendarves Lory,
એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉ. ભા.

## જાહેર ખબર.

રાજકોટ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષા ( સને ૧૯૦૬ ની સાલની પરીક્ષા નવા પાંચમા ધોરણ પ્રમાણે થશે. )

૧ કાઠિયાવાડ વિભાગની તમામ નિશાળોના માસ્તરો આસિસ્ટંટો અને સ્ત્રીશિક્ષકોને ખબર આપવામાં આવે છે કે રાજકોટ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થવા જે બાઈઓ ઉમેદ રાખતી હોય તેમની ઉમ્મર, અભ્યાસ વગેરે હકીકતનું પત્રક ( સને ૧૮૯૩ ની સાલના ગુજરાત શાળાપત્રના પૃષ્ટ ૨૬૪ મે છાપેલા નમુના પ્રમાણે ) બનાવી તેમાં માગેલી હકીકત બરાબર પૂરી આ જાહેર ખબર પહોંચે કે જેમ બને તેમ તાકીદથી અમારા તરફ મોકલવું. તા. ૧ લી ઑગસ્ટ સને ૧૯૦૬ પછી આવાં પત્રકો લેવામાં નહિ આવે.

૨. સને ૧૯૦૩ ના ગુજરાત શાળાપત્રના પૃષ્ટ ૨૨૨ મે તે સાલની પ્રાવેશિક પરીક્ષાની જાહેર ખબર છાપેલી છે તેની કલમ પહેલી અને છઠ્ઠી સિવાયની બાકીની પાંચે કલમોમાં લખેલી શરતો આ સાલને માટે પણ લાગુ છે એમ સમજવું.

૩ આ સાલની પ્રાવેશિક પરીક્ષા તા. ૩ જી સપ્ટેમ્બર સને ૧૯૦૬ સોમવારના રોજ સવારના ૧૦॥ વાગે આ કૉલેજના મકાનમાં શરૂ થશે.
રાજકોટ તા. ૨૧ માહે મે સને ૧૯૦૬.

E. Corkery.
લેડી સુપરિન્ટેન્ડેંટ.
કાઠિયાવાડ બાર્ટન ફી. ટ્રે. કૉલેજ.
રાજકોટ.

## શ્રી ફાર્બસ ગુજરાતી સભા.

શ્રી ફાર્બસ ગુજરાતી સભાની એક સમસ્ત સભા તા. ૧૫ જાન્યુઆરી ૧૯૦૬ ને દિન મિ ઓનરેબલ મિ. ડ. એમ. એચ. ફુલ્ટન

સી. એસ. આઈ. આઈ. સી. એસ. એઓ સાહેબની પ્રમુખતા નીચે મુંબઇના ટાઉન હોલમાં મળી હતી. તેમાં સભાનો પ્રથમ ઉદ્દેશ "ગુજરાતી સર્વે જુના કવિતા આદિના પૂર્વના હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ કરવાનો" છે તે વિષયે વિચાર થઈ તે કાર્યનો આરંભ કરવાનો નિર્ણય થયો છે.

જે ગ્રન્થો આજ સુધી છપાયા વિનાના તથા પૂર્વના કવિલેખકોએ લખેલા હોય અને જે તેઓની પ્રાચીનતા તથા યોગ્યતાને લીધે રક્ષણ કરવા યોગ્ય જણાશે તેવા ગ્રન્થો, પાનાં, ચોપડીઓ મૂલ્ય આપી લેવામાં આવશે.

તેવા ગ્રન્થો આદિ જેઓની પાસે હોય તેઓએ તે ગ્રન્થનું તથા તેના કર્તાનું નામ, તે લેખનું વર્ષ, તથા તેની સંખ્યા અને મૂલ્ય આદિ ઉપયોગી વૃત્તાન્ત નીચે સહિ કરનાર પ્રતિ લખી મોકલવાં.

ઉત્સાહી તથા ઉદ્યોગી જનો—લેખકો શાળાના મહેતાજીઓ વિદ્યાર્થીઓ આદિ જેઓ જેઓ એ કાર્યમાં સહાયભૂત થવા ઇચ્છતા હોય તેઓએ, નીચે સહિ કરનારને પોતાની યોગ્યતાની વિગત સાથે જે જે કસરથી એ કાર્ય કરવા ઇચ્છતા હોય તે પણ વિગતથી લખી મોકલવું.

| | |
|---|---|
| ગિરગામ, મુંબઇ.<br>સં. ૧૯૬૨ વૈશાખ વદિ ૮<br>તા. ૧૫ મે ૧૯૦૬. | મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી.<br>ફાર્બસ ગુજરાતી સભાના<br>માનદમંત્રી. |

## ઈનામ આપીને પુસ્તકો લખવાની જાહેર ખબર.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી હસ્તકનાં ટ્રસ્ટફંડો ખાતેથી ઇનામો આપીને નીચેનાં પુસ્તકો લખાવવાનાં છે.

**સૌ. પાર્વતીકુંવર સ્મારક ફંડ ખાતેથી—**

| | |
|---|---|
| (૧) "માતાએ બાળકોને કેવા પ્રકારનું અને કેવી રીતે ઘેર શિક્ષણ આપવું." | ઇનામ રૂ. ૧૦૦ કદ "બુદ્ધિપ્રકાશ"નાં છાપેલાં પૃષ્ઠ ૬૦ થી ૭૫ |
| (૨) "સંસારમાં સ્ત્રીની પદવી." | ઇનામ અને કદ ઉપર પ્રમાણે. |

**સૌ. કંકુબાઈ સ્મારક ફંડ ખાતેથી—**

(૩) ફ્લોરેન્સ નાઇટિંગેલનું જીવનચરિત્ર. — ઇનામ રૂ. ૧૦૦ કદ ઉપર પ્રમાણે.

(૪) "સીતા, દ્રૌપદી, તારા, દમયંતી અને સાવિત્રી એમના જીવનચરિત્રની સરખામણી અને તે ઉપરથી સ્ત્રીઓના કર્તવ્ય વિષે લેવાનો બોધ." — ઇનામ રૂ. ૧૦૦ કદ ઉપર પ્રમાણે.

(૫) "લગ્ન, તેનો ઇતિહાસ, હાલની લગ્નપદ્ધતિ અને તેમાં સુધારાની આવશ્યકતા." — ઇનામ રૂ. ૩૦૦ કદ "બુ. પ્ર." નાં છાપેલાં પૃષ્ઠ ૨૦૦થી ૨૫૦

( આ નિબંધમાં દુનિયાના જૂદા જૂદા દેશોની લગ્નપદ્ધતિઓની આપણા દેશની પદ્ધતિ સાથે સરખામણી કરી વિવેચન કરવું. )

(૬) "હિંદુસ્તાનની પ્રાચીન તથા અર્વાચીન સ્ત્રી કવિઓનાં જીવન વૃતાન્ત." (તેમની કવિતાના દષ્ટાંત અને વિવેચન સાથે.) — ઇનામ રૂ. ૨૦૦ કદ "બુ. પ્ર." નાં છાપેલાં પૃષ્ઠ ૧૫૦ થી ૨૦૦

(૭) મિલકૃત "સબજેકશન ઑફ વીમેન" નામના અંગ્રેજી પુસ્તકનું ભાષાન્તર. — ઇનામ રૂ ૨૦૦

ઉપરનાં સાત પુસ્તકો સ્ત્રીલેખકોને લખવા સોંપવાનો વિચાર છે, માટે સુશિક્ષિત સન્નારીઓનું આ તરફ ખાસ લક્ષ ખેંચવામાં આવે છે, સ્ત્રીલેખકના અભાવે પુરુષલેખકને સોંપવામાં આવશે.

## મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધીઆ ગ્રન્થમાળા ફંડ ખાતેથી—

(૧) મુસલમાનોએ પોતાની ચઢતીમાં કરેલો વિદ્યાનો પ્રચાર. — ઇનામ રૂ. ૫૦ કદ "બુ. પ્ર." નાં પૃષ્ઠ લગભગ ૫૦

(૨) મુસલમાનોની આગલી અને હાલની નીતિસંબંધી સ્થિતિની સરખામણી. — ઇનામ અને કદ ઉપર પ્રમાણે.

(૩) સર સાલરજંગનું જીવનચરિત્ર. — ઇનામ રૂ. ૫૦)

(૪) સર સૈયદ એહમદનું જીવનચરિત્ર. — ઇનામ રૂ. ૫૦)

ઉપરનાં પુસ્તકો મુસલમાન લેખકોને સોંપવાનો વિચાર છે. તેના અભાવે બીજા વર્ણના લેખકને સોંપવામાં આવશે. ઉપરના પુસ્તકોમાંથી જે પુસ્તક સોસાઇટીને લખી આપવાની જેમની ઇચ્છા હોય તેમણે **તા. ૧૫મી જુલાઇ ૧૯૦૬** સુધીમાં નીચે સહી કરનારને જણાવવું. તે સાથે જે પુસ્તક લખ

વાની ઇચ્છા હોય તેનાં પ્રકરણોની અનુક્રમણિકા તથા લખાણના નમુના માટે ગમે તે એક પ્રકરણનાં લખેલાં પાંચ ૭ પૃષ્ઠ મોકલવાં.

અમદાવાદ } લાલશંકર ઉમીયાશંકર,
તા. ૨૬ એપ્રીલ ૧૯૦૬ } ઓનરરી સેક્રેટરી, ગુજરાત વ. સોસાઇટી–અમદાવાદ

---

## સ્ત્રીઓ માટે ઇનામી ભાષણોની જાહેર ખબર.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી હસ્તકના સૌ. પાર્વતીકુંવર સ્મારક ફંડ ખાતેથી સ્ત્રીઓની સભા સમક્ષ નીચે જણાવેલા વિષયો પર સ્ત્રીઓ પાસે અમદાવાદમાં ભાષણો કરાવવાનાં છે. માટે જે સન્નારીઓની ઇચ્છા ભાષણ કરવાની હોય તેમણે **તા. ૧૫ મી જુલાઈ સન ૧૯૦૬ સુધીમાં** નીચે સહી કરનારને પોતે કયા વિષય પર ભાષણ આપવા ખુશી છે તે જણાવવું,

ભાષણ કરવા માટે જેમને પસંદ કરવામાં આવશે તેમણે પ્રથમ ભાષણ લખીને આપવું પડશે; અને તે ઉપર સર્વ પ્રકારના હક સોસાઈટીના રહેશે.

(૧) **"દુનિયાના સુધરેલા જુદા જુદા દેશોની સ્ત્રીઓની કેળવણી તથા સંસારસ્થિતિનો મુકાબલો"**—ઇનામ રૂ. ૫૦)

(૨) **"સ્ત્રીઓએ ઘરની બહાર પરોપકાર કરવાના પ્રકાર અને રસ્તા"**— (આ ભાષણ હરીફાઇથી કરાવવાનું છે. હરીફાઇમાં જેનું ભાષણ ઉત્તમ ઠરશે તેને પહેલું ઇનામ રૂ. ૩૦) નું મળશે. બીજું ઇનામ રૂ. ૨૫) નું અને ત્રીજું ઇનામ રૂ. ૨૦) નું.

**(૩) સૃષ્ટિવિજ્ઞાન-( સાયન્સ )**—ઇનામ રૂ. ૫૦) આ વિષય પર સ્ત્રીઓની સભા સમક્ષ મેજીક લેન્ટર્ન વગેરે સાહિત્યની મદદ વડે સ્ત્રીઓની સમજ પડે એવી પદ્ધતિથી ભાષણ કરવાનું છે. ભાષણ કર્તાને ભાષણ માટે એક કરતાં વધારે બેઠકો કરવાની જરૂર જણાશે તો તેમ કરવાને હરકત નથી. સૃષ્ટિવિજ્ઞાનનો ખાસ અભ્યાસ કર્યો હશે તેવી સ્ત્રીને આ ભાષણ કરવાનું સોંપવામાં આવશે. તેવી લાયકાતવાળી સ્ત્રીના અભાવે તેવા પુરુષને સોંપવામાં આવશે.

અમદાવાદ } લાલશંકર ઉમિયાશંકર,
તા. ૨૬—૪—૧૯૦૬. } ઓનરરી સેક્રેટરી, ગુ વ. સોસાઇટી–અમદાવાદ.

---

# સ્ત્રીકેળવણીને ઉત્તેજન આપવા માટે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ કરેલી નવીન યોજના

## સ્ત્રીશિક્ષણ પરીક્ષા.

**( આ પરીક્ષા સને ૧૯૦૭ ના માર્ચ માસમાં લેવામાં આવશે. )**

૧. નિશાળ છોડ્યા પછી સ્ત્રીઓને પોતાનો અભ્યાસ વધારવાને ઉત્તેજન મળે, અને સ્ત્રી-ઉપયોગી જ્ઞાનની સ્ત્રીઓમાં વૃદ્ધિ થાય એ હેતુથી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ સ્ત્રીશિક્ષણ પરીક્ષા લેવાની યોજના કરી છે.

૨. એ પરીક્ષા વરસમાં એક વખત વખતો વખત યોગ્ય લાગે તે માસમાં અમદાવાદમાં લેવામાં આવશે. મુકરર દિવસની જાહેરખબર યોગ્ય મુદત પહેલાં આપવામાં આવશે.

૩. પરીક્ષાનાં ધોરણ અને વિષય ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી વખતો વખત ઠરાવશે.

૪. પરીક્ષાનાં હાલ બે ધોરણ ઠરાવવામાં આવ્યાં છે:—

**૧ ઊંચું ધોરણ.** **૨ નીચું ધોરણ.**

૫. બન્ને ધોરણોમાં બબે પ્રશ્નપત્રો આપી ગુજરાતી ભાષામાં લેખી પરીક્ષા લેવામાં આવશે.

૬. **૧ લો પત્ર:**—ભાષા સંબંધી સામાન્ય જ્ઞાન, નીતિજ્ઞાન, તથા મુકરર કરેલાં પુસ્તકોનું જ્ઞાન તપાસવાનો.

**૨ જો પત્ર:**—મુકરર કરેલાં પુસ્તકોનું જ્ઞાન તપાસવાનો.

૭. સન ૧૯૦૩ ની સાલ માટે નીચેનાં × પુસ્તકો મુકરર કરવામાં આવ્યાં છે:—

ઊંચાં ધોરણ માટે.

**૧ લો પત્ર:**—ગૃહવ્યવસ્થા અને આરોગ્ય વિદ્યા. ( ડૉ. ત્રીભોવનદાસ મોતીચંદ શાહ કૃત. )

---

× આ ધોરણો માટે કરેલાં પુસ્તકોની કિંમત નીચે પ્રમાણે છે; અને તે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઓફીસમાં મળે છે:—

**બીજો પત્રઃ**—૧ અકસ્માત અને તેના તાત્કાલિત ઉપાયઃ ( ડૉ. ધનજી-
ભાઈ હોરમસજી મહેતા કૃત. )

૨ છોકરાંઓની આરોગ્યતા. ( રા. દોલતરામ કાશીરામ
પંડિત કૃત. )

| પુસ્તકનું નામ. | કિંમત. |
|---|---|
| ૧ ગૃહવ્યવસ્થા અને આરોગ્ય વિદ્યા. | ૦—૧૦—૦ |
| ૧ અકસ્માત અને તેના તાત્કાલિત ઉપાય. | ૧—૦—૦ |
| ૩ છોકરાંઓની આરોગ્યતા. | ૦—૬—૦ |
| ૪ શિક્ષાવચન. | ૦—૧—૦ |
| ૫ આરોગ્યતા અને સ્વચ્છતા. | ૦—૧૦—૦ |
| અકસ્માત વખતે મદદ અને ઇલાજ. | ૦—૪—૦ |
| ૭ માંદાની માવજત. | ૦—૨—૦ |

## નીચા ધોરણ માટે.

**૧ લો પત્રઃ**—૧ શિક્ષા વચન. ( ગુ. વ. સોસાઇટીએ છપાવેલી. )

૨ આરોગ્યતા અને સ્વચ્છતા. ( ડૉ. ત્રીભોવનદાસ મો-
તીચંદ શાહ કૃત. )

**૨ જો પત્રઃ**—૧ અકસ્માત વખતે મદદ અને ઇલાજ. ( ડૉ. નીલ-
કંઠરાય ડાહ્યાભાઈ છત્રપતિ કૃત. )

૨ માંદાની માવજત ( ડૉ. નીલકંઠરાય ડાહ્યાભાઈ છ-
ત્રપતિ કૃત )

૮. શાળાઓમાં શિખવતી સ્ત્રીશિક્ષક, ફીમેલ ટ્રેનીંગ કોલેજમાં શિક્ષક થવા માટે ભણનારી સ્ત્રીઓ તથા શાળામાં નહિ જનારી કે નહિ ગએલી હરકોઈ સ્ત્રીને આ પરીક્ષાઓમાં દાખલ કરવામાં આવશે.

૯ નીચા ધોરણમાં પાસ થયા વગર ઊંચા ધોરણની પરીક્ષામાં દાખલ કરવામાં આવશે નહિ.

**અપવાદઃ**—યોગ્ય કારણસર આ નિયમને કોઈ અમુક વર્ષ લાગુ ન પાડવા સોસાઇટી મુખત્યાર છે.

૧૦ પરીક્ષાના દિવસ પહેલાં નિદાન ૧૫ દિવસ અગાઉ પરીક્ષા આપવા આવનાર ઉમેદવારે નીચેની હકીકત તથા સર્ટીફીકેટ સોસાઇટીના સેક્રેટરીને મોકલવાંઃ—

૧. પોતાનું નામ, બાપનું નામ તથા (પરણી હોય તો) ધણીનું નામ.

૨. જાત.

૩. ઉમ્મર.

૪. કયા ગામથી પરીક્ષા આપવાનું છે.

૫. કયા ધોરણમાં પરીક્ષા આપવાની છે. (ઊંચા ધોરણમાં આપવાની હોય તો) નીચું ધોરણ કઈ સાલમાં પાસ કર્યું છે.

૬. શાળા ક્યારે છોડી છે, અથવા કઈ સ્કૂલમાં શિક્ષક છે.

૭. અંગ્રેજી અભ્યાસ કર્યો છે કે નહિ, ને કર્યો છે તો કેટલો.

૮. ઉપરની માહીતી સાથે પોતાના બાપ કે વાલીનું સર્ટિફિકેટ એવી મતલબનું કે ઉમેદવાર શાળામાં જતી કે ગઈ નથી; તથા પરીક્ષા આપે તેમાં તેમની સંમતિ છે.

(બાપ કે વાલી ન હોય તો કોઈ પ્રતિષ્ઠિત ગૃહસ્થનું સર્ટિફિકેટ મોકલવું ૧૧. પરીક્ષામાં પાસ થનાર સર્વેને સર્ટિફિકેટ આપવામાં આવશે; તથા પાસ થયાના અનુક્રમ પ્રમાણે તેમનાં નામ—"બુદ્ધિપ્રકાશ"માં પ્રસિદ્ધ કરવામાં આવશે.

૧૨. અંગ્રેજી ચોથા ધોરણ ઉપરાંત અભ્યાસ નહિ કર્યો હોય તેવી જે સ્ત્રીઓ ઊંચે નંબરે પાસ થશે તેમને માટે નીચે પ્રમાણે ઇનામો ઠરાવવામાં આવ્યાં છે:—

| ઊંચા ધોરણ માટે. | | નીચા ધોરણ માટે. | |
|---|---|---|---|
| ૧ લું. | રૂ. ૩૦ નું. | ૧ લું | રૂ. ૨૫ નું. |
| ૨ જું. | રૂ. ૨૫ નું. | ૨ જું | રૂ. ૨૦ નું. |
| ૩ જું. | રૂ. ૨૦ નું. | ૩ થી ૬ સુધી દરેક | રૂ. ૧૫ નું. |
| ૪ થું. | રૂ. ૧૫ નું. | ૭ થી ૧૨ સુધી દરેક | રૂ. ૧૦ નું. |
| ૫ મું. | રૂ. ૧૦ નું. | ૧૩ થી ૧૯ સુધી દરેક | રૂ. ૫ નું. |
| ૫ | ૧૦૦ | ૧૯ | ૨૦૦ |

૧૪. પરીક્ષા વખતે પરીક્ષા લેવાના ઓરડામાં બનતાં સુધી ફક્ત સ્ત્રીઓજ રહેશે, પુરુષો હાજર રહેશે નહિ.

લાલશંકર ઉમિયાશંકર.

ઑનરરી સેક્રેટરી, ગુ૦ વ૦ સોસાઇટી—અમદાવાદ.

---

# સૂચના.

આ પત્ર સંબંધી સર્વ લખાણું એડિટર તરફ મોકલવું. નોટપેડ કામજ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન આપશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળાખાતાના તેમજ બીજા ગૃહસ્થો કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલશે તો તે પણ યોગ્ય અવકાશે ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિનાં ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકેટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાય બીજી ટિકેટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે; પોસ્ટેજ માફ. છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના; પદરના ખર્ચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરોને ટપાલખર્ચ સાથે રૂ. ૦-૧૨-૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

**☞હવેથી જાહેરખબરોના ભાવમાં નીચે પ્રમાણે ફેરફાર કર્યો છે, તે તરફ સૌનું ધ્યાન ખેંચીએ છીએ:—**

જાહેરખબરો છાપવાના ભાવ.

| | |
|---|---|
| રૂ. ... લીટી. | તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછી- |
| ૧... ... ... ... ... ૨ | ના અગીઆર માસ લગી ¾ ચાર્જ |
| દસથી વધારે લીટીઓ માટે રૂ.૧)- | ચાર્જ પડશે. ૭ માસ માટે પહેલે |
| ની લીટીઓ ત્રણ પ્રમાણે. | મહિને પૂરો ચાર્જ, અને પછી દર |
| બાર માસ લગી લાગલાગટ દશે | માસે ¾ ચાર્જ લેવાશે. |

**શાળાપત્રની સાથે કોઈ પણ હેન્ડબિલ વહેંચવામાં આવશે નહિ.**

---

તૈયાર છે.

ડૉક્ટર ભાંડારકર કૃત સંસ્કૃત સેકન્ડ બુકનું ગુજરાતીભાષાંતર.

(ગુજરાતીમાં ભાષાંતર કરનાર)

રા. સા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી. એ.

અમદાવાદ પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજના પ્રિન્સિપાલ

કિંમત રૂ. ૧-૪-૦.

નિશાળના શિક્ષકો અને વિદ્યાર્થિઓને અતિ ઉપયોગી પુસ્તક

પ્રાણીમાત્રનું વર્ગીકરણ.

CLASSIFICATION OF ANIMALS

દરેક પ્રાણીની ટુંકી સમજુતીની બુક નકશા સાથે.

કિંમત રૂ. ૬-૦-૦

K. V. MEHTA'S USEFUL BOOKS.

THE MITRALABHA.

(HITOPADESH).

With copious explanatory notes, profuse translations, solutions of Companies, &c.

*Price Annas 6.*

*Aids* to the *Sanskrit Course, St. V.*

*Price Annas 5.*

ગુજરાતી શબ્દાર્થસિંધુ

રચનાર

વિઠ્ઠલ રાજારામ દલાલ.

કિંમત. રૂ. ૩-૦-૦

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.

કાલકાદેવીરોડ. મુંબાઇ

શાખાનાં અનેક પુસ્તકો રચાયાં છે. કોઈ બીજા વિષય કરતાં એ વિષયન પુસ્તકો બહુ વધારે છે. જેમ જેમ માણસ એ વિષયનાં વધારે વધારે પુસ્તકો વાંચે છે તેમ તેમ વિષય કેવો વિસ્તીર્ણ છે અને હજી પોતે કેવે અજ્ઞાની છે ને કેટલું બધું વાંચવાનું રહ્યું છે તે તેને સમજાતું જાય છે આ મુશ્કેલી પ્રાથમિક શાળાંના તેમજ વિશ્વવિદ્યાલયના ઇતિહાસના સર્વ શિક્ષકોને નડે છે. સત્ય વિષે સંશય અને ઘણી હકીકતોનું તકરારી સ્વરૂપ એ બીજી બે સામાન્ય મુશ્કેલીઓ છે; પણ એ પહેલી મુશ્કેલી જેવી ભારે નથી. શિક્ષકે પ્રમાણભૂત પુસ્તકો વાંચવાં અને પ્રામાણિકપણે અને નિષ્પક્ષપાતથી પોતાનો અભિપ્રાય બાંધવો. પ્રાથમિક શાળામાં ખાસ મુશ્કેલી છે. બાળકો નાની ઉમ્મરે શાળા છોડી જતાં રહે છે; તેટલા માટે શિક્ષણ ઉપલકીઉં થવાનો સંભવ છે. ઘણાં છોકરાં ચૌદ વરસની ઉમ્મરે નિશાળ છોડે છે ને ધંધે વળગે છે. ઘણું વિગતવાર ઇતિહાસનું જ્ઞાન આપવાથી તેમને એ વિષય કંટાળાભરેલો થઈ પડે છે. તેમજ વિષય પર પ્રેમ ઉત્પન્ન ન થાય એવું ઉપલકીઉં શિક્ષણ આપવાથી તે નિષ્ફળ જાય છે. બીજા પ્રકારની—વિશિષ્ટ મુશ્કેલી પ્રાથમિક શાળાના શિક્ષકને નડે છે. પ્રમાણભૂત મૂળ પુસ્તકો કયાં છે તેનું તેને જ્ઞાન નથી ને જ્ઞાન હોય તો વાંચવાનો અવકાશ નથી. આવી સ્થિતિમાં શિક્ષકનો ધર્મ એ છે કે તેણે જે પુસ્તકોને વિદ્વાનોએ ઉત્તમ પુસ્તકો તરીકે સ્વીકારેલાં હોય છે એવાં પુસ્તકોને આધારે વૃત્તાન્તો શિખવવા. વળી એ પણ યાદ રાખવાનું છે કે ઓછા જ્ઞાનવાળો શિક્ષકજ ખરાબ પાઠ આપે છે એમ નથી. વધારે જ્ઞાનવાળો શિક્ષક પણ કેટલીક વાર ખરાબ પાઠ આપે છે. શું અગત્યનું છે ને શું અગત્યનું નથી તે જાણ્યા વગર એવા શિક્ષકો મરજીમાં આવે તેમ છોકરાંને હકીકતો શિખવે છે. છોકરાં પણ શું અગત્યનું છે ને શું નથી તે સમજતાં નથી. આથી શિક્ષણ નિષ્ફળ જાય છે.

**ઇતિહાસ શીખવાથી થતા લાભ:**—ઇતિહાસના જ્ઞાનથી આપણે શહેરી તરીકે આપણાં હક અને ફરજ સમજીએ છીએ. આપણી પ્રજા અન્ય પ્રજાથી કેવી રીતે જુદી પડે છે તે જાણીએ છીએ, મહાન પુરુષોનાં સારાં અને નઠારાં દૃષ્ટાન્તો જોઈ આપણી જીંદગી સન્માર્ગે દોરીએ છીએ અને અસન્માર્ગથી નિવૃત્ત કરીએ

છીએ. જે સરણિએ તેઓ ચાલ્યા હોય ને તેમને લાભ થયો હોય તે સરણિએ આપણે પ્રવૃત્ત થઈએ છીએ અને જે સરણિએ જવાથી તેમને અનિષ્ટ પરિણામો નીપજ્યાં હોય તેમાંથી આપણે નિવૃત્ત થઈએ છીએ. આ વિષયના અભ્યાસથી આપણે શિષ્યને ધ્યાન દઈ વિચારપૂર્વક મનમાં વાંચતાં શિખવીએ છીએ અને એ એક શિક્ષણનો મહાન્ ઉદ્દેશ છે; કેમકે જ્ઞાન આપવા કરતાં જ્ઞાન સંપાદન કરવાની શક્તિ ઉત્પન્ન કરવી એ સર્વ શિક્ષણનો ઉદ્દેશ હોવો જોઈએ. ભૂતકાળના જ્ઞાન વગર વર્ત્તમાન કાળના વૃત્તાન્તો સમજી શકાય નહિ. 'ઇતિહાસના થોડા પણ જ્ઞાન વગર કોઈ માણસને રાજ્યતન્ત્રની બાબતમાં રસ પડશે નહિ અને ઘણા જ્ઞાન વગર તે વિષે ડાહ્યા અને ગંભીર વિચાર બાંધી શકે નહિ ' 'સ્વતન્ત્ર રાજ્યમાં દરેક શહેરીને જાહેર કામમાં દૂરનું પણ હિત રહેલું છે, તેથી મોટા બનાવો અને હિત-અહિતનાં કામોનો તેણે અભ્યાસ કરવો એ તેના સ્વાભિમાનને માટે તેમજ જાહેર હિત માટે જરૂરનું છે, એવા અભ્યાસથી તે પોતાની ફરજ બજાવવા યોગ્ય થશે. જાહેર કામમાં મોટો ભાગ લેવાનો કે તે પર અસર કરવાનો તેને પ્રસંગ ન આવે, તોપણ તેમાં તેને રસ પડે અને પોતાના સમયના ઇતિહાસના પ્રવાહને બુદ્ધિપૂર્વક અનુસરી શકે તેને માટે ઇતિહાસનો અભ્યાસ આવશ્યક છે." ઇતિહાસના અભ્યાસથી આપણને ભવિષ્યનું જીવન દોરવવાને પુષ્કળ બોધ અને સૂચના મળે છે. સામાન્ય રીતે કાર્યનું પરિણામ થયા પછી આપણામાં ડહાપણ આવે છે; પણ ઇતિહાસના અભ્યાસથી આપણામાં પરિણામ આવતા પહેલાં ડહાપણ આવે છે. વળી પુસ્તકો પર પ્રેમ અને વાચન પર અભિરુચિ ઉત્પન્ન કરવામાં ઇતિહાસથી કોઈ વિષય પ્રબળ નથી. બાળકો નિશાળ છોડે તે સમયે જો તેમને એ અભિરુચિ ઉત્પન્ન થઈ ન હોય તો તેમનો નિશાળનો વખત બહુધા નિરર્થક ગયો સમજવો. પણ તેમને પુસ્તકો પર પ્રેમ ઉત્પન્ન થયો હશે અને તેનો કેવી રીતે ઉપયોગ કરવો તે તેઓ શીખ્યા હશે તો તેમનું શિક્ષણ ફળીભૂત થયું સમજવું.

ઇતિહાસના અભ્યાસથી વિચારશક્તિ અને વિવેકશક્તિ કેળવાય છે. છેક બાળક છોકરાં પણ સાધારણ કાર્યકારણભાવ સમજી શકે છે, જેમ જેમ ઉમ્મરે વધતાં જાય છે તેમ તેમ દૂરનાં સૂક્ષ્મ કાર્યકારણભાવ પણ

કહેવાની શક્તિ હોવી જોઈએ. શિષ્યને હકીકત જાણવાની ગમે તેવી ઈંતેજારી હોય તોપણ તે હકીકત સારી ભાષામાં વર્ણવાતી તેને ઘણી પસંદ પડે છે. આ ઉપરથી સમજાશે કે શિક્ષકે વૃત્તાન્તો આકર્ષક અને સુંદર ભાષામાં મૂકવા ઘણા જરૂરના છે. આઠ નવ વર્ષનાં બાળકો ઇતિહાસનું જ્ઞાન શિક્ષકના વ્યાખ્યાનથીજ મેળવે છે ને વિષયની અભિરુચિ કે કંટાળાનાં બીજ તેજ સમયે રોપાય છે; માટે શિક્ષકે રસ ઉત્પન્ન થાય એમ વ્યાખ્યાન કરવાની ટેવ કેળવવી જોઈએ. વાર્ત્તા કહેવાની કળા તેણે પ્રાપ્ત કરવી જોઈએ.

જ્ઞાન, વિવેકશક્તિ અને વાર્ત્તા કહેવાની ચતુરાઈ ઉપરાંત શિક્ષકમાં સારું ભવિષ્ય માની લેવાની શક્તિ હોવી જોઈએ. તેને વારંવાર નિરાશા ઉત્પન્ન થશે. છોકરાં હકીકતો વારંવાર ભૂલી જશે કે ઊંધી સમજશે. પણ તેના પાઠમાં છોકરાંને કેવો રસ પડે છે અને ઘણાં છોકરાં તેના શિક્ષણની કેવી કદર કરે છે તે જાણવાથી તેને ઘણીવાર ઉત્તેજન મળશે.

**સાલ**—ઇતિહાસના શિક્ષણમાં સાલ શિખવવી કે નહિ, તે કેટલી શિખવવી તે વિષે વિદ્વાનોમાં ઘણો મતભેદ છે. બોર્ડ ઑવ્ એડ્યુકેશનની 'સૂચનાઓ'માં એ વિષે ત્રણ મુદ્દા આપ્યા છેઃ—(૧) બાળકને વખતનો વિચાર ગ્રહણ કરવો અઘરો પડે છે; (૨) સાલની પુનરુક્તિથી બુદ્ધિ કેળવાતી નથી; અને (૩) માત્ર ઘણી અગત્યનીજ સાલ મોંએ કરવી જોઈએ. પહેલો મુદ્દો ખરો છે. તેને માટે આપણે બાળકને મદદ કરવી જોઈએ. બીજો મુદ્દો ખરો નથી; કેમકે પુનરુક્તિથી સંસ્કાર દૃઢ થઈ સ્મરણશક્તિને સહાયતા મળે છે, પરંતુ તેથી કંટાળો ઉત્પન્ન થાય એમ ન જોઈએ. ત્રીજો મુદ્દો ખરો છે; પણ કઈ સાલો શિખવવી તેને માટે શિક્ષકે વિવેકશક્તિનો ઉપયોગ કરવો જોઈએ. જેમ ભૂગોળમાં કેટલીક વખત નાની નદી અને નાનાં શહેરો મોટી નદી અને મોટાં શહેરો કરતાં વધારે ઉપયોગી હોય છે, તેમ ઇતિહાસમાં કેટલીક સાલો દેખીતી અનુપયોગી હોય તોપણ બહુ ઉપયોગી હોય છે.

પણ હાલના સમયમાં સાલ ન શિખવવી એમ શિક્ષકને ઉપદેશ કરવાની જરૂર નથી. હાલ તો એથી ઉલટો ઉપદેશ કરવાની જરૂર જણાય છે. એક શિષ્યશિક્ષકે મને વાતમાં કહ્યું કે, 'અમે ઇતિહાસ શીખીએ

છીએ—ખરો ઇતિહાસ જેમાં સાલ નથી શિખવાતી તે.' મારો ચહેરો અંગડેલો જોઈ તેણે સુધારીને કહ્યું, 'હા, માત્ર થોડીજ સાલ શિખવાય છે.' પણ હાલમાં આપણે ઘણી વાર એવું સાંભળીએ છીએ કે ભૂગોળમાં વસ્તી, પેદાશ વગેરેની સંખ્યાની જરૂર નથી, ઇતિહાસમાં સાલનું કામ નથી ને અંકગણિતમાં દાખલો ખરો છે કે ખોટો છે તે કંઈ અગત્યનું નથી. આ વિચારો માત્ર પૂર્વના ભૂલભરેલા વિચારોથી પ્રતિકૂળ છે; પરંતુ એને પણ મર્યાદામાં રાખવાની જરૂર છે.

સાલથી ઇતિહાસનું શિક્ષણ કંટાળાભરેલું થાય એ ખરો ભય છે. વળી કાલાનુક્રમણીને આધારે વૃત્તાન્તોનો સંગ્રહ કરાવવો એ કંઈ ઇતિહાસનું તત્ત્વ નથી. એક શિષ્ય એમ કહેતો કે કર્ટિસના સંક્ષિપ્ત ઇતિહાસમાં લખેલી બધી સાલ મને આવડે છે. તેને પૂછ્યું કે (પોતાની સત્તાના પ્રદેશમાં) ફરતા ન્યાયાધીશોએ કઈ સાલમાં ફરવાનું શરૂ કીધું, આનો તેણે તરત જવાબ દીધો; પરંતુ 'ફરતા ન્યાયાધીશો' એટલે શું એમ પૂછ્યું તેનો જવાબ તેનાથી દેવાયો નહિ. મિ. ઓસ્કર બ્રાઉનિંગ આવીજ એક વાત વર્ણવે છે. ઇટનમાં એક શિષ્યે મને અમુક સાલ કહી તેને મેં પૂછ્યું કે એ સાલ બી. સી. (ઈ. સ. પૂર્વે) કે એ. ડી. (ઇસવી સનની). તે શિષ્ય ગભરાયો ને તેણે જવાબ દીધો કે એ 'બી. ડી.' (જેનો અર્થજ થતો નથી). આવા શિક્ષણમાં સાલનું શિક્ષણ શુષ્ક અને નિરર્થક નીવડે છે.

પણ સાલ વગર ઇતિહાસનું શિક્ષણ અસંભવિત છે. બાળકો પણ થોડી સાલ યાદ રાખતાં કંટાળતાં નથી. તેમને પણ પોતાનું જ્ઞાન ચોકસ ને નિશ્ચિત કરવું ગમે છે. આ જ્ઞાન જો બાલ્યાવસ્થામાં નહિ મળે, તો પછી મળી શકશેજ નહિ. સાલને ઇતિહાસની એક આંખ કહે છે અને એ કહેવું વાજબી છે. વળી ઇતિહાસમાં સાલ તે ગણિતમાં આંકના કોઠા જેવી છે એમ પણ કેટલાક કહે છે. જો કે આ ઉપમા સર જોશુઆ ફ્રિચના મત પ્રમાણે યોગ્ય નથી; તોપણ એટલું તો ખરૂંજ છે કે ઇતિહાસના શિક્ષણમાં સાલ શિખવવામાં થોડો વખત કાઢવો અયોગ્ય નથી ઇતિહાસમાં ઘણી બાબતો યાદ રાખવાની છે એમ અમે અગાઉ કહ્યું છે અને એમાં સાલ ઘણો અગત્યનો ભાગ છે.

પણ શિક્ષકે એ સમજવું જોઈએ કે ઘણા બનાવો માટે અમુક સ-

ર્પેજ યોગ્ય સાલ નથી. તે બનાવો કંઈ તેજ વર્ષમાં પૂરા બન્યા હોતા નથી. ઈંગ્લંડમાં ફ્યૂડલ (જમીનને લગતો) ધારો ક્યારે સ્થપાયો, પ્રધાનમંડળની સંસ્થા ક્યારે થઈ, વગેરે બાબતોમાં અમુક વર્ષજ યોગ્ય નથી. બાળકની વયને અનુસરીને સાલ શિખવવી. પરદેશના ઇતિહાસના વૃત્તાન્તો આપણા દેશના તેજ સમયના વૃત્તાન્તો સાથે જોડવાથી સ્મરણ રાખવા સહેલા પડે છે.

ઉપસંહારરૂપે એટલું કહેવું બસ છે કે આપણે સાલ શિખવવી જોઈએ અને તે અગત્યની છે એમ છોકરાંના મનમાં ઠસાવવું જોઈએ. પણ સાલ યાદ રાખવામાંજ ઇતિહાસનું શિક્ષણ સમાયલું છે એમ શિષ્યવર્ગના મનમાં આવવું ન જોઈએ; તેમજ કંટાળો ઉત્પન્ન થાય એટલે દરજ્જે સાલ યાદ રખાવવી નહિ.

**ભૂગોળનો સંબંધ**—જેમ સાલ ઇતિહાસની એક આંખ છે તેમ ભૂગોળ એની બીજી આંખ છે. હાલના સમયમાં નકસા વગર કોઈ ઇતિહાસ શિખવતું નથી; તેમજ થોડાજ ઇતિહાસનાં પુસ્તકો નકસા વગરનાં હોય છે. દરેક કૃત્ય બનવાને કંઈ સ્થળ હોવું જોઈએ ને તે ભૂગોળથી માલમ પડે છે. ભૂગોળના અભ્યાસથી ઘણીવાર બનાવો અમુક રીતે બન્યા તેનું કારણ સમજાય છે. એવિશામ શહેર અને તેની સ્થિતિનો અભ્યાસ કરીએ તો એવિશામનું યુદ્ધ બરોબર સમજી શકીએ. ઇ. સ. ૧૬૪૩ માં ૧ લા ચાર્લ્સની હાર શી રીતે થઈ તે સમજવા માટે આપણે રાજપક્ષી સૈન્ય આરંભમાં જે સ્થળે હતું તેની સ્થિતિ, તેમજ આગળ વધવાની મુશ્કેલીઓ અને એકત્ર થવામાં જે અડચણો નડી તે બરોબર સમજવું જોઈએ. જેમ દેશના કુદરતી સ્વરૂપથી મનુષ્યજીવન પર કેવી અસર થાય છે તે સમજવાથી ભૂગોળના શિક્ષણનું તત્ત્વ સમજાય છે, તેમ જે રંગભૂમિ પર મનુષ્યો ઘુમ્યા હોય અને સુપ્રસિદ્ધ વૃત્તાન્તો બન્યા હોય તે રંગભૂમિના અભ્યાસથી ઇતિહાસના શિક્ષણમાં નવીન પ્રકારનો રસ ઉત્પન્ન થાય છે. કાર્લાઇલ કહે છે કે " એવું કોઈ પુસ્તક તમારી પાસે નકસો રાખ્યા વગર વાંચવું નહિ. ગ્રન્થકાર જે સ્થળનું નામ દે તે શોધી કાઢી તેની સ્થિતિ વિષે વિચાર કરો. આમ કર્યા વગર તમે તેનું કશું સમજવાના નથી તો યાદ તો ક્યાંથીજ રાખશો? મુખ્ય બનાવોની સાલ યાદ રાખો. તેને લખો અને સ્મરણસ્થાનમાં બરોબર રાખો. સાલ અને ભૂગોળ એ ઇતિહાસના બે દીપ છે."

**કાર્યકારણભાવ**—વૃત્તાન્તો સમજવામાં કાર્યકારણભાવ ઘણો અગત્યનો છે. બારેક વરસનાં થાય છે ત્યાંસુધી બાળકોને તેમાં રસ પડી શકતો નથી, પણ સહજ આરંભ કરી શકાય. એથી નાની ઉમ્મરમાં વખત અને સ્થળના પ્રશ્નોમાં તેમને રસ પડે છે. કાર્યકારણભાવમાં પણ ભૂગોળને ઘણો સંબંધ છે. નદી અને પર્વતો પ્રજાની ગતિ અને વ્યાપાર પર ઘણી અસર કરે છે અને રણક્ષેત્રના પરિણામનાં ઘણા ઉપયોગી અંગ છે. અંગ્રેજ લોકો બ્રિટનમાં આવીને વસ્યા તેમાં નદીથી અને પર્વતોથી તેમનાં મૂળ સ્થાન નિશ્ચિત થયાં છે. કુદરતી કારણો સાથે કૃત્રિમ કારણોનો પણ વિચાર કરવો જોઈએ. ઍન રાણીના સરદારો અને નેપોલિયને સ્પેન પર ચઢાઈ કરી અને વિજય મેળવવાનો પ્રયાસ કર્યો તેમાં દેશના કુદરતી સ્વરૂપ તેમજ પ્રજાના સ્વભાવની અસર આપણને ખુલ્લાં આલમ પડે છે. ટ્યુડર અને સ્ટુઅર્ટ રાજાઓના સમયનો અભ્યાસ કરવાથી એકજ પ્રજામાં કેવો ફેરફાર થયો છે તે આપણે સમજીએ છીએ. ટ્યુડર અને સ્ટુઅર્ટ રાજાઓને સરખાવવાથી જનસ્વભાવથી ઇતિહાસ પર કેવી અસર થાય છે તે આપણા જોવામાં આવે છે. આના સંબંધમાં [1]કાર્લાઇલના જેવોજ બધાનો મત નથી એ યાદ રાખવું.

**નીતિનું શિક્ષણ**—યુદ્ધથી હમેશ ભારે ખરચ થાય છે ને પરિણામ અનિષ્ટ આવે તો તે લોકોમાં અપ્રિય થાય છે. ૩ જા હેન્રિ, ૬ ઠ્ઠા હેન્રિ વગેરે રાજાઓના સમયમાં આના દૃષ્ટાન્તો મળશે. આવા દાખલાઓ ઉપરથી છોકરાંઓને વિવેકશક્તિનો ઉપયોગ કરતાં શિખવવો. આના સંબંધમાં નીતિનું શિક્ષણ આપી શકાય. જૉન હૅમ્પડન જેવા વીર પુરુષોના દાખલા તેમાં ઉપયોગી થઈ પડશે. આમાં બે સૂચના લક્ષમાં રાખવાની છે. (૧) અતિસ્તુતિ કરવી નહિ. એગલૅાટ કહે છે કે ત્રીજા વિલિયમની અતિસ્તુતિ મેકૉલે જેવા ગ્રન્થકારે કરેલી પણ વાંચવાથી કંટાળો ઉપજે છે. (૨) હમેશ નીતિનો સાર કાઢવો નહિ. 'આનો સાર એ છે' આવા શબ્દોથી કંટાળો ઉપજે છે. બાળકો પોતાની મેળેજ વિચાર કરી નીતિ ગ્રહણ કરે એ વધારે સારૂં છે. વાર્તામાંથીજ જો સાર એની મેળે બાળકને સૂઝે નહિ તો વાર્તા કહેવામાંજ દોષ સમજવો.

---

૧ કાર્લાઇલનો મત શાળાપત્ર પુ. ૫૦ પર આપ્યો છે.

# સંગીત.

આજે આપણે નવીન રસ અવલોકન કરવા તત્પર થઈએ છીએ. સર્વ કોઈના સમજવામાં સહજ છે કે મનુષ્યમાત્ર, સ્ત્રી યા પુરુષ, જન્મ્યા પછી ધીમે ધીમે કેળવણી અને સોબતથી માણુસાઈના ગુણો મેળવે છે, ને તે મેળવ્યા બાદ ગૃહસ્થ, સદ્‌ગૃહસ્થ, સજ્જન એ પ્રમાણેના યોગ્યતાવાળા માનને પાત્ર થાય છે. હેવાન અને ઈન્સાનમાં તફાવત પણ માત્ર ઈન્સાનીઅતથીજ પરખાય છે, બાકી પશુધર્મ જેવા ક્ષુદ્ર આચરણથી મનુષ્ય ઉત્તમ પંક્તિમાં આવી શકતો નથી. વળી મનુષ્યમાત્રને ઘણાં કર્તવ્યો બજાવવાનાં હોય છે, પણ તે સઘળાંનો સાર અને તારતમ્ય તો ઉત્તમતા મેળવવા માટેના ઉદ્દેશમાંજ સમાયલો હોય છે. સાદા રૂપથી અને ઉત્તમ શિક્ષા તરીકે એક વિદ્વાન્ લખી જણાવે છેઃ—

"What is our duty here?
From good to better then to best."

આ દુનિઆમાં આપણે જે સ્થિતિમાં હોઈએ તેથી સારા, વધારે સારા અને શ્રેષ્ઠ થવા માટે આપણું કર્તવ્ય હોવું જોઈએ. આપણામાં "સદ્‌ગૃહસ્થ," "સજ્જન" મનુષ્યકોટિમાં જેમ માનવંત ગણાય છે, તેમજ પશ્ચિમ દેશોમાં પણ "જેન્ટલમેન"ની પદવી આબરૂદાર ગણાય છે. ઈંગ્લંડના મરહુમ માનવંતા પ્રધાન મિ. ગ્લેડસ્ટને પોતે બીજા આબરૂના ઇલકાબોને બદલે સાદી સદ્‌ગૃહસ્થની યોગ્યતાવાળી 'મિસ્ટર'ની છાપ શ્રેષ્ઠ ગણી પોતાનોજ દાખલો જગત્‌માં બેસાડી આપ્યો છે, તે તેમના જીવનચરિત્ર પરથી સમજાય છે. જ્યારે આ પ્રમાણે સદ્‌ગૃહસ્થની ઉત્તમ તુલના હોય છે, ત્યારે તે મેળવવા કોને હોંસ અને આતુરતા નહિ થાય? પરંતુ તે પદવીએ પહોંચવામાં સતત શ્રમ, નિયમ, નીતિરીતિ, વ્યવહારમાં દક્ષતા, સારાં કર્તવ્યોમાં દૃઢતા, સ્વાભિમાનનો સદુપયોગ, સભ્યતા, શુદ્ધ રહેણીકરણી વગેરે ગુણોના અવલંબનની બહુજ જરૂર જણાય છે. વળી તે ગુણો લાંબી મુદ્દત સુધી નભાવવામાં પણ તેવુંજ ઉત્તમ સાહસ ઉઠાવવું પડે છે અને પછી આખરે સુપાત્ર મનાય છે ને સજ્જન વગેરે સારાં ઉપલક્ષણોથી પંકાય છે. આવા ગુણોનું અવલંબન અને તે પ્રમાણે વર્તન કરવાનો ઉત્સાહ પ્રાચીન

વિદ્વાનોના લેખથી તથા તેમના ગુણોની અનુકૃતિથી કેટલેક દરજ્જે મેળવી શકાય છે. તે ઉપરથી જીવનચરિત્રો અને વિદ્યાભ્યાસનું શ્રવણ, મનન, નિદિધ્યાસન બહુ ઉપયોગી છે, તે સર્વે કોઈ તુર્ત સ્વીકારશે.

વિદ્યાભ્યાસ માણસને ખરૂં મનુષ્યત્વ પ્રાપ્ત કરાવે છે. વિદ્યાવિલાસ એ માનવજાતિને સુખ અને સત્કીર્તિનું એક મોટું સાધન છે અને તેના અનેક દાખલા સઘળી પ્રજાઓના આગેવાન ગણાતા શિષ્ટ પુરુષોના વૃત્તાંત ઉપરથી મળી આવે છે; તેથી વિદ્યાનો આશ્રય લેવાથી સદ્‌ગૃહસ્થ એ યોગ્ય પદ પળાય છે. તોપણ તેમાં વિશેષ અસાધારણ ચૈતન્ય મેળવવા અધિક ઉચ્ચ શ્રેણિનું અવલંબન જોઈએ, જેથી માણસ બીજાઓથી એકદમ અધિક સરસાઈ મેળવી શકે. આ પ્રમાણેના ઉમદા આશયો ધ્યાનમાં રાખીને એક વિદ્વાન્ એક વ્યક્તિને બીજીઓથી શ્રેષ્ઠ બનાવવા સાહિત્યાદિની યોગ્યતા કહી બતાવે છે.

**साहित्यसंगीतकलाविहीनः । साक्षात् पशुः पुच्छविषाणहीनः**
**तृणं न खादन्नपि जीवमानस्तद् भागधेयं परमं पशूनाम् ॥**

અહિં સાહિત્ય અને સંગીત, એ પદોને પ્રથમ યોજેલાં છે, તેથી તેની પ્રબળ સત્તાનો પ્રભાવ બતાવ્યો છે. તેમજ સાહિત્ય અને સંગીત એ બન્નેને પરસ્પર સંબંધ પણ ઘણો નિકટ છે, વગેરે કારણોથી દરેક મનુષ્યે આ સંગીતવિદ્યામાં પોતાની શક્તિ મુજબ અભિરુચિની સાથે લાભ લેવો જોઈએ. એ પ્રમાણે ભાર મૂકીને બોધવચન દર્શાવેલું છે. મિત્રમંડળમાં આ સંગીત જાણનાર બહુ ઉપયોગી થઈ પડે છે. પોતે આનંદ લે છે અને બીજાઓને આપે છે. પોતે કલામાં કુશળ હોઈને પોતાની તંદુરસ્તી સારી રીતે સાચવી શકે છે; મનોબળ વધારી શકે છે, ખુશ મિજાજથી રસીલો બની શકે છે, ચિત્તવૃત્તિને એકજ વિષય તરફ સબળ રાખવા ચુસ્ત બની શકે છે. એકાગ્ર મનોવૃત્તિ બનાવવા સંગીતને મોટો આશ્રયરૂપ માનવામાં આવે છે, તેથી વિશ્વની તમામ પ્રજાઓએ ધર્મની સંસ્થા નિભાવવા અને મનનું રસમય ઐક્ય જાળવવા સંગીતનો સદુપયોગ નિર્માણ કરેલો છે. સંગીતકુશળ સ્ત્રી યા પુરુષ સર્વે સ્થળે સર્વના માનને યોગ્ય થઈ શકે છે અને જમાનાને અનુકૂળ ઉચ્ચ પંક્તિના ગૃહસ્થોમાં તેમનો પ્રવેશ અનિવાર્ય થાય

છે; તે તેમની તુલના પણ તેવીજ ઉચ્ચભાવનાયુક્ત બને છે. સંગીતનો નીતિદ્વારા સદુપયોગ ઘણીજ કદરથી પિછાનાય છે, તેથી સંગીત જાણનારને ઘણું માન મળે છે. વળી પશ્ચિમ દેશોમાં આ વિદ્યાને ઘણું મહત્ત્વ આપવામાં આવે છે ને તેથી આ વિદ્યામાં પ્રવીણ પુરુષો 'men of qualification and tastes'. (લક્ષણવન્તા અને રસિક પુરુષો) એવાં રુચિકર નામથી ઓળખાય છે.

આર્યાવર્તમાં પ્રાચીન કાળથી ગૃહસ્થોને કાવ્યનાટકાદિના વિનોદ સાથે પણ સંગીતનો સારો પરિચય થતો હતો, પરંતુ મધ્ય સમયમાં અમુક કારણોને લીધે તે શોખને ગૌણ માનવામાં આવ્યો હતો. હાલની સુધરેલી પ્રજાઓમાં સંગીતનો શોખ ઉત્તમ ગણના સાથે વધતો ચાલ્યો છે, ત્યારે આપણે પણ ઉન્નતિએ પહોંચેલી સંગીતવિદ્યા જે હમણાં કંઈ છિન્નભિન્ન નષ્ટભ્રષ્ટરૂપે વિલપે છે તેને ફરી સજીવન કરવા સંશોધનક્રિયાઓમાં અવગાહન કરીશું તો તે પ્રયાસ નિષ્પ્રયોજન ગણાશે નહિ. ઉપર કહી ગયા તેવી રીતે સંગીતને અને સાહિત્યને બહુ બને છે એટલે તેમનો પરસ્પર ગાઢ સંબંધ છે. સર્વ કોઈના સમજવામાં હશે કે કાવ્યાદિક તેમજ રસ, અલંકાર આદિ વિનોદથી જે આનંદ પ્રાપ્ત થાય છે તેને પણ સંગીતથી વધારે પુષ્ટિ મળે છે; કારણ કે સંગીત પોતે કાવ્યના નવ રસોને સુસ્વરો મારફત રસઘન બનાવી આપે છે અને તેજ મતલબથી ઉપર કહી ગયા તે શ્લોકમાં કવિજીએ ભાર મૂકીને સંગીત ઉપર ધ્યાન ખેંચી કહ્યું છે કે જે માણસ સંગીત જાણતો નથી તે માણસ નથી. આપણામાં ગદ્ય, પદ્ય, ગાથા વગેરેના સમૂહમાંથી રસ અલંકારાદિ સંઘટ્ટનાથી જે આનંદ માણસને મળે છે તેજ આનંદ સુસ્વરાદિ સંગીતપ્રબંધોના ગ્રન્થનથી રસઘન થઈ શ્રવણેંદ્રિય મારફત મનને વધારે પ્રફુલિત કરે છે, શરીરસંપત્તિ વધારે છે, અને તર્કશક્તિ, પરોપકારબુદ્ધિ, ઉદારતા, વગેરે ઉચ્ચ મનોભાવને ઘણું પોષણ આપે છે.

કાવ્યને લગતાં પિંગલ, રસ, અને અલંકારાદિકના સંબંધમાં ઘણા ઘણા ગ્રંથો લખાયા છે, તેમજ તે વિષે આપણા મુંબાઈ ઇલાકાના નિવાસીબાઈઓ સહેજ પરિચિત જણાયા છે; પરંતુ સંગીતવિષય ઉપર ઘણું ઓછું ધ્યાન અપાયેલું જોવામાં આવે છે; તે સબબથી આ જગાએ તે તરફ ઉત્સાહ વધારવા માટે બંધુઓને રુચિકર થાય એવા સહેલા ખુલાસાઓ

સૂચવવા યત્ન કરૂં છું. કેટલીક વખત ખાસ શાસ્ત્રીય શબ્દો વાપરવા પડયાં છે, પરંતુ તેના ખુલાસાઓ નીચેના પૅરેગ્રાફ વાંચવાથી ધ્યાનમાં બેસશે, તોપણ આ લેખ એક બે વખત લક્ષપૂર્વક વાંચવાથી વધારે સંતોષ ઉપજશે એમ આશા છે.

વિદ્યાની બીજી શાખાઓની પેઠે સંગીતવિદ્યા પણ સમજવી કઠણ હોય છે. કોઈ પણ વિષય ઉપર મોહ ઉપજ્યા સિવાય અને તેની પ્રબળ સત્તા જાણ્યા સિવાય માણસની રુચિ કે વલણ તે તરફ થતાં નથી. પ્રેમ હોય નહિ તો તે મેળવવા યત્ન પણ સંભવે નહિ; માટે ઉપરના શ્લોકથી, તેમજ ઉપરે લખેલા સંગીત વિષેના વિવેચનથી વાચકનું વલણ આ સંગીત બાબત જાણવા ઉત્સુક થયું માની ખાસ આ વિષય ઉપર થોડુંક લખવામાં આવે છે.

સંગીતવિષય ઘણો કઠિન, ગહન, બહોળો પણ રસમય છે, તેની સમજ ટુંકમાં આપવી તે પણ તેવુંજ મુશ્કેલ કામ છે, તોપણ તેનાં જુદાં જુદાં અંગો અને ઉપાંગો ઉપર થોડું ઘણું લક્ષ આપવુંજ જોઈએ.

## "गीतवादित्यनृत्यानां त्रयं संगीतमुच्यते"

કંઠસ્વરથી ગાવું, વાજાં વગાડવાં અને નાચવું એ ત્રણ સંગીતનાં મુખ્ય અંગ છે. આ ત્રણે બાબતો આપણી નજર નીચે વ્યવહારમાં દરરોજ જોવામાં આવે છે, તોપણ તેનો પરસ્પર સંબંધ અને તેની રચના વગેરે ઉપર આપણામાંથી ઘણા થોડા ભાઈઓ નજર પહોંચાડતા હશે. આમાંના ગીતવિષયને પ્રધાન માનવામાં આવે છે; કારણ કે ગીતને અનુસરીને, અને તેનીજ નકલ કરીને જુદાં જુદાં વાજીંત્રો બનાવવામાં આવ્યાં છે ને તે વગાડવાથી આનંદ પણ તેવોજ ઉપજે છે. વાદ્યને ગીતના પેટામાં ગણેલું છે. તેવીજ રીતે "નૃત્ય" (નાટ્ય) ગીતવિષયનુંજ અનુકરણ કરી બાહ્યચેષ્ટાના ઉમેરણથી રસની વૃદ્ધિ કરે છે તે પણ સંગીતના પેટામાં આવી જાય છે. સંગીતના ત્રણ અંગમાં વપરાતાં અથવા તો તે અંગોનાં ઉત્પત્તિકારણ, બીજરૂપવસ્તુ–'સ્વર' અને 'તાલ'–વિષે આપણે અનુક્રમે વિચાર કરીએ. સ્વર અને તાલ આખી દુનીઆમાં એક સરખે અંશે મુખ્ય આનંદનું બીજ ગણવામાં આવે છે, અને તેજ ગીતનું મુખ્ય

બંધારણ નક્કી કરે છે. વાદ્ય અને નૃત્ય (નાટ્ય) માં પણ સ્વર અને તાલ એ તેવાજ ઉપયોગી અને અસરકારક નીવડે છે. ગીતવિષયના નિયમોનું જેમ જેમ વધારે ધ્યાનથી અવલોકન કરીએ છીએ, તેમ તેમ વાદ્ય અને નૃત્ય વિષયના ખુલાસાઓની દરકાર આપો આપ ઓછી થતી જાય છે. આવાં કારણોને લીધે ગીતવિષયનેજ સંગીત તરીકેનું બહોળા અર્થનું નામ આપી ગ્રંથકારો ગીતને પ્રથમ પદ આપે છે. આર્યાવર્તમાં અસલથીજ ગીતની પ્રબળ સત્તા સ્વીકારવામાં આવી છે ને તે મુજબજ પશ્ચિમ દેશોના સંગીતવિદ્વાનો ગીતવિષયને વધારે મહત્ત્વ આપતા આવ્યા છે.

સંગીતની ત્રણે બાબતો (ગીત, વાદ્ય, નૃત્ય)ની વસ્તુસંકલના, સ્થૂલ રચના, તથા ફળની પરિસીમા પણ એકજ તરેહની હોય છે. ત્યારે આપણે જોવું જોઈએ કે સંગીતનું બીજ ક્યાં અને કેવી રીતે વર્ત્તે છે, પ્રસરે છે, વિકાસે છે, અને વિરામ પામે છે-

ધ્વનિ, અથવા નાદ એ તેનું બીજ છે. અને આ બીજરૂપ સૂક્ષ્મ અવાજ જુદી જુદી તરેહથી સમુદ્રની લ્હેરોની માફક તરંગરૂપે વર્ત્તે છે, ફેલાય છે, અને આખરે અનેક જાતના નામથીજ સ્પષ્ટ પરખાય છે. આવા અવાજ પોતાના સ્વરૂપમાં મૂળરૂપે અથવા સંયુક્ત પ્રકારે વિકાસે છે. સૂક્ષ્મ રૂપમાંથી સ્થૂળ સ્વરૂપમાં પણ તમામ જાતના અવાજોને-ધ્વનિ અથવા નાદને-તેના તેજના નામથી ઓળખવામાં આવે છે અથવા વિશેષ જ્ઞાન માટે ચોક્સ નામ પણ પાડવામાં આવે છે, જેમકે ઘંટાનાદ, શંખનાદ, મેઘનાદ, મૃદંગધ્વનિ, વગેરે, સૂક્ષ્મ તેમજ સ્થૂલ સ્વરૂપ માંહેના અવાન્તર અવાજોને આપણે ભિન્ન ભિન્ન પારખી શકીએ છીએ, જેમકે પશુપક્ષીના અવાજ, સ્ત્રી વા પુરુષનો અવાજ, પાણીના પ્રવાહનો મૃદુ ખળખળાટ અથવા ધોધના ઘડઘડાટ, પાંખોના ફફડાટ, કાગળના હાલવામાં અથવા હસવામાં ખડખડાટ, ગાડીના અથડામણના અને પૈડાં શિથિલ થવાને લીધે નીકળતા જુદા અવાજો, બારીબારણાં અફળાવાથીનીકળતા ભડભડાટ વગેરે. આવા અસંખ્ય જાતના અવાજો આપણા દરરોજના વ્યવહારમાં આપણને મળી આવે છે ને આપણે તેને તેજ સ્થિતિના સ્થાયી સ્વરૂપમાં ચોખ્ખા ભિન્ન પારખીએ છીએ. પણ તેની તુલના કરી સમજણ મેળવવી જોઈએ. આ અસંખ્ય ધ્વનિઓને આપણે ત્રણ પ્રકારથી વિચારીશું.

(૧) મધુર, રસમય, સ્પષ્ટ પ્રકાશથી આનંદ ઉપજાવનાર તે ઉત્તમ ધ્વનિ, નાદ, તેન, સુસ્વર, સ્વર.

(૨) સાધારણ પણ નિયમિત અસર અને ઓળખાઈવાળો મધ્યમ અવાજ.

(૩) સાંભળવાથી ગભરાઈ જવાય, કંટાળો ઉપજે, અથવા ભય કે ત્રાસ નીપજે તેવા અવાજો.

સિંહગર્જના, તોપોના ધડાકા, સમુદ્રના તોફાની મોજાનો ઘુઘવાટો વગેરે અવાજો આપણને અમુક પ્રમાણમાં આનંદના કરતાં ભય અને ત્રાસ વધારે ઉપજાવે છે તેથી તેને સ્વરનું નામ નહિ આપતાં ઘોંઘાટની ઉપમાથી ઓળખી ત્રીજા વર્ગમાં ગણીશું.

મધ્યમ રીતે રસીલા અને નિયમિત સ્વરૂપથી ઓળખાતા અવાજો જેવાકે, કોયલ, મોર બુલબુલ વગેરે પક્ષી તેમજ સ્ત્રીપુરુષના સામાન્ય અવાજો, તે મધ્યમ બીજા વર્ગમાં ગણી તેને **અવાજ** સંજ્ઞાથી ગ્રહણ કરીશું.

ઉત્તમ, પેહેલા વર્ગના અવાજોને આપણે સંગીત **સ્વર**ના નામથી ઓળખીએ છીએ. સંગીતમાં જે સ્વરો બોલાય છે, ગવાય છે તે "સુસ્વર" પણ બની શકે છે, કારણ કે તેમાં કંઠની અથવા વાદ્યની મધુરતા કેળવવાથી વધારી શકાય છે, તેથી સંગીત સાંભળનારને અને ગાનારને પોતાને પણ આનંદ થાય છે. એ સ્વરોને સંગીતમાં **સરિગમપધનિ** એ ટુંકી સંજ્ઞાથી પણ ઓળખવામાં આવે છે.

ઉપર કહી ગયા તે પ્રમાણે ઉત્તમ પ્રકારની ધ્વનિરૂપસાધનબીજ-રચનાથી ગ્રથિત કરી જ્યારે ઉત્તમ સંગીતયોજક રસલીન બુદ્ધિથી સારા પ્રબંધમાં કાવ્યોમાં સુસ્વરો ગોઠવે છે ત્યારે તેમાંથી ઉત્તમ ફલરૂપ આનંદ ને અમૃત સરખી તૃપ્તિ શ્રવણેન્દ્રિય મારફત મનુષ્ય મેળવે તેમાં આશ્ચર્ય શું?

હવે ત્યારે સંગીતમાં જે જે સ્વરો વપરાય છે તે વિષે આગળ ચાલીએ. ઘણી તરેહના અવાજો સંગીતમાં વપરાય છે, પરંતુ તેઓ સઘળા પરસ્પરમાં ઘણાજ નિકટ સંબંધથી બંધાયલા રહે છે. કેટલીક વખતે મૂળધ્વનિરૂપેજ સ્વરો વપરાય છે ને કોઈ વખત ભાષાના વર્ણોચ્ચાર સાથે એ સ્વરો યોજવામાં આવે છે. જેમ ગદ્યમાં વર્ણ, શબ્દ, વાક્ય, અને પેરેગ્રાફ તેમજ કાવ્યમાં ચાર ચરણ, વિરામ ઇત્યાદિ ઉત્તરોત્તર નિયમિત

સંકલના ચાલી આવે છે, તેવીજ રીતે જ્યારે મૂળધ્વનિરૂપે સ્વરો વપરાય છે ત્યારે તેના પણ શબ્દો બને છે, તે ધ્વન્યાત્મક શબ્દ ગણાય છે, ને પછી તેવી રચનાને ધ્વન્યાત્મકગીત કહેવામાં આવે છે, ને ભાષારૂપ કાવ્યને સ્વરોમાં ગાવાથી 'વર્ણાત્મક ગીત' એ નામનો ભેદ ઓળખી શકાય તેમ છે. આવી રીતથી અર્થયુક્ત વર્ણોચ્ચાર અને ધ્વનિ એ બન્નેનાં જે જે સ્વરસ્વરૂપો બને છે તે આપણે કાનથી ભિન્ન ભિન્ન જાણીએ છીએ. આવાં અવાજોને આપણે ઝીણો, તીણો અવાજ, પુરુષનો મોટો ને જાડો અવાજ, સ્ત્રીનો પાતળો ને મૃદુ અવાજ, તેમજ ઊંચો નીચો અવાજ એ પ્રમાણેનાં નામ આપીએ છીએ, તેથી અસંખ્ય અવાજોની જાતિ અને ઊંચાઈ એ પ્રમાણે બે ભેદ બને છે તે વિષે સ્પષ્ટ સમજ ધ્યાનમાં રાખવાની અગત્ય છે. પરમકૃપાળુ જગદીશ્વરે કંઠસ્વરોને અમુક અંતરથી ને અમુક પ્રમાણમાં શુદ્ધ સ્વરૂપમાં ગોઠવીને મનુષ્યને જન્મ સાથે ગાવાની શક્તિ એ એક મહાન્ બક્ષીસ આપી છે પણ તે દરેક વ્યક્તિએ ખીલવવી તે પ્રબલ ઉપર આધાર રાખે છે, નહિ તો તે બક્ષીસની મૃદુતા, ઉચ્ચ વિકાસને પહોંચતી નથી.

જેમ ગણિતશાસ્ત્રમાં દર્શાંશમાં પુનરાવર્તન આવે છે તેવી રીતે અમુક સ્વરો અમુક અંતર પછી તેના તેજ મળી આવે છે, તોપણ પુનરાવર્તનનો દાખલો આપી સમજાવ્યા પછી પણ સ્વરોનો જે સહજ તફાવત જણાય છે તે સમજવાને બીજો દાખલો લેવો જોઈશે. પાયાની દિવાલોની ઉભણી અને પછી માળ વગેરે ઉપર જતાં દિવાલોની પહોળાઈ સાંકડી થતી જાય છે ને તેથી મકાનની મજબુતી બની રહે છે, તેજ મિસલે પુરુષપ્રકૃતિના સ્વરો નીચેનાં રૂપમાં પહોળાઈને મોટાઈની ઉપમાથી વિરાજિત ગણાય છે ને જેમ જેમ સ્ત્રીપ્રકૃતિના ઊંચા સ્વરો લેવામાં આવે છે તેમ તેમ તે પાતળાને ઝીણા ગણાય છે. આ ગૃહબંધારણની રચના વિશેષ દાખલા બન્ને ક્રમ (ઊંચે ચડવું ને પાતળું થવું) થી સંગીત સ્વરોને ઘણું પડે છે, તે ખ્યાલમાં રહેશે.

'૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭' '૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭,' '૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭.'

સ રિ ગ મ પ ધ નિ, સ રિ ગ મ પ ધ નિ, સ રિ ગ મ પ ધ નિ.

પુનરાવર્તનની સાથે સંગીતસ્વરો નીચે મુજબ સહજ નાના મોટા થ-

૬.

જુવો બીલ્લીની લડાઈ, એમાં ત્રીજો પેસે ભાઈ.
રોટલા સારૂ વઢી પડીને ગઈ વાંદરા પાસ,
વાંદરભાઈ તો ખાઈ ગયા, બે બીલ્લી થઈ નીરાશ, જુવો.
માટે ભાઇઓ સંપ રાખીને કરજો સર્વે કામ;
સંપ થકી તો સુખજ મળશે રાજી રહેશે રામ, જુવો.

---

# सामान्यज्ञान.

## ૧. ગાય.

ચોપાઈ.

ચુંણુવાળી શીંગાળી ગાય, પાણી પીતી ને ખડ ખાય;
કેવો છે એનો આકાર, ચાર પગાળી આંચળ ચાર.
ફુરીને પગ જો ખરીમાં ફાટ, ઘણો રૂપાળો ભાળ્યો ઘાટ;
પછવાડે પૂંછડે છે વાળ, નિત્ય ગોવાળ કરે સંભાળ.
હોઠ હલાવે બેઠી હોય, કાળી ધોળી રાતી કોય;
દોતાં દૂધ ભલું દેખાય, તેનાં દહીં માખણ ઘી થાય.
પેંડા બરફી ને દૂધપાક, ખાતાં ખાર ન લાગે થાક;
બાસુદી ને બને શીખંડ, ઠરે પેટમાં ઉપજે ઠંડ. ક. દ. ડા.

---

## ૨. વાછડી.

( ગયા ગીતની રાહે )

આવો આવો અહીં ગોઠીઆ ગાય પાસે,
જોની જોની આ વાછડી છે પાસે. ૧
ઊભી ઊભી તે વાછડી આમ થઈને,
મારે મારે તે ચેકડો ઝપ દઈને. ૨
પગે પગે તે ઝાંઝર ઝમકે છે,
કોટે કોટે, તે ઘુઘરા ઘણકે છે. ૩
દોડી દોડી તે વાછડી ગાય પાસે,

ઉંચી ઉંચી તે પૂછડી છે વાંસે. ૪
બોલે બોલે તે બેં બેં બેં જેવું,
ધાવે ધાવે તે બચ્ચ બચ્ચ બચ્ચ કેવું. ૫.

---

## ૩. કુતરો.

( ભોજા ભગતના ભજનની રાહ. )

કુતરો ઘર તણો રખવાળ, પણ છે બિલ્લી કેરો કાળ,- ટેક.
તૂ તૂ કરતાં તરત દોડીને તલપી ટુકડો ખાય,
ખાય, વધે તે મોંમાં ઝાલી ખૂણામાં લઇ જાય; કુતરો. ૧
પગે પગે ત્યાં ખાડો ખોદી, મૂકે મઝાની સાથ,
કચરે ઢાંકે કાળજીથી એ, કેવી કુશળ જાત; કુતરો. ૨
આંગણુ બેસી બહાદુરીથી, ચોકી કરતો પાકી,
અણજાણ્યાને દેખી આવતાં, દોટ મૂકે પગ તાકી; કુતરો. ૩
ખંડખડતાંમાં ખભળી ઉઠી, ભો ભો કરતો ધાય,
સુતેલો ધણી જાગી ઊઠે, ચટ દઈ ચોર ઝલાય; કુતરો. ૪
કોટે પટ્ટો શોભિત પ્હેરે, ફાનસ મ્હોંમાં રહાય,
વાંકી પુછડી ઉંચી કરીને, શેઠની સાથે જાય, કુતરો. ૫

---

## ૪. બિલાડી.

( ભોજા ભગતના પદની રાહ. )

બિલ્લી વાઘતણી માસી, જોઈને ઊંદર જાય નાસી-ટેક.
ચામડી હુપર ચટાપટાને પૂંછડી પટપટ થાય,
ખૂણા ખચકા ખોળીખોળીને, ઝડપી ઊંદર રહાય; બિલ્લી-૧
ધૂરે ડોળે ભલું ભાળતી જવ અંધારે ઘોર,
એકજ ઘરમાં ગોઠે નહિ, એ આખા ગામે ચોર; બિલ્લી-૨
ઝબવંતે પાણી એ પીતી, આંખો મીચી ખાય,
કુતરું એનો કાળજ માટે, દેખી નાશી જાય; બિલ્લી-૩

---

## ૫. ઊંદર.

(ભોજા ભજનની રાહ)

ઊંદર બિલ્લીને ભાળી, નાસે મુછીઓને વાળી.
ચાર પગને લાંબી પૂછડી, મુંવાળી ચંચળ જાત,
ઝીણી આંખે ઝાંઝું ભાળી, ફરે દોડે આખી રાત. ઊંદર૦
લાવી લાવીને લુગડાં કાપે, કોહી કરડી ખાય,
જબરા દાંતે જમીન ખોતરી, ખૂણે જઈ સંતાય ઊંદર૦
દીઠો દીવટ મૂકે નહિં, અંધારે મચવે સોર,
દાણા ખાઈને દાટવાળે એ, ચાર પગનો ચોર. ઊંદર૦
ઝાલવા જતાં હાથ ન આવે, પકડે ના પકડાય,
ઉપાય કરતાં કાંઈ વળે નહીં, બિલ્લીથી સુખ થાય. ઊંદર૦

---

## ૬. ઊંદર.

ચોપાઈ.

વધ્યા ઊંદર હારો હાર,
પકડ્યા પણ નહિ આવ્યો પાર.
રાતે તો માંડે રંજાડ,
ગડબડ જાણે આવી ધાડ.
ખાસાં કપડાં કરડી ખાય,
દીવાની દીવટ લઈ જાય.
એનો એકે નહિ ઉપાય,
મની મળે તો મહાસુખ થાય. ક. દ. ડા.

---

## ૭. પોપટ.

પોપટ બેઠો પાંજરે, બોલે મીઠા બોલ;
સુણતાં મનમાં સર્વને, ઉપજે હરખ અતોલ.
કોટે કાળો કાંઠલો, નમણું રાતું નાક;
અંગે લીલા રંગનો, ધારે ધણીની ધાક.

આવી બીજી કીડી ચાર, લીધા દાણા જઈ તે વાર;
સાબ્યાં સંપી ખાધું સાથ. સંપીલી કીડીની જાત. ગે. ક. દેસવા

૧૪. ધાન્ય.

દોહરો.

બાજરીઆમાં બાજરી, જાર કણસલે જોય;
ઉબીમાંતો ઉપજે, ઘઉં ડાંગર જવ હોય.
તલના તે તો તલસરા, શિંગે સર્વ કઠોળ;
થાય ચણાના પોપટા, શેરડી સાકર ગોળ.
ચોમાસાના ચારમાં; થાય બાજરી જાર;
શીયાળામાં ઘઉં ચણા, તે સર્વે તૈયાર. ક. દ. ડા.

૧૫. લીંબોળી ને રાંયણ.

ગરબી.

લીંબોળી—તું સુંદર મારા જેવી બેન, રંગે રૂપે રઢીઆળી.
ઈંડા જેવો આકારજ બેન, પીળી ને વળી છે વહાલી.
આપણ બે સરખા સરખી જોડ, આવ ભલી સાથે રમીએ.
સાકર સરખી, નવ દીસે ખોડ, રમત ગમત ચાલો કરીએ.
રાયણ—દેખીતી સરખી સૌનો બેન, ગૂણ ન એક, ભલે હરખો.
રંગે રૂપે આકારે, બેન, એક, તોય નહિ ગુણ સરખો.
કડવી તું છે ગુણમાં દુઃખદાય, મીઠી હું લાગું ભારે.
મળશે કેમ બેની જોડી બાઈ, ગુણ અવગુણ સહુ ઉર ધારે.
ગો. ક. દેસવાઇ

૧૬. જમણ.

ચરણાકુલક છંદ.

પાણી પોળિ પોળીઓ, ઘણાં ઘીમાં ઝબોળીઓ,
ખાંડ દૂધપાકમાં, સવાદ ખૂબ શાકમાં.

પડે ઝરમર ઝરમર નીર, ચોમાસું૦
ભરે નદી સરોવર તીર, ચોમાસું૦
તીર તોડી પાણી વહી જાય, ચોમાસું૦
ભીંજે ધરતી ને ધાન્યજ થાય, ચોમાસું૦
આ ધાન્યથી જગથી જીવાય, ચોમાસું૦
ઈશ, ગુણ કેમ તારા ગણાય, ચોમાસું૦

---

## ૨૨. ચોમાસું.

( પુનમચાંદનીની રાહ. )

વા' વા' જો જો એની, ખેલ બન્યો છે આજનોરે.
જૂઓ મેઘાડંબર, કીધો શો ઘનઘોર,
કાળી વાદળીઓએ આજે શી ઘટા કરીરે. ટેક.

સાખી:—જંગલની શોભા જુઓ, સુંદર નાના છોડ;
લીલાં પટ ધારણ કર્યાં, ઊભા સૌ કરજોડ,
નમતી, ફરતી, આ જો જાય પવનની લહેર,
જાણે મેઘરાજને વધાવતી હરખે ભરીરે. વા' વા' જો જો૦

સાખી:—પેલો જો ગોવાળીઓ, ઘેટાંનો રખવાળ;
ઊભો ટેકી લાકડી, છે કરતો સંભાળ,
જોરે ચમકી વીજળી, ચો દિશ આ આકાશ,
ઘેટાં નાઠાં સુણીને, ગરજ્યો જે કડકડ કરીરે. વા' વા'! જો જો૦

સાખી:—નાઠી ભેંસો ભડકતી, ગર્જનથી ગભરાઈ,
ઊભા રહો થઈ વેગળા, મારી બેસે બાઈ,
વરસે વાદળ ભીંજે, વાંસો એનો જેમ,
હરખે નાચે કૂદે ભેંસ ભલી ઉમગભરીરે. વા' વા'! જો જો૦

સાખી:—મોર પોકારે મેઘને, હૈયે હરખ ન માય,
જો નાચે છે એકલો, આગળ પાછળ થાય,
જેવો બંકો રાજા, મેઘ ખરચો દેખાય,
નાચે કળા કરીને સચવતો, પધરામણીરે. વા' વા'! જો જો૦

સાખી:—જો આ ખેતર ખેડતો, ઊભો ખેડુત એક,

## ૧૯. સાંજનું ગીત.

કલ્યાણ.

સુખકારી સુખકારી, પ્રભુજી સુખકારી સુખકારી-ટેક.
સૂરજ આથમ્યો, સાંજ પડી છે, શાન્ત હવા સુખકારી; પ્રભુજી ૧
ન્હાનાં પંખી ગાળે પેઠાં, આરામ લેવા ધારી; પ્રભુજી ૨
અંધારાનો અમલ થયો છે, ઠંડી સુરખી સારી; પ્રભુજી ૩
સુગન્ધી ફૂલો થઈ કળીઓ, ન્હાતી ઝાકળ વારી; પ્રભુજી ૪
ચન્દ્ર ચાંદરણી જગ શોભાવે, દીપે શોભે ધરનારી; પ્રભુજી ૫
સાચો સ્વામી સરજે, પાળે, જગ ઘટના બલિહારી, પ્રભુજી ૬
ભર નિદ્રામાં ઉંઘુ નિરાંતે, પ્રભુ એ મે'ર તમારી; પ્રભુજી ૭
અરુણ ઉગે નિત કરૂં પ્રાર્થના, તારી થઈ આભારી, પ્રભુજી ૮

## ૨૦. વરસાદનું ગીત.

ચોપાઈ.

કેવો વરસે છે વરસાદ, એથી નીપજશે પરસાદ,
વાદળીઓ દોડે આકાશ, ઉપરા ઉપરી ચારે પાસ.
ઝબકે વીજળી ગડગડ થાય, ઉપર પાણી પડતું જાય;
સાથે પવન તણું છે જોર, ઘન ગાજતે બોલે મોર.
એ પાણીનું તોલ ન થાય, ફોરાં ગણીએ તો ન ગણાય;
નદી સરોવર રેલાઈ જાય, હરિ ગુણ ગાતાં પાર ન થાય.

## ૨૧. ચોમાસું.

ગરબી.

ગગને જામ્યો ઘન ઘોર, ચોમાસુ આવ્યું રે.
વધ્યું વાદળીઓનુ જોર, ચોમાસુ આવ્યું રે.
જગ જગ જામ્યો અધકાર, ચોમાસું૦
થાય વીજળીના ચમકાર, ચોમાસું૦
ગાજે મેઘને ગડગડ થાય, ચોમાસું૦
લ્હેર મીઠા વાયુની વાય, ચોમાસું૦

લીલો આંખોને આપે આનંદ અતિ ઘણો રે,
માટે સરજાયો કુદરતથી અપરપાર—રાખી જમણા૦

સાખી.

વાદળમાં રાતો મળે જાંબુડો તું જાણ,
પણ વાદળી વિશેષથી બીજો રંગ પ્રમાણ;
ન તો ભાગોજાંબુઓ રંગ નામ કહેવાય છે રે,
એવા સર્વ મળીને રંગ થયા છે સાત. રાખી જમણા૦

---

## ૨૪. રંગ.

મૂળ રગ વિષે.

લોહી રગ ત રાતો લાલ, હળદર જેવો પીળો બાળ;
રગ વાદળી જો આકાશ, મૂળ રંગ તો છે ત્રણ ખાસ.

મિશ્ર રંગ વિષે.

લાલ અને પીળો કર એક, નારગી નક્કી તું દેખ;
વાદળી સાથે રાતો મળે, જાંબુ સમ જાંબુડો ઠરે.
વાદળી પીળો સાથે મળે, તેનો લીલો રંગ ગણાય.
સફેદ ને કાળો જે રગ, તેને પણ લાગેલો સંગ,
રંગ ઘણા છે આ જગમાંય, પારખીએ તો તે પરખાય.

---

ગો. ક. દેલવાડાકર.

## ૨૫. રંગ.

ધન્યાશ્રી.

સુંદર રગ જણાય, આ શા સુંદર રંગ જણાય; ટેક.
પ્રથમ રાતો રગ રૂપાળો, કંકુ લોહી ગણાય; ॥ આ શા૦ ॥
બીજો પીળો રગ રસીલો, હળદરનો કહેવાય; ॥ આ શા૦ ॥
ત્રીજો વાદળી રંગ ઘણો છે, આકાશે દેખાય, ॥ આ શા૦ ॥
મૂળરંગ એ ત્રણેથી બીજા, મિશ્રરગ તો થાય. ॥ આ શા૦ ॥
રાતો પીળો ભેગા કરતાં, નારંગી દેખાય; ॥ આ શા૦ ॥
પીળા ભેગો વાદળી કરતાં, લીલો રંગ જણાય; ॥ આ

ચેપાડું પ્રસળી ગયું, આનંદી છે છેક,
ગાએ લલકારી એ જોરે રાગ મલ્હાર,
જાણે ગાંડા જેવો ગાય, રાગ તે ફરી ફરીરે. વા' વા' ! જો જો૦
સાખીઃ—ગાંડું ગર્ધવ આ જુવો, લંબકર્ણ કહેવાય,
ઉભું છે વરસાદમાં, લાંબા કાન ભીંજાય;
નાહું શું શું કરતું, બાવે કીર્તન ગાઈ.
હરિના, આવો દિન આવ્યો છે, જે રળીઆમણોરે. વા' વા' ! જો જો૦
સાખીઃ—નદી નાળાં સૌ ઉછળે, હૈયે હરખ ન માય,
બે કાંઠે તરબોળ છે, પાણી નહિ સમાય;
પાણી ચાલ્યું જો આ, ઢાળે ઢળતું જાય,
મળવા માતાજીને દોડે શી પ્રીતિ કરીરે. વા' વા' ! જો જો૦
સાખીઃ—વરસ્યો મે', ઠંડક થઈ, પશુ પંખી હરખાય,
દુનિયા સૌ રાજી થઇ, મંડપ આ શોભાય,
વા' ! વા' ! વિશ્વપતિએ, કીધી લીલા લહેર,
ઇચ્છે ઉમેદઅલી, આવા દિન આપો હરીરે. વા' ! વા ! જો જો૦

---

## ૨૩. રંગ.

પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે—એ રાગ.
ચાલો ઊઠો સરવે, આજ રમત રમીએ નવી રે,
લઈ ધજા પતાકા કરીએ ઉત્તમ ખેલ,
રાખી જમણા હાથે રંગે રમીએ આપણે રે—૧

સાખી.

લાલ પીળો ને વાદળી એ ત્રણ રંગો જે મૂળ,
બાકીના બીજા બધા ભેળભેળ જરૂર;
ફરીએ ગોળ કુંડાળું આપણુ આજે સાથમાં રે,
કેવા જૂદા રંગે ફરક સૌને હાથ—રાખી જમણા૦

સાખી.

લાલ અને પીળો મળી, નારંગી કહેવાય,
પીળામાં વાદળી ભળે, લીલો રંગજ થાય.

લીલો આંખોને આપે આનંદ અતિ ઘણો રે,
માટે સરજાયો કુદરતથી અપરંપાર—રાખી જાંબુ૦
સાખી.
વાદળમાં રાતો મળે જાંબુડો તું જાણ,
પણ વાદળી વિશેષથી બીજો રંગ પ્રમાણ;
તે તો બાગોજાંબુઓ રંગ નામ કહેવાય છે રે,
એવા સર્વ મળીને રંગ થયા છે સાત. રાખી જાંબુ૦

## ૨૪. રંગ.

મૂળ રંગ વિષે.

લોહી રંગ તે રાતો લાલ, હળદર જેવો પીળો બાળ;
રંગ વાદળી જો આકાશ, મૂળ રંગ તો છે ત્રણ ખાસ.

મિશ્ર રંગ વિષે.

લાલ અને પીળો કર એક, નારંગી નક્કી તું દેખ;
વાદળી સાથે રાતો મળે, જાંબુ સમ જાંબુડો ઠરે.
વાદળી પીળો સાથે મળે, તેનો લીલો રંગ ગણાય.
સફેદ ને કાળો જે રંગ, તેને પણ લાગેલો સંગ,
રંગ ઘણા છે આ જગમાંય, પારખીએ તો તે પરખાય.

ગો. ક. દેલવાડાકર.

## ૨૫. રંગ.

ધન્યાશ્રી.

સુંદર રંગ જણાય, આ શા સુંદર રંગ જણાય; ટેક.
પ્રથમ રાતો રંગ રૂપાળો, કંકુ લોહી ગણાય; ॥ આ શા૦ ॥
બીજો પીળો રંગ રસીલો, હળદરનો કહેવાય; ॥ આ શા૦ ॥
ત્રીજો વાદળી રંગ ઘણો છે, આકાશે દેખાય; ॥ આ શા૦ ॥
મૂળરંગ એ ત્રણેથી બીજા, મિશ્રરંગ તો થાય: ॥ આ શા૦ ॥
રાતો પીળો ભેગા કરતાં, નારંગી દેખાય; ॥ આ શા૦ ॥ [illegible]
પીળો ભેગો વાદળી કરતાં, લીલો રંગ જણાય; ॥ આ

રાતો વાદળી ભેગા કરતાં, જાંબલી રંગ ગણાય; ॥ આ શા૦ ॥
એ રીતે ત્રણ રંગ બને છે, જગમાં બહુ દેખાય; ॥ આ શા૦ ॥
ધોળો કાળો નજરે દેખો, રંગ ભલે ભરમાય; ॥ આ શા૦ ॥
માણસને ખુશ કરવા માટે, રંગ કર્યા જગરાય. ॥ આ શા૦ ॥

---

# ड्रिल अने किन्डर्गार्टन.

## ૧. ડ્રિલ.

ડ્રિલ. મરાઠી રાહ કે સવૈયો* (વખત ૫ મિનિટ.)
લશ્કરી કુચના રાગમાં ગવડાવવું.

×ઈફતર મૂકી ઊઠો સ'રવે ક'પડાં લ'ત્તાં સા'ફ કરી',
જ'મણા થ'ઇને ચા'લો વ'હેલા ડા'બો જ'મણો પા'ય ધરી'.
+ડાબો જમણો કરતા જાઓ,
સરખાં ડગલાં ભરતા જાઓ...
ડાબો, જમણો, ડાબો, જમણો પગ મૂકીને આગળ જાઓ,
રમવાનું ઠેકાણું આવ્યું, એહારે સૌ સીધાઈ થાઓ.
સલામ કરીને અદબ કરો સૌ, હાથ મૂકી છૂટા થઈ§ જાઓ,
જમણા, અવળા, ડાબા, સીધા, ઘુંટણ બેસી ઊભા થાઓ;
*સામા થઈને હાથ †ઝાલીને ગોળ કુંડાળે ઊભા રહો,
જમણા, અવળા, ડાબા, સીધા, ‡ઘુંટણ બેસી ઊભા થાઓ.

---

*આ ચાલ પહેલાં ધીમી ચાલે ગવડાવવી. માવરો થયા પછી ઉતાવળે ગવડાવવાની હરકત નથી. બાર છોકરાઓ રમત રમે અને બીજા જોય.

× કલાસમાંથી બહાર જવાની ક્રિયા. + જ્યાંસુધી રમવને સ્થળે પહોંચે સાંસુધી આ ચોપાઈ સવૈયાની તાળમાંજ લશ્કરી રાગે જોડી દઈ ગવરાવવી.

§શિક્ષક પરીક્ષકની સામા. ¶દરેકની વચ્ચે એકથી બે હાથનું અંતર. *એક હાર બીજી હારના સામી. †છેડાના છોકરાઓ પણ હાથ ઝાલે. ‡[illegible]ણુ પર ટટાર બેસવું. આ રમત માટે ૧૨ થી ૧૬ ફૂટ સુધી ત્રિજ્યાઓ દોરી કુંડાળું ચીતરી રાખવું.

એકી જમણા, બેકી ડાબા, [1]કુસ્તીનો સૌ કરજો હાથ;
[2]હાથ મેળવી [3]ગરદન ઝાલી, [4]ઘુંટણ પડી છોડો સૌ હાથ.
ઊઠો, [5]અવળા, હાથ મેળવી, [6]ફુદડી બબ્બે સાથે ફરો;
બીજી વાર વળી તેમ ફરીને, હાથ છોડીને [7]અવળા ઠરો.
એકી[8] બદલો, બેકી[9] બદલો, તાળી[10] દઈ અવળા થઈ જાઓ;
એકી બેકી સાથે બદલો, સૌ સાથે સીધા[11] થઈ જાઓ.
[12]પહેલો ડાબો, છેલ્લો જમણો, સાથે ચાલી અંદર ધસો;
બીજા અર્ધા પાછળ તેની, સરખાં ડગલાં ભરીને ખસો.
એકી[13] અંદર પડીને જમણા, બેકી ડાબા બહાર ઠરો;
ડાબાં જમણાં ડગલાં ભરતા, ભરતા એકજ ગોળે ફરો.[14]

---

૧ કુસ્તીની શરૂઆતમાં હાથ ઉપર ચોળ ઠોકે છે તેનું કૃત્ય. ૨ શેક હૅન્ડની માફક. ૩ કુસ્તીનો ગરદન ઝાલવાનો દાવ. ૪ એક ઘુંટણ પર. ૫. જે દિશામાં હતા તેથી વિરુદ્ધ દિશામાં એટલે બીજા છોકરાઓ સામ સામે થશે. ૬ બે સામ સામેના છોકરા પાસે પાસેનો (એકનો જમણો બીજાનો ડાબો) છૂટો ઊંચે પકડીને (છોકરાઓ ફુદડી ફરે છે તેમ નહિ.) ફુદડી એવી રીતે ફરવી કે છોકરાઓના ચહેરા સામા છે તે વળી પીઠ સામી આવે અને વળી ચહેરા સામા આવે. આ કૃત્યમાં હાથ વળગેલા માથાથી ઊંચા રહે છે, છોડવાના નથી. દરેક છોકરો પોતપોતાનું શરીર પોતાના હાથ નીચેથી ફેરવી હાથ છોડ્યા વિના અસલ સ્થિતિમાં પાછું લાવે છે. ૭ બીજા પડોસી સામા. ૮ એકી છોકરાઓ એકજ દિશામાં સાથે પોતાનું સ્થાન છોડી પાસેના એકી છોકરાને સ્થાને જાય. ૯ ૮ પ્રમાણે. ૧૦ સામા છોકરાને. ૧૧ મધ્યબિંદુ સામા. ૧૨ એકનાં બે કુંડાળાં થઈ જશે, અને પોતાને સ્થાનકે આવશે. જરૂર લાગે તો ' ડાબા; જમણા ' વાળી ચોપાઈ એકવાર બોલાવવી. ૧૩ એકી અંદરના કુંડાળા ઉપર બેકી બહારના. (વિરુદ્ધ દિશામાં મોં આવશે.) ૧૪ એવી રીતે પગલાં ભરાવવાં કે અંદરના અને બહારના ફરીને તેજ સ્થાનકે સાથે આવે. અંદરનાનાં ટુંકાં અને બહારનાનાં લાંબાં ડગલાં થવાનાં. અસલ સ્થાનકે આવે ત્યાંસુધી ' ડાબા, જમણા ' વાળી ચોપાઈ બોલાવવી.

ઝીલો આંવાર,
ઝીલી વળીવાર,
મૂકો સૌ સાથ,
ફરો સંઘાત,
પડો નહિ છેલા—જુઓ*

વારંવાર આ તુક બોલી ફ્લ કરવા.

## ૧૦. બક્ષીસ ૨ જી. ગોળો.

ખાસ બાળકીઓ માટે. વિછુડાનો રાગ.

આ કેવો ઘડીઓ ઘાટ ક્હારો ગોળાનો ગોળાનો,
સુતારે ઘડીઓ ઘાટ ક્હારો " "
એ ગોળો બેનો કેવો ! ભારે ને લીસો તેવો,
છે કઠ્ઠણ તે ધન જેવો, કરે અવાજ પડતાં તેવો,
ગબડાવી જોજો વાહ, ખેલ આ ગોળાનો ગોળાનો.
દોરેથી ટાંગો ખેલ બીજો, આ " "
આ કેરી જેવો લટકે,
આ લોલક પેરે ભટકે,
આ ચકરી જેવો ફરતો,
આ લંગર પેઠે ભમતો,
જો થયો ધબાકો, ભોંયે પડતાં, ગોળાનો ગોળાનો.

## ૧૧. બક્ષીસ ૩ જી.

ચોપાઈ.

આઠ નંગનો ઘન દેખાય; બે બાગે અરધો તે થાય,
બાજુપર મુક ઉપલા ચાર, વેદીનો થાયે આકાર. ૧

---

* બે વાર ફેંકવા, ઝીલવા, પછી સીધા થવું, દડા ટેબલ પર મૂકવા અને છેવટે ડાબું કે જમણું એક ડગલું ભરી બીજાની જગાએ જવું.

એમ આ કવિતા વારંવાર બોલતાં સૌને લાંબા, ટુંકા, ઝીલવાને વારો આવશે. ૮ મી અને ૯ મી બંને કવિતામાં એ પ્રમાણે ઠરવાયું છે.

ખુણે ખુણા મેળવીએ સાથ, તે ખુણા પર બાજુ રાખ,
ધન બાજુ પર ખુણ લગાડ, પછી બીજા આકારો પાડ. ૨
વચમાંના કડકાઓ લઈ, ચારે ખુણાએ ગોઠવ જઈ,
તે કડકાની કોરેજ મળે, **તળાવનો કાંઠો** કોઈ કળે. ૩
પહોળા ગોઠવ કડકા ચાર, તે પર મૂકો સરખા ચાર,
**ટેબલનો** થાએ આકાર, બાળક લખશે વારંવાર. ૪
આગળના બે કડકા લઈ, પાછળ સીધા ગોઠવ જઈ,
**સિંહાસન** આકાર જણાય, તે પર બેસે મોટા રાય. ૫
તે **સિંહાસન**ના બે ભાગ, કરતાં **ખુરસી**નો રહે ઘાટ,
બે જણની બેઠકને માટ, ગોઠવ સરખી બન્ને સાથ. ૬
બે ખુરસીનો બેઠક ભાગ, ગોઠવ વચમાં સાંધી લાગ,
તે **કિલ્લાનો** થાયે ઘાટ, શહેરતણા રક્ષણને માટ. ૭
કિલ્લા પરના કડકા બે, વચમાં જોતું ગોઠવી દે,
જો ગઢ થઈ જાયે તૈયાર, તેમાં રાજાનો દરબાર. ૮
કિલ્લાપરના કડકા ચાર, ગોઠવશે જો હારોહાર,
**બાંકડ**તણો થાએ આકાર, બાગ મહિં બેસે સૌ બાળ. ૯
બેઠકની ડાબી જે કોર, ઊભી માથે સાથે જોડ,
**દિવાલ**નો લાગે છે ઘાટ, થાએ સરખી એક સપાટ. ૧૦
દિવાલના બે ભાગો કરે, બેઉ થાંભલા સીધા ઠરે,
તે કડકાઓ ઉપર ધરે, એક થાંભલો થાયે ખરે. ૧૧
કુવા વાવડીના આકાર, સપાટ બનશે તળાવ પાર,
દાદરને ઘોડી આકાર, બાળક કરતાં વારંવાર. ગો. ક. દેલવાડા- ૧૨
કર.

---

## ૧૨. બક્ષીસ ૩ જી.

દોહરા.

આંક કરો ધન એકઠા, ફેર પડો શુભ ઘાટ;
મોટી નાની **ખુરશી**, કરજો રાખી હામ.
ઉપરથી બે આગલા, પાછળ લો ધન સાર;
મોટા માટે જો બને, બેઠક એ નિરધાર.

ગોટીના બે ભાગથી, નાની પણ બે થાય;
તે જોડ એકેક ભણી, બને મિનારા સાંય.
જમણા છેલા ત્રણ ઘન, મૂકો એકેક શિર;
દેવળ સાહેબ લોકનું, જોજો મારા વીર.
દેવળ ડાબી ટોચથી, ઉપાડી ઘન એક;
જમણે છેડે મૂકતાં, કિલ્લો બનશે નેક.
ચાર બને આવા ઘણા, હોય ગુરૂની સહાય;
અક્કલ ખીલે અતિ ઘણી, લાભ ઘણેરો થાય.

---

## ૧૩. બક્ષીસ ૩ જી.

ચોપાઈ.

આઠ નગનો ઘન કે મેજ, ઘાટ બને બહુ મનહર સેજ
આગળથી બે નગજ લઈ, જમણી બાજુ મૂકો સહી.
પાછળથી ઉપાડો તેમ, મૂકો હારે પ્હેલા જેમ;
તેવી રીતે નીચા ચાર, મૂકો ઉપર હારો હાર.
**નીચી ભીંત** બને નિરધાર, રસવા ઊભી કરો વિચાર
બે બાજુની છેલી હાર, વચ્ચે લો **ઊભી ભીંત** સાર
તેમાંથી બબ્બે ઘન લઈ, **ચિમની** ચાર બનાવો ભઈ;
બબ્બે નીચે ઉપર ધરો, ઊંચીનો દેખાવજ ખરો.
ઊંચી બે સુવાડો બાંધ, અંતરે વચ્ચે રાખી સાંધ;
**શરીનો** જોતાં આકાર, આનંદ વાધે અપરંપાર.

---

## ૧૪. બક્ષીસ ૪ થી.

ચોપાઈ.

બે ઊભી પર આડી એક, ફરીથી એવી રીતે નેક;
મૂકો ઊભી બે જો રહી, ઘટ તણો મિનારો સહી.
બબ્બેની ઊભી બે હાર, પાછળ બે મૂકો નિરધાર;
માથે જો બે આડી થાય, ઘેંકતણું તે ઘર કહેવાય.

બે બાજુથી એકેક લઈ, ઘરનું બાર બનાવો ભાઈ;
ચોરી નહિ કદાપિ થાય, બંધ બારણે જો સુવાય.
એક એકથી ચઢતા ઘણાં, ઘાટ બને તેમાં નહિ મણા;
શિક્ષકની જો લઈએ સ્હાય, તો કામો બહુ સારાં થાય.

## ૧૫. બક્ષીસ ૪ થી.

રાગ ધન્યાશ્રી.

કરો રૂડા આકાર, બાળ સૌ કરો રૂડા આકાર;
આપો ધન એ મેજ મજાનો, લખવા હારો હાર. બાળ સૌ.
ચાર ઈંટે બે પાટ બનાવી, સૂઓ તે પર સાર. બાળ સૌ.
બે ઈંટોની ચોરસ પાટી, એવી બનશે ચાર. બાળ સૌ.
આઠ ઈંટોને ઉભી રાખી, ભીંત બનાવો યાર. બાળ સૌ.
ચાર ઉભી દરવાજા સાર, ત્રણ ઉપર એક ધાર. બાળ સૌ.
પુલ બનાવા છની ઉપર, બે રાખો નિરધાર. બાળ સૌ.

## ૧૬. બક્ષીસ ૫ મી. ( પહેલા ૬ ઘાટ. )

ચોપાઈ.

સત્તાવીસ ઘનનો ઘન કરો, આગળ વચમાં પા ઘન ધરો;
ઉપર નવ આખાં ઘન થાય, ટેબલ જેવો ઘાટ જણાય. ૧
આગળના ત્રણ પાછળ ધરો, ઘાટ થશે ગેલેરી તણો;
બે હાથેથી બંને પાસ, બે આગળ ખસેડો ખાસ. ૨
તો **નીસરણી** ત્રણ જણાય, ભેગી કરો હતી તેમ થાય;
વચલા ત્રણ ઘન ઉપર જાય, તો મોટી **ખુરસી** દેખાય. ૩
એ ખુરસીના બાગજ ત્રણ, કરતાં થાશે **ખુરસી** ત્રણ;
નાની ખુરસી ભેગી કરી, મોટી ખુરસી કરજો ફરી. ૪

જુદા ત્રણ પા ઘન લો લઈ, ઉપરના ત્રણ મૂકો તહીં;
બે પા ઘનનો ચોરસ કરો, એકેક પાસે ઘન પર ધરો. ૫
ચોરસ તેવો બીજો કરી, સામે પડખે મૂકો ફરી;
ત્રીજો ચોરસ તેવી રીત, ગોઠવજો રાખીને ચિત્ત. ૬
ચોથો ચોરસ આવી જાય, ત્યારે હાથા પૂરા થાય;
બાકીનો ચોરસ લઈ એક, ઘન નીચે ગોઠવજો છેક. ૭
સાથે બીજો ચોરસ ધરો, ઘાટ આપણો પૂરો કરો;
**હાથાવાળી ખુરસી** થાય, ઘાટ ઘણો સુંદર દેખાય. ૮

---

## ૧૭. બક્ષીસ ૫ મી. સૌંદર્યના ઘાટ.

રોળાવૃત્ત.

વચ્ચે ત્રણ ઘન તણો, ગોઠવી ચોરસ નાનો;
ખૂણો આપણી કોર, ધરીને ઠીક મજાનો.
*ત્રણ આખા ઘન લઈ, ગોઠવો કાટખૂણામાં
ખાંચામાં વળી અર્ધ, ગોઠવો એજ ખૂણામાં.
બે બાજૂ બે અર્ધ, ગોઠવી દો તજવીજે;
ત્રિકોણ પૂરો કરી, ચલાવો ખૂણે બીજે.
કેવો સુંદર ઘાટ, દેખી થઈએ સૌ રાજી;
અડચણ બહુ નહિ પડી, નહિ વળી યુક્તિ ઝાઝી.
ચોરસનો ઘન મધ્ય, સ્થાનથી બહાર જવાનો;
એજ પ્રમાણે બીજો, ત્રીજો, ચોથો, કરવાનો.
બીજો સુંદર ઘાટ, થયો અદ્‌ભુત દેખાતો;
ઘન બે હાથે મૂક, ત્રિકોણે મધ્ય જણાતો.
કર્ણ મધ્યના અર્ધ, ગયાં અંદર આ જોવાં;
વાહ, વાહ, ત્રણ ઘાટ, બનાવ્યા સુંદર કેવા.

---

* નીચેની ચાર લીટીઓ દરેક ખૂણા માટે ફરી ફરી બોલવાની છે.

## ૧૮. બક્ષીસ ૬ ઠ્ઠી. ( ગૅલરી ).

દોહરા.

ચપટી આડી ઈંટને, ત્રણ ઊભી ધર સાથ;
બીજી બે હારો કરો. છ ઈંટો લઈ હાથ. ૧
પાછળની બે હાર પર, તેવી કરજો હાર;
તે પર પાસો ઈંટને, ગોઠવજો ધરી પ્યાર. ૨
એ ઈંટો પર રાખજો, છ ચોરસ છે જેહ;
ચોરસ પર પાસા ધરો, શોભે સુંદર તેહ. ૩
બે ચોરસ ઉભા કરી, ઉપર ઉભો એક;
ગોઠવજો બાજુ ભણી આગળ આવે છેક. ૪
બાકી ત્રણ ચોરસ રહ્યા, તે પણ લેજો હાથ;
બીજી બાજુ મુકી કરો, ગૅલેરી સૈ સાથ. ૫

---

## ૧૯. બક્ષીસ ૬ ઠ્ઠી (સ્તંભાવલિ).

ચોપાયા.

( જરૂર પડે તો દરેક લીટી બે વાર બોલવી. )

આડી ચપટી પાંચ ઈંટા લઈ, તેની કરજો બે હારો;
પાછળ ઉપર પાંચ ફરીથી, મૂકી ઘાટ કરો સારો. ૧
તે ઉપર કુંભીને માટે, છ ચોરસ છેટે મૂકો;
કુંભી ઉપર પાસા કેરા, સ્તંભ મૂકતાં ના ચૂકો. ૨
સ્તંભ ઉપર ભરણાંને માટે, ચોરસ એક ફરી ધરજો;
બે ભરણાં પર એકજ આડી, મૂકીને પૂરી કરજો. ૩

---

## ૨૦. બક્ષીસ ૮ મી. ( પહેલા ૪ ઘાટ. )

સળીઓ બે લઈ સરખી કરો;
પહેલી ઊભી આડી ધરો.
બીજી માટે ખૂણો કરો;

ત્રિકોણ માટે ત્રીજી ધરો.
કુંડી એના પાયા કરી;
દેખાડો આ પ્રાટજ ખરી.

---

૨૧.

## બક્ષીસ ૯ મી. ( ઘાટ ૯ થી ૧૨, ચસ્માં, પાંદડું. )

હનુમાન ગરૂડના સંવાદને મળતી રાહ.

ચાર કડી મોટી જોડીને, મૂકો ગોળાકાર;
ચાર ખીજી નાની લઈ વચ્ચે મૂકી ઘાટ સુધાર. ( ૯ મો ઘાટ. )
નાની કડી જુક્તિથી લઈને, કાઢો જલદી બા'ર;
મોટીની તે બહાર ગોઠવી, દે તું લેતાં વાર. ( ૧૦ મો. )

મોટી કેરા ખાંચા અંદર, નાની કડી સમાવ;
એકે એકે સર્વ લઈને, તેમજ ઠીક ઠરાવ. ( ૧૧ મો. )

નાની કડીઓ સફાઈ રાખી, ઉઠાવી લેવી ચાર;
મોટીને અંદરથી અડકે, તેમ સર્વ તું ધાર. ( ૧૨ મો. )

ચસ્મા માટે નાની કડીઓ, જો છેડે મૂકાય;
મોટી કડીનો અર્ધ ઉપરથી, તે એને જોડાય. ( ચસ્માં. )
છેડા જોડો વણે અર્ધના, ગોળ ધરીને બહાર;
ડાંખળી માટે મોટો અર્ધ ધરી, તું પાંદડું સુધાર. ( પાંદડું )

---

## ચેષ્ટાયુક્ત ગાયન.

માંડો માંડો તે નિશાન નવ ચૂકો;
જોઈ જોયરે તીર કામઠું મૂકો. ૧
જમણા જમણા ને સીધા સૌ કરીએ,
ડાબા ડાબાને સીધા ઊભા રહીએ. ૨
ઝાલો ઝાલો તે કામઠી સૌ સાથે.

ઘાલો ઘાલો તે પુણુછો બેઉ હાથે; ૩
લ્યો ને લ્યો ને રે તીરને નવ ચૂકો.
વચ્ચે વચ્ચે તે પણુછોમાં મૂકો. ૪
જો રે જો રે રે તીરને બહુ તાણો,
તાકો તાકોરે સામો છે પહાણો. ૫
દૃષ્ટિ દૃષ્ટિ તે સીધી બહુ ધારો,
ખેંચી ખેંચી ને તીરને ટપ મારો. ૬
તાક્યું તાકયું તે નિશાન નહિ વાંધો,
શેલાં શેલાં ને પાઘડી સૌ બાંધો. ૭
ચાલો ચાલો બાંધીને ઘેર જઈએ,
જુએ પીતા માતાને ખુશ થઈએ. ૮

---

## ૨. ૮

( લશ્કરી રાહ. )

રંગીલા ઉમંગી સિપાઈ, નાનડીઆ અમે આ ભાઈ;
પડઘમ ઢમકતાં ચમલોક, જોવા મળે થોકે થોક;
માપી માપી ચાલી ચાલ, આપી આપી પાયે તાળ;
બણુગાં ફૂંકીએ ભલીભાત, તૂં તૂ તૂ શૂરથી સુર સાથ.
રંગીલા ઉમંગી સિપાઈ, શૂરા સૌ અમે આ ભાઈ;
ફરરર વાવટા ફરકેય, ઉછળે હૈયું ચાગ હરખેય:
લટકાળીજ ભભકાભેર, કમરે ચળકતી સમશેર;
તે ચમકાવીએ આ વાર, લડવાને અમે તૈયાર.
રંગીલા ઉમંગી સિપાઈ, સાચા સૌ અમે આ ભાઈ;
તાકી ચોટ બંદુક ચઢ, ફોડીએ ફડાફડ ફેંદ;
જશના ચાંદ રૂડી રીત, મેળવીયે અમે કરી જીત;
ને વસિએ સદા સુખ માંહી, રંગીલા ઉમંગી સિપાઈ.

---

## ૩. ગીત.

રાગ. મા મને નિશાળે મુકને પાય લાગું મા.

### ઇંદ્રિયો.

આ પ્રભુએ આપી આંખ, સઘળું જોવાને;
તે સાથે બુદ્ધિ વિચારની. દુખ ખોવાને.
આ પ્રભુએ આપ્યા કાન, શાસ્ત્ર વચન સુણવા;
વળી પ્રભુએ આપ્યું મુખ, સુવાણી ઓચરવા.
આ પ્રભુએ આપ્યા હાથ, શુભ કામો કરવા;
વળી પ્રભુએ આપ્યા પાય, સુમારગ સંચરવા.
આ જે જે ચીજ જરૂરની, તે આપીને;
જગદીશ જુએ છે સર્વ, સઘળે વ્યાપીને.
તે માટે સખીઓ સર્વ, સાથ મળી રહીએ;
એ પ્રભુને લાગી પાય; તેના ગુણ ગાઈએ.
એ પ્રભુમાં આપણ આજ, ચિત્ત લગાડીને;
ગુણ ગાઈએ શાણી બેન, તાળી પાડીને.
પ્રભુ ન્યાળીને વળી નેક, સર્વ તણો ત્રાતા;
એ જગત તણો માબાપ, સૌનો સુખદાતા.
સૌ સખીઓ પૂજો પ્રેમથી, એ છે પાસે;
પછી સુમતિ માગી બેન, તેથી સુખ થાશે.

---

## ૪. બધી છોકરીઓને સાથે ગવડાવાનાં ગીત.

### ગીત. ૧

પુનમ ચાંદની ખીલી પૂરી અહીં રે,
શોભે રજની સુંદર શી આનંદ-હેતે રમીએ સંઘાતે સહીઅર આપણે
સુંપર કંકણો સોનાનાં કરે ધર્યાં રે,
માંહે જડીઆ છે લીલમ મણિ નંગ-હેતે રમીએ૦

સાખી

મળીઓમાં આજે આપણે ધરી સોળ શણગાર,
કર કંકણ ચૂડી ચમક ચંદ્ર તેજ એક તાર,
હીરા રત્નથી જડીત ઉર હાર છે રે,
મોતી ગુચ્છને લળકે છે બાજુબંધ—હેને રમીએ૦

સાખી

અંબોડા ફૂલે ભર્યા. શિર સોહે શીશફૂલ,
કીધાં કુમકુમ ચાંદલા મુક્તા માળા ઉર;
આરસ પારસ મણી જડેલા ચોક છે રે,
તેમાં રમતાં નવ થાકે આ નવરંગ ચીર—હેને૦

સાખી

પહેર્યાં ઝાંઝર પ્રીતથી ઝણુણ કરે ઝણકાર,
ફૂદીએ સહીઆર કૂદડી, આ રજની મોઝાર;
સખીઓ વેલીઓ ખીલી છે વિધવિધ ભાતનીરે,
તેની આવે છે શી સુંદર સુગંધ—હેને૦

સાખી

ઇશ્વિર લીલા નિરખતાં ઇશ્વિરે ઉપર પ્રેમ,
વધ્યો સણી ગંભીર જલ ચંદ્ર દર્શને જેમ;
પૂનમ ચાંદની ખીલી પૂરી અહીં રે,
શોભે રજની સુંદર શી આજ—હેને૦ ડા. ધો.

---

## ૫. ઉજાણી.

આજે ઉત્સવ બાળક સાથ, જમવા આવજો રે,
સર્વે મિત્રો મળી સંગાથ, આજ પધારજો રે;
ભોજન સામગ્રી સૈ કીધી, સેવ ચણાને ધાણી લીધી,
ભોજનાની કીધી મિત્રોને કહાવજો રે—આજે ઉ—૦.
મમરા આ છે મંરી મીઠાના, વધારીઆ શું નહિ દીસતા,
સંપ કરી સર્વે ખાજો ખવડાવજો રે—આજે ઉ—૦.

ખાધું, પીધું, ગાઈ, વગાડ્યુ, અરસપરસ સૌને ગવડાવ્યું,
વાહ આમ વારે વારે બોલાવજોરે—આજે૦ ૭—૭.

## ૬. ઘેલી મુસાફર સ્ત્રીનું ગીત.

એક હતી મુસાફર ઘેલી રે ॥ સુણજો સાહેલી ॥
તેની આગળ એક તપેલી રે ॥ સુણજો સાહેલી ॥
ગઈ રાતની રાખી એઠી રે ॥ સુણજો સાહેલી ॥
ઉઠી પ્રભાતે માંજવા બેઠી રે ॥ સુણજો સાહેલી ॥
રૂડી રીતે ઘસીઘસી થાકી રે ॥ સુણજો સાહેલી ॥
તોય ડાઘા રહ્યા બહુ બાકી રે ॥ સુણજો સાહેલી ॥
રૂડી રીતે તપેલી ઉપાડીરે ॥ સુણજો સાહેલી ॥
સામી ભીંતની સાથે પછાડી રે ॥ સુણજો સાહેલી ॥
લઈ પથરો તપેલીને કૂટી રે ॥ સુણજો સાહેલી ॥
પડ્યાં કાણાં તપેલીતો ફુટી રે ॥ સુણજો સાહેલી ॥
થયા બપોર ભૂખ તો લાગી રે ॥ સુણજો સાહેલી ॥
પછી વાસણ માગવા લાગી રે ॥ સુણજો સાહેલી ॥
એને વાસણ ન આપે કોઈ રે ॥ સુણજો સાહેલી ॥
પછી રાગ તાણી ઘણુ રોઈ રે ॥ સુણજો સાહેલી ॥
તોય થઈ નહિ તપેલી સાજી રે ॥ સુણજો સાહેલી ॥
પડી લોકને ગમ્મત ઝાઝી રે ॥ સુણજો સાહેલી ॥ ૬૯.૬

## ૭. ( આગગાડી. )

( ભોજા ભગતના ચાબખાના રાગ. )

ભાઈઓ ચાલો તમે અગાડી, કરીએ આજ ભલી આગગાડી ૨૬.
એક તો મોટું એન્જીન બનીને, સહુની પહેલાં ચાલો;
એક પછી એક ઊભા રહીને, આગળનાને ઝાલો—ભાઈ.
છેવટનો એક ગાર્ડ બનીને આજ્ઞા આપે જ્યારે,
સીસોટી વાગે એન્જીનમાં ભમવાં માંડે સારે—ભાઈ. ૨૭

વેગ વધારી ચાલી જલદી બીજું સ્ટેશન આવ્યું,
ગાડી ઊભી ટૂક વખત સા, સ્ટેશન તે બહુ સારૂં—ભાઈ.
સ્ટેશનની શોભા આહા શી, નિરખી રાજી થાઉં;
થઈ સીમોટી ચાલી ગાડી, પૂરૂં નહીં જોવાયું—ભાઈ.
આગળ જાતાં એક આવીઓ પૂલ નદી પર મોટો,
ખબર પડી નહિ ધબ્બ અવાજે ભાગી ગાડી થઈ ગોટો—ભાઈ.
જબરા જન સા ઊભા થઈને મોને ઉપર કાઢે,
સાજા સારા છવતાં નીકળ્યા, ખુશી થવું આ દા'ડે—ભાઈ.

---

## ૯. ઉજાણી.

( ચરણાકુળ, ત્રિતાલી ચોપાઈ, ગરબી. )

મંગી જન્મ ગાંઠ ઉમંગે, સખીઓ સાથે રંગે ચગે,
રમતી મેનાની મીંજબાની, બેઠી જમવા પંગત નાની. ૧
ફાલસા, કમરક ખાટાં મીઠાં, મીઠાં મેં તો લીંબુ દીઠાં;
રાયણુ, ગમરૂખો, નારંગી, જામો અજીરો મોસંબી. ૨
કેળાં, સકૈરજન, અનાનો, પૂછે મગી નતરૂં ખાશો?
ટેટી, શેરડી, દ્રાક્ષજ મારી, તડબૂંજ તણી દિસે બલિહારી. ૩
દાડમ, ફણુસા, જાણુ, કેરી, ફરતી બોર સીતાફળ કેરી;
છેરે મગીની મા છાની, હરખે નીરખે પગત નાની ૪

---

## ૧૦. ગરબી.

ગગ મારા વાલાજી હો, હવે નહિ જાઉં મહી વેચવા રે, લોલ.
સર્વે સખીને તેડી આવજો રે લોલ, ગરબો રમીશું મારે ઘેર,
ભલા ભાવથી રે લોલ, સર્વે સખીને તેડી આવજો રે લોલ.
વડી વિવેકી મારી માવડી રે લોલ, સખીઓ દેખીને સુખી થાય;
એના તાન છે રે લોલ, સર્વે સખીને તેડી આવજો રે લોલ.

ભુજંગી.

કાન— ભલા શબ્દને વાત કાને સુણાવે;
ભલી બુરી વાતો નકી તે ભણાવે;
ઈડો કામ તો સાંભળ્યાથીજ થાયે;
નહિ કાન વિના જરાએ ચલાયે.

સવૈયા.

આંખ—અદ્‌ભુત રચના કુદરત કેરી જોવાને આંખો સરજી,
છંદગી માંહિ છળ્યા કરતાં જોવાની થાયે મરજી;
આંખ તણો ઉપયોગ સદાએ સૌ કારજની એ અરજી,
ખરૂં અને ખોટું પારખવા આંખજ ઉપયોગી ઉપજી.

દોહરો.

હાથ—દામ દામને દામ પણ જો નવ હોયે હાથ,
કામ ન થાયે કોઈનું ચોકસ કંઈ દિન રાત;
હામ દામને ઠામથી સરશે સઘળું કાજે,
પણ સૌનું સોખાણછે સમજી લેજે હાથ:
લેખ લખાયે હાથથી હુન્નર કરે હજાર,
દાન પ્રાણ દે હાથ તો સાચાનો સરદાર.

પગ—દેશ વિદેશે જો જશે હશે કદી જન પાય,
રાય અને કંગાળને ખપ તેનો જગમાંય.
ફરો હરો સુખ સાથ સૌ ગણો મને સરદાર,
પગ રાજા સૌ અંગનો મુજ પર છે આધાર.

પેટ—પ્રેક્ષક—ગુમાન સૌ છોડો તમે, મારાથી છો સર્વે:
પણ હુંએ છું તમવડે, માટે શેનો ગર્વ?
એક એકથી સર્વે છો, મોટા છે કિરતાર;
ટેટા છોડો આપણે, સંપે કરો વિચાર. ગો. ક. દેલ-
વાડાકર.

# केळवणीखातानी खबरो.

## જાહેર ખબર.

આ ઉપરથી જાહેર કરવામાં આવે છે કે ગુજરાતી સુધારેલી વાચનમાળાની ચોથી ચોપડી સરકારે રીતસર મંજુર કરી છે અને તે વાપરવાની સત્તા આપી છે. હવેથી આ ઇલાકાની ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં ચોથા ધોરણમાં આજ સુધી વપરાતી જુની વાચનમાળાની પાંચમી ચોપડીને ઠેકાણે તે ચલાવવી.

(સહી) F. G. Selbey

ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની ઑફિસ, પુના. તા. ૪-૬-૦૬. A. g. Director of Public Instruction.

( મે. ડિરેક્ટર સાહેબના હુકમ નં. ૧૫૧૮ તા. ૪-૬-૦૬ નીચે મે. ઉત્તર વિભાગના ઇ. સાહેબના હુકમ નં. ૧૬૦૫ તા. ૧૨-૬-૦૬ ઉપરથી.)

---

## સરકારી ઠરાવ.

ટેક્સ્ટ બુકો ....
ગુજરાતી ચોથી ચોપડી.

કેળવણીખાતું

કિલ્લે મુંબઈ.
૨૩ મી મે ૧૯૦૬.

નં. ૯૭૯

મહેરબાન ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શનના કાગળ નં. ૧૩૯૭ તા. ૧૪ મી મે ૧૯૦૬ ઉપરથી—

ઠરાવ:—આ ચોપડી ચલાવવાનું મંજુર કરવામાં આવે છે.

(સહી) H. O. Quin.
Secretary to Government.

---

## જાહેર ખબર.

### હાઈ અને સ્પેશ્યલ સ્કૂલોમાં આપવાની સરકારી સ્કૉલરશિપો.

### ઉત્તર ભાગ.

(ઈં: નં. ૧૪૧૨, તા. ૩૧-૫-૦૬.)

૧. આથી ખબર આપવામાં આવે છે કે તા: ૨૬ મી મે ૧૯૦૪ ના મુંબઈ સરકારી ગૅઝેટ ભાગ ૧ ને ૬૪૧-૬૪૨ પૃષ્ઠે પ્રસિદ્ધ થયેલા નિયમો મુજબ ઉત્તર ભાગના દરેક જિલ્લામાં ત્રણ ત્રણ સરકારી સ્કૉલરશિપો આપવા-સારૂ સોમવાર તા. ૨૪ મી સપ્ટેમ્બર સને ૧૯૦૬ને રોજ તથા તે પછીના દિવસોએ નીચે લખેલાં મધ્ય સ્થળોએ સ્પર્ધોત્પાદક પરીક્ષા લેવામાં આવશેઃ—

| | |
|---|---|
| અમદાવાદ. | સુરત. |
| નડીઆદ. (ખેડા જિલ્લો). | ગોધરા (પંચમહાલ). |
| ભરૂચ. | થાણા. |

૨. ત્રણમાંની એક સ્કૉલરશિપ માટે બધા ઉમેદવારો સામાન્ય રીતે સ્પર્ધા કરી શકશે; જે લોકો ઇંગ્રેજી કેળવણીમાં પાછળ છે, જેવાકે, ખેતીકરાયલ, કણબી, અને કણબી કરતાં જે લોકો વધારે પાછળ છે તેવા લોકોની સ્પર્ધા માટે એક સ્કૉલરશિપ રાખવામાં આવશે; અને એક સ્કૉલરશિપ મુસલમાનો માટે રાખવામાં આવશે.

૩. દરેક મધ્ય સ્થળે કમિટી મારફત પરીક્ષા લેવામાં આવશે. પરીક્ષામાં દાખલ થવાની અરજીઓ ઠરાવેલા છાપેલા ફૉર્મ (નિયમોનું પરિશિષ્ટ ક ) ઉપર કરવી, અને ઉમેદવાર જે જિલ્લાનો હોય તે જિલ્લાની પરીક્ષક કમિટીના પ્રમુખને તે મોકલવી. તા. ૧૫ મી ઑગસ્ટ સુધી અરજીઓ અને દાખલ થવાની ફી કમિટી લેશે. તે તારીખ પછી કોઈ પણ અરજી લેવામાં આવશે નહિ. અરજીના ઠરાવેલા ફૉર્મની નકલ પરીક્ષક કમિટીના પ્રમુખ પાસેથી અથવા નીચે સહી કરનાર પાસેથી મળશે.

૪. ઉમેદવારની ઉમ્મર, પરીક્ષાના વિષયો, સ્કૉલરશિપની રકમ અને મુદત, કેટલી ફી આપવાની છે તે, વગેરે બાબતની સઘળી વિશેષ હકીકત નિયમોમાંથી મળી આવશે. નિયમોની નકલો નીચે સહી કરનારને અથવા પરીક્ષક કમિટીઓના પ્રમુખોને અરજ કરવાથી મફત મળશે. ઉત્તર ભાગ-

ની તમામ સરકારી અને મદદ લેનારી ઍંગ્લો વર્નાક્યુલર સ્કૂલોનાં જાહેર-ખબરો ચોઢવાનાં પાટીઆં ઉપર પણ એ નિયમોની નકલો ચોઢવામાં આવી છે.

| | |
|---|---|
| અમદાવાદ, | F. B. Pendarves Lory. |
| તા. ૨૧-૫-૧૯૦૯. | આ. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ. |

## જાહેર ખબર.

## મિડલ સ્કૂલ સ્કૉલરશિપો.

### ઉત્તર ભાગ.

(ઈ. નં. ૧૪૧૨, તા. ૩૧-૫-૧૯૦૯.)

૧. આથી ખબર આપવામાં આવે છે, કે ઉત્તર ભાગમાં નીચે લખેલાં મધ્ય સ્થળોએ બુધવાર તા. ૨૯ મી સપ્ટેમ્બર સને ૧૯૦૯ ને રોજ અને તે પછીના દિવસોએ દરેક મધ્ય સ્થળે છ છ મિડલ સ્કૂલ સ્કૉલરશિપો આપવા સારૂ સ્પર્ધોત્પાદક પરીક્ષા લેવામાં આવશે:—

| | |
|---|---|
| અમદાવાદ. | સુરત. |
| નડીઆદ (ખેડા જિલ્લો). | ગોધરા (પંચમહાલ). |
| ભરૂચ. | થાણા. |

૨. છમાંની બે સ્કૉલરશિપો માટે બધા ઉમેદવારો સામાન્ય રીતે સ્પર્ધા કરી શકશે; જે લોકો ઈંગ્રેજી કેળવણીમાં પાછળ છે, જેવાકે, બેનીઇઝરાયલ, કણબી, અને કણબી કરતાં જે લોકો વધારે પાછળ છે તેવા લોકોની સ્પર્ધા માટે બે સ્કૉલરશિપો રાખવામાં આવશે, અને બે સ્કૉલરશિપો મુસલમાનો માટે રાખવામાં આવશે.

૩. દરેક મધ્ય સ્થળે કમિટી મારફત પરીક્ષા લેવામાં આવશે. સરકારી હાઈ સ્કૂલના હેડ માસ્તર કમિટીના પ્રમુખ થશે.

૪. સ્પર્ધા કરવાની (પરીક્ષા આપવાની) પરવાનગી મળવા સારૂ ઠરાવેલા છાપેલા ફૉર્મ પર અરજી કરવી. તે ફૉર્મની નકલો નીચે સહી કરનાર પાસેથી અથવા પરીક્ષક કમિટીના પ્રમુખ પાસેથી મફત મળશે. ઉમેદવાર જે જિલ્લાનો હોય તે જિલ્લાની કમિટીના પ્રમુખ તરફ અરજી મોકલવી. તા. ૧૫મી ઑગસ્ટ સુધી અરજીઓ તથા ફી કમિટી લેશે; તે તારીખ પછી કોઈ પણ અરજી લેવામાં આવશે નહિ.

ઉમ્મર ૧૭ વર્ષથી વધારે, અને ૨૨ વર્ષથી ઓછી છે, તેમજ કાંઈ ખોડખાંપણ નથી, ને ચાલચલગત સારી છે. ચાલચલગતની બાબતમાં ખાસ તપાસ કરી પોતાની ખાત્રી કરીનેજ મેહેતાજીઓએ સર્ટિફિકેટ આપવું.

૩. સર્ટિફિકેટમાં ઉમ્મરનાં વર્ષ, માસ અને દિવસ લખવાની સાથે, **અંગ્રેજી અને ગુજરાતી જન્મતિથિ** લખવા ચૂકવું નહિ.

૪, સત્તર વર્ષ કરતાં નાની ઉમ્મરના ઉમેદવારોને પરીક્ષા આપવા સારૂ મંજૂરી મેળવવાની જરૂર નથી. તે પાસ થશે તો પણ તેને કૉલેજમાં દાખલ કરવામાં નહિ આવે.

૫. બાવીશ વર્ષ કરતાં મોટી ઉમ્મરના વિદ્યાર્થીઓએ પરીક્ષા આપવા માટે કાઠિયાવાડ એજન્સિના મેહેરબાન એજ્યુકેશનલ ઑફિસર સાહેબ બહાદુરની ખાસ પરવાનગી મેળવવી પડશે. તેઓ પાસ થશે તોપણ તેમને કૉલેજમાં દાખલ કરવામાં આવશે નહિ.

૬. જે ઉમેદવારે પરીક્ષા પહેલાંના બાર માસમાં એક કરતાં વધારે મેહેતાજી પાસે અભ્યાસ કર્યો હોય, તેમણે તે સઘળાનાં સર્ટિફિકેટ લાવવાં. ચાલચલગતની બાબતમાં તો પરીક્ષા પેહેલાં એક માસ અગાઉનું સર્ટિફિકેટ ખાત્રી લાયક ગણાશે.

પરીક્ષા થઈ રહ્યા બાદ લાયક જણાયલા ઉમેદવારોને શરીર સંબંધી તપાસ માટે મેહેરબાન દાક્તર સાહેબ પાસે મોકલવામાં આવશે, માટે તેમણે વધારે રોકાવું પડશે.

૮. દર વર્ષે પ્રવેશક પરીક્ષાની ખબર બનતા સુધી **શાળાપત્ર**માં પ્રગટ કરવામાં આવશે. પણ પરીક્ષાની તારીખ ઉતાવળે જાણવાની જેની આતુરતા હશે, તેને રાજકોટમાં રહેતા તેના લાગતા વળગતા તરફ અગર સ્કૉલરો તરફથી તે ખબર મળી શકશે, કારણ કે તારીખ મુકરર થયેથી તુર્ત કૉલેજના નોટિસ બોર્ડ ઉપર તે જાહેર કરવાનો રિવાજ છે.

**રાજકોટ.**

તા. ૨૮ જુન સને ૧૯૦૬. B. H. Buch,

પ્રિન્સિપાલ, કાઠિયાવાડ મેલ ટ્રેનિંગ કૉલેજ, રાજકોટ.

## જાહેર ખબર.

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજનીં વાર્ષિક પરીક્ષા તા. ૨૬ મીં સપ્ટેમ્બર ૧૯૦૬ બુધવારને રોજ અને ત્યાર પછીના દિવસોમાં સદરહુ કૉલેજનાં મકાનમાં થશે.

એડિટર.

## જાહેર ખબર.

### પ્રેમચંદ રાયચંદ મેલ ટ્રેનિંગ કૉલજની પ્રાવેશિક પરીક્ષા.

મહેરબાન ઉત્તર ભાગના એડયુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ બહાદુરના ઇ. નં. ૨૧૩૧ તા. ૩૦–૬–૦૬ ને આધારે ખબર આપવામાં આવે છે, કે અમદાવાદ મેલ ટ્રેનિંગ કૉલેજની ચાલુ વર્ષની પ્રાવેશિક પરીક્ષા તા. ૧ લી નવેમ્બર સને ૧૯૦૬ ગુરૂવારમે રોજ તથા તે પછીના દિવસોએ સદરહુ ટ્રેનિંગ કૉલેજના મકાનમાં લેવામાં આવશે.

૨. ઉમેદવારોની પરીક્ષા નવા સાતમા ધોરણના વિષયોમાં લેવાશે. વાચનના વિષયમાં તેમણે નિર્ભયગદ્ય (આવૃત્તિ ૬ ઠી સને ૧૮૯૭ ની સાલની) માંથી પૃષ્ટ ૧–૧૦૦ અને કાવ્યદોહનમાંથી પ્રેમાનંદના નળાખ્યાનની પહેલી ૫૦૦ લીટીઓ તૈયાર કરવી. નવા સાતમા ધોરણના પાંચમા વિષયમાં 'આરોગ્યવિદ્યા' ને બદલે 'વિદ્યાના પાઠો' રાખેલા છે તે બાબત ખાસ ધ્યાનમાં રાખવી.

૩. છેક નાના જણાતા, બહેરા, ઓછું દેખનારા, અથવા ખોખડા કે બહુ અશુદ્ધ ઉચ્ચાર કરનારા ઉમેદવારો પસંદ કરવામાં આવશે નહિ.

૪. ઉમેદવારો પાસે ત્રીજા દરજ્જાનાં પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ હોવાં જોઈશે.

૫ ગઈ સાલમાં અને તે પહેલાં પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષામાં પાસ થયલા બધા ઉમેદવારોએ પોતપોતાનું તે પરીક્ષાનું સર્ટિફિકેટ પોતાની સાથે લેતા આવવું. તે ફક્ત જેઓ ચાલુ સાલમાં માપકરણની પરીક્ષા આપવા જવાથી એ વિષયના ટોકડા ભરવા સારૂ પોતાનું સર્ટિફિકેટ તે પરીક્ષાના પ્રેસિડેન્ટને આપી આવ્યા હોય, તેમણે પ્રેસિડેન્ટની સહીનો કા-

ગળ રજુ કરવો, કે તે પ્રમાણે સરટિફિકેટ રાખવામાં આવ્યું છે. તે કાગળમાં નીચેની હકીકત પણ આવવી જોઈએઃ—

ઉમેદવારનું નામ, બાપનું નામ અને અટક, વતનનું ગામ, તાલુકો અને જીલ્લો, જન્મતારીખ ક્રિસ્ચન પ્રમાણે, પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ થયાની સાલ, એકંદર મેળવેલા દોકડા.

સર્ટિફિકેટ અથવા ઉપરનો કાગળ રજુ કર્યા વિના કોઈને પ્રાવેશિક પરીક્ષામાં દાખલ કરવામાં આવશે નહિ.

૬. જે ઉમેદવારો ચાલુ સાલની પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ થયા હશે તેમની હકીકત અમારા તરફ બારોબાર આવશે; તેમને સર્ટિફિકેટ કે ઉપર જણાવેલો કાગળ લાવવાની જરૂર નથી.

૭. ઉમેદવારોની ઉમ્મર ૧૭ વર્ષની ઉપર અને ૨૨ વર્ષની અંદર હોવી જોઈએ. આજ સુધી ૨૨ વર્ષ ઉપરાંતની ઉમ્મરના શિક્ષકોને મહેરબાન ઇન્સ્પેક્ટર સાહેબની મંજુરીથી દાખલ કરતા હતા તે હવે મહેરબાન ડિરેક્ટર સાહેબના ઠ. નં. ૫૯૮૭ તા. ૨૮-૧૦-૧૯૦૧ થી બંધ કરવામાં આવ્યું છે, માટે બાવીસ વર્ષ ઉપરાંતની ઉમ્મરના કોઈ શિક્ષકે પણ પરીક્ષામાં આવવું નહિ.

૮. સઘળા ઉમેદવારોએ પોતપોતાના મહેતાજીઓ પાસેથી સારી ચાલનું સર્ટિફિકેટ લેતા આવવું.

૯. પસંદ થયલા ઉમેદવારો સરકારી નોકરીને માટે લાયક છે એવું તેમણે વૈદકખાતાના યોગ્ય અમલદારનું સર્ટિફિકેટ મેળવવું પડશે.

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ.
**અમદાવાદ**—તા. ૮-૭-૦૬.

K. P. Trivedi,
પ્રિન્સિપાલ.

---

રા. રા. નરસિંહરાવ ભોળનાથે લખી મોકલેલું શુદ્ધિપત્રઃ—

| શાળાપત્ર પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭૫ | ૧૭ | એ એ | એ |
| | ૨૭ | મનુષ્યમાત્રને | મનુષ્યભિન્નને |

મહેરબાન ડિરેક્ટર સાહેબે તથા ઉત્તર વિભાગના મહેરબાન માજી ઈન્સ્પેક્ટર ઇ. જાઇલ્સ સાહેબે દસ્કત શિક્ષક કોપીબુકોને જ સઘળી મંજૂર કરેલી કોપીબુકોમા શ્રેષ્ઠ ગણી છે, અને લખે છે કે સારી સ્કૂલો આવી સરસ કોપીબુકજ વાપરવાને મગરૂરી ધરાવશે.

☞ મુમ્બઈ તથા સુરત, ભરૂચ, નડીઆદ, અમદાવાદ વગેરે શહેરની જોઇન્ટ સ્કૂલ કમિટિના અનુભવી સદ્‌ગૃહસ્થોએ પણ સઘળી કોપીબુકો સાથે સરખાવ્યા પછી દસ્કત શિક્ષક કોપીબુકોને જ સર્વ કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને તેમના તાબાની સર્વ સ્કૂલોમાં એ જ કોપીબુકો ચલાવવાનો હુકમ કર્યોછે.

આ કોપીબુકો માટે જે જે સદ્‌ગૃહસ્થો તરફથી સર્ટિફિકેટો મળેલાં છે; તેમનાં નામ અમારી દરેક કોપી વાંચવાથી ખાત્રી થશે.

**દસ્કત શિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.**

૧. રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા બેપારીઓ જેઓ ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૩૦ ટકા ડિસકાઉન્ટ આપવામાં આવશે; પેકિંગ અને રેલ્વેનો ખર્ચ આપવામાં આવશે.

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસકાઉન્ટ મળશે, પણ રેલ્વે, પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વ ખર્ચ ખરીદનારને માથે.

૩. માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઇ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પુગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલ્વે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલવો. તેનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું.

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કત શિક્ષક કોપીબુકોની સાથે અમોએ બીજી કોઈ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાનો કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એક વખત કામ પાડી જોયાથી ખાત્રી થશે. પેકિંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું. નોટપેડ કાગળ લીધામાં આવશે નહિ.

દસ્કત શિક્ષક કોપીબુકોના જ દરેક બાગના જુદા જુદા કદના અક્ષરોને જ બન્ધ બેસતી સ્ટીલપેનો ખાસ ઇંગ્લાન્ડથી મ્હોટે ખર્ચે બનાવી મંગાવીછે. એ **સ્ટીલપેનો, ગુજરાતી, મરાઠી, ઉર્દુ** અને **ફારસી લખવાને** ઘણી સગવડ ભરેલી છે. દરેક બોકસમાં ડઝન—૬. કિમ્મત રૂ. ૦॥, ઓછામાં ઓછા ૮ બોકસ મંગાવનારને ૧૨ ટકા કમીશન મળશે. ને ૨૫ યા તેથી વધુ બોકસ

સેનારને ૧૨॥ ટકા મળશે. વેલ્યુપેઐબલથી ૧ થી ૬ બોક્સ મંગાવનારને ખર્ચના આન્ન વધારે લાગશે. **ભૂલી જતા નહી,** અને પૈસા પહેલાંથી મોકલાવનારને ૧-૬ બોક્સના ખર્ચના બે આના લાગશે.

નમુના
આદરજી કાવસજી માસ્તરની
દસ્કત શિક્ષક કોપી બુકોની
સ્ટીલપેનોના

| નં ૨. | નં ૩. | નં ૪. | નં. ૫ એ. | નં. ૫ બી. | નં. ૬ એ. | નં. ૬ બી. | નં. ૭ નં ૮. |
|---|---|---|---|---|---|---|---|

**આદરજી કાવસજી માસ્તર.** દસ્કત શિક્ષક કોપીબુકો તથા સ્ટીલપેનોના પ્રગટ કર્તા અને કમિશન એજન્ટ. **ધોબી તળાવ મુંબઈ.**

ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ ઇ૦ લા૦ માટે મંજુર કરેલ,
**અંકગણિતશિક્ષણક્રમ** ભા. ૧ કિ. ૦-૨-૦ તૈયાર છે.
**મુખગણિત** (૬-૭ મા ધો૦ સારૂ) કિ. ૦-૪-૦ છપાય છે.
**મનુષ્યજીવન** અથવા સુખ પ્રાપ્તિનો રાજમાર્ગ કિ. ૦-૪-૦ ,,
**ઉત્કૃષ્ટબળ** અથવા ઉન્નતિનું મૂળ કિ. ૦-૪-૦ ,,
અગાઉથી એટલે તા૦ ૩૦-૪-૦૬ સુધીમાં ગ્રાહક થનારને આખો સેટ રૂ. ૦-૧૧-૦માં, અને એક જાતની નકલ રૂ. ૨)ની લેનારને બાકીની બધી સેટ:
કર્તા: રણછોડજી-બી-નાયક. ટ્રે. કા. ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ.

**'સૌરાષ્ટ્ર પ્રાથમિક શાળા પત્રિકા.'**

સંસ્થાન જૂનાગઢના કેળવણી ખાતા તરફથી દરમાસે છપાય છે. કીમત વર્ષ એકના આઠ આના. નમુનાની કોપી મફત મોકલવામાં આવશે.

બુકસેલર બેચર મેઘજી, પુરાં બજાર, રાજકોટ.

સરકારે ઇનામ માટે તથા લાઇબ્રેરીમાં રાખવા માટે મંજૂર કરેલ પુસ્તકો. કૌતકમાળા રૂ. ૦-૧૨-૦, ઇસપ નીતિ રૂ. ૦-૮-૦, વ્યવહારોપયોગી નિબંધ સંગ્રહ રૂ. ૦-૮-૦, તથા કિન્ડરગાર્ટન પદ્ધતિ ભા. ૧ લો રૂ. ૦-૮-૦.

માસ્તર ઉસગાંન થી. તથા મહેબતસિંહ મો. ના બનાવેલા ડ્રોઇંગ સહિત ધોરણવાર પદાર્થ પાઠો. બાળવર્ગ રૂ. ૦-૧-૦, ધો. ૧ લું રૂ. ૦-૧-૬, ધો. ૨ જું રૂ. ૦-૨-૦, ધો. ૩ જું રૂ. ૦-૨-૬, ધો. ૪ થું રૂ. ૦-૩-૦, અને ધો. ૫ મું રૂ. ૦-૪-૦; મેમરી ડ્રૉઇંગ ફર્સ્ટ ગ્રેડ આવૃત્તિ ૩ જી રૂ. ૦-૪-૦, સેકન્ડ ગ્રેડ રૂ. ૦-૬-૦, સાદું ડ્રોઇંગ ધો. ૬ ઠ્ઠા, ૭ મા અને પ્રવેશક ક્લાસ માટે રૂ. ૦-૬-૦. સદરહુ પુસ્તકોના અમે સોલ એજન્ટ છીએ અને ૨૪ થી વધારે નકલ મંગાવનારને ૨૫ ટકા કમિશન આપવામાં આવશે મેમરી ડ્રૉઇંગમાં ૨૦ ટકા.

આ ઉપરાંત સ્કૂલમાં ચાલતી તમામ પ્રકારની અંગ્રેજી, ગુજરાતી અને સંસ્કૃત બુકો, ખુશાલ કૃત અને આદરજી કૃત કોપી બુકો, લોંગમન્સ ડ્રોઇંગ બુકો, અમારી દેખરેખ નીચે બનતી કિન્ડરગાર્ટનની લીસે ઘીસ બહિસો, ખારોટ અને ચાહકૃત તમામ પુસ્તકો ક૦ અને પીસ્કવેર, સ્ટેશનરી તથા ડ્રોઇંગ સામાન કિફાયત ભાવે મળશે.

અંક ૯ મો. પુસ્તક ૪૫ મું.

# The Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

સપ્ટેંબર. ૧૯૦૬.

## અનુક્રમણિકા.



( કેળવણીખાતાના હુકમથી. )

અમદાવાદ.

“ યુનાઇટેડ ” પ્રિન્ટિંગ પ્રેસ.

# गुजरात शाळापत्र.

પુસ્તક ૪૫ મું. સપ્ટેમ્બર ૧૯૦૬ અંક ૯.

## मास.

જુલાઇ અને ઑગસ્ટનાં શાળાપત્રો ભેગાં છપાશે એવી ખબર મોટે અક્ષરે જુન માસના અંકમાં આરંભમાં આપ્યા છતાં શિક્ષકો તે વાંચ્યા વગર જુનનાં શાળાપત્રો પહોંચ્યાં નથી એમ લખે છે. આ ઉપરથી શિક્ષકો શાળાપત્રનો કેવો ઉપયોગ કરે છે તે સ્પષ્ટ જણાય છે.

---

બાળગીતો જુદાં પણ છાપ્યાં છે, માટે જેમને જોઇતાં હોય તેમણે ચાર આનાની ટીકીટો મોકલી મંગાવી લેવાં.

---

### ભેદ અને પ્રયોગ.

ગુજરાતી વ્યાકરણમાં, જેને ભેદ અને પ્રયોગ કહ્યા છે તેના અર્થ બરોબર સમજાવવામાં આવ્યા નથી તેથી શિક્ષકો સમજી શકતા નથી. આ કારણથી અત્ર તેનું શાસ્ત્રીય નિરૂપણ કરી પૂર્ણ વિવેચન કરવું આવશ્યક છે.

પ્રથમ 'પ્રયોગ' શબ્દ લઇએ. આ શબ્દનો છૂટો અર્થ પૂછીશું તો તેનો ઉત્તર થોડાજ આપી શકશે. પ્રયોગના ત્રણ વિભાગ છે, કર્ત્તરિ, કર્મણિ અને ભાવે; જો ક્રિયાપદનો અન્વય જાતિ, વચન અને પુરુષમાં કર્ત્તા સાથે થાય તો તેનો પ્રયોગ કર્ત્તરિ, કર્મ સાથે થાય તો કર્મણિ અને એમાંથી એકે સાથે ન થાય તો ભાવે છે—આવો ઉત્તર સામાન્ય રીતે આપવામાં આવે છે, તેમજ વ્યાકરણોમાં પણ આવીજ રીતનું વિવેચન છે. બાળકોને શિખવવા માટે આટલું વિવેચન બસ છે; પરંતુ એથી 'પ્રયોગ' શબ્દનો અર્થ નિરૂપાતો નથી ને તેજ કારણથી સમજાતો પણ નથી. કેટલેક સ્થળે બાળકોને સમજાવવા માટે સાદા ને સરળ માર્ગો દર્શાવવામાં આવે છે, તેમાંનો

આ એક છે. કર્ત્તા ને કર્મ શોધી કાઢવા ક્રિયાપદને 'કોણ' ને 'શું' એ પ્રશ્નો પૂછવા; 'કોણ' પ્રશ્નનો ઉત્તર જે શબ્દ આપે તે કર્તા ને 'શું' પ્રશ્નનો ઉત્તર જે શબ્દ આપે તે કર્મ, બંનેના ઉત્તરો જુદા જુદા આવે તો ક્રિયાપદ સકર્મક ને એક આવે તો અકર્મક—આ બાળકોને શિખવવામાં સહેલો માર્ગ છે, પરંતુ એથી કંઈ સકર્મક, અકર્મક, કર્ત્તા અને કર્મ એ શબ્દોનું નિરૂપણ થયું કહેવાય નહિ. વળી જાતિ વિષે કેટલાંક વ્યાકરણોમાં એવો નિયમ આપેલો હોય છે કે નામની પાસે 'કેવો' 'કેવી' ને 'કેવું' એ ત્રણમાંથી જો 'કેવો' શબ્દ મુકાતો હોય તો તે નામ નરજાતિમાં, 'કેવી' શબ્દ મુકાતો હોય તો નારીજાતિમાં ને 'કેવું' શબ્દ મુકાતો હોય તે નાન્યતરજાતિમાં છે. વિચાર કરતાં સહજ માલમ પડશે કે આ કંઈ નિયમ કહી શકાયજ નહિ. જેની માતૃભાષા ગુજરાતી હોય કે જેને ગુજરાતી બોલતાં બરાબર આવડતું હોય તેનેજ આ યુક્તિ ઉપયોગી થઈ પડશે. પણ જેને ગુજરાતી બોલતાં આવડતું નથી તે આ યુક્તિથી નામની જાતિ જાણી શકનાર નથી. બાળકને શિખવવા માટે આ સારી યુક્તિ છે; પરંતુ એ કંઈ લિંગનું નિરૂપણ છે એમ સમજવાનું નથી. લિંગને માટે બહુધા નિયમ નથીજ; પણ સંસ્કૃતમાં જેમ લિંગ કોશમાંથી કે પ્રયોગ ઉપરથી શિખાય છે તેમજ ગુજરાતી ભાષામાં પણ છે. આ ઉપરથી સમજાશે કે લિંગ સંબંધી બાલોપયોગી વ્યાકરણોમાં જે યુક્તિ દર્શાવી છે તે કંઈ લિંગનું યોગ્ય નિરૂપણ કહેવાય નહિ, અને જેમ સકર્મક, અકર્મક, કર્ત્તા ને કર્મ સમજવાનો જે સરળ માર્ગ દર્શાવ્યો છે તે એ શબ્દોનું લક્ષણ કે નિરૂપણ કહેવાય નહિ, તેમજ પ્રયોગ વિષે જે સામાન્ય રીતે વ્યાકરણોમાં આપ્યું છે તે પણ ક્રિયાપદ કયા પ્રયોગમાં છે તે શોધી કાઢવાનો સહેલો માર્ગ છે, પણ એ કંઈ પ્રયોગનું લક્ષણ કે નિરૂપણ નથી. આવી યુક્તિ ઘણીવાર નિષ્ફળ પણ થાય છે ને એથી વિષયનું રહસ્ય સમજાતું નથી. પ્રયોગ વિષે એમજ થયું છે. ગુજરાતી ભાષાનાં અત્યાર સુધી પ્રસિદ્ધ થયલાં સર્વ વ્યાકરણો તપાસતાં જણાય છે કે કોઈ પણ વ્યાકરણમાં આ વિષયનું યોગ્ય વિવેચન કરવામાં આવ્યું નથી એટલુંજ નહિ, પણ એનું રહસ્ય પણ બરોબર સમજાયું નથી; નહિ તો 'સકર્મક કરણે પ્રયોગ' જેવો હાસ્યકારક નિર્દેશ કેટલાંક વ્યાકરણોમાં કરવામાં આવ્યો છે તેવો થાત નહિ.

'કર્તરિ', 'કર્મણિ' ને 'ભાવે' એ શુદ્ધ સંસ્કૃત પદો છે ને તેઓ અનુક્રમે 'કર્તૃ', 'કર્મન્' અને 'ભાવ' એ પ્રાતિપદિકોનાં સપ્તમીનાં એક-વચનનાં રૂપો છે. 'કર્તરિ'=કર્તામાં, કર્તાના અર્થમાં; 'કર્મણિ'=કર્મમાં, કર્મના અર્થમાં; અને 'ભાવે'=ભાવમાં, ભાવના અર્થમાં, 'પ્રયોગ' શબ્દનો અર્થ વપરાશ છે. વાક્યમાં શબ્દનો પ્રયોગ એટલે તેનો વપરાશ. આ પ્રમાણે 'કર્તરિપ્રયોગ' એટલે કર્તાના અર્થમાં વપરાશ, 'કર્મણિપ્રયોગ' એટલે કર્મના અર્થમાં વપરાશ અને 'ભાવેપ્રયોગ' એટલે ભાવના અર્થમાં વપ-રાશ છે. ક્રિયાપદ જો કર્તાના અર્થમાં વપરાયું હોય તો તેનો પ્રયોગ કર્તરિ, કર્મના અર્થમાં વપરાયું હોય તો તેનો પ્રયોગ કર્મણિ અને ભાવના અર્થમાં વપરાયું હોય તો તેનો પ્રયોગ ભાવે છે. અર્થાત્, જો ક્રિયાપદનું રૂપ કર્તાના અર્થનું અભિધાન કરતું હોય તો તે ક્રિયાપદ કર્તરિ છે, તેનો કર્તાના અ-ર્થમાં પ્રયોગ છે કે તે કર્તરિ પ્રયોગમાં છે એમ કહેવાય છે; જો ક્રિયાપદનું રૂપ કર્મના અર્થનું અભિધાન કરતું હોય તો તે ક્રિયાપદ કર્મણિ છે, તેનો કર્મના અર્થમાં પ્રયોગ છે કે તે કર્મણિ પ્રયોગમાં છે એમ કહેવાય છે; અને જો ક્રિયાપદનું રૂપ ભાવના અર્થનું અભિધાન કરતું હોય તો તે ક્રિયાપદ ભાવે છે, તેનો ભાવના અર્થમાં પ્રયોગ છે કે તે ભાવે પ્રયોગમાં છે એમ કહે-વાય છે. ક્રિયાપદનું રૂપ કર્તાનું, કર્મનું કે ભાવનું અભિધાન કરે છે તે સહજ વિચાર કરવાથી માલૂમ પડશે. 'કરૂં છું', 'કરીએ છીએ', 'કરો છો' આ રૂપો તો કર્તાનું સ્પષ્ટ અભિધાન કરે છે, કર્તાનાં સ્પષ્ટ વાચક છે. 'કરૂં છું' એટલું કહેવાથીજ કરનાર, પ્રથમ પુરુષ 'હું' નું અભિધાન ખુલ્લુંજ છે. એજ પ્રમાણે 'કરીએ છીએ', 'કરો છો' એમાં પણ કર્તા અનુક્રમે 'અમે' ને 'તમે' છે એમ એ રૂપો ઉપરથીજ જણાય છે. આ રૂપો ઉપરથી કર્તા વાચ્ય થાય છે એટલુંજ નહિ, પણ તે કર્તા કયો છે તે પણ જણાઈ આવે છે. સંસ્કૃતમાં તો બધા પુરુષોનાં રૂપો એવાંજ છે, રૂપ ઉપ-રથીજ કર્તાનો પુરુષ અને વચન જણાઈ આવે છે. ગુજરાતીમાં બધાં રૂપો એવાં નથી. 'કરે છે' એ રૂપ બીજા પુરુષના એકવચનનું, ત્રીજા પુરુ-ષના એકવચનનું તેમજ ત્રીજા પુરુષના બહુવચનનું છે. આ રૂપથી કર્તા કયો છે એ સમજાતું નથી, પણ કર્તા ઉક્ત થયો છે એ તો સમજાય છે-જ. 'કાગળ લખું છું' એમાં કર્તાનો અધ્યાહાર છે તો પણ તે કર્તા કયો

છે તે આપણે જાણીએ છીએ. 'કાગળ લખે છે.' એમાં પણ કર્ત્તાનો અધ્યાહાર છે, પણ કર્ત્તા કયો છે, 'તું', 'તે' કે 'તેઓ' છે તે સમજાતું નથી. પરંતુ 'લખું છું' ને 'લખે છે' એ બંને રૂપમાં કોઈક કર્ત્તાનો અર્થ આવી ગયો છે એટલું તો સ્પષ્ટ જણાય છેજ. એજ પ્રમાણે 'કરીશ', 'કરીશું', 'કરશે', 'કરશો' એ રૂપો ક્રમે પ્રથમ પુરુષ એકવચન, પ્રથમ પુરુષ બહુવચન અને દ્વિતીય પુરુષ બહુવચનનું અભિધાન કરે છે. 'કરશે' એ રૂપ બીજા અને ત્રીજા પુરુષના એકવચનનું અને ત્રીજા પુરુષના બહુવચનનું અભિધાન કરે છે. આ પ્રમાણે 'કરૂં છું', 'કરીએ છીએ', 'કરે છે', 'કરો છો', 'કરીશ', 'કરીશું', 'કરશે', 'કરશો' ઇત્યાદિ રૂપો કરનારનું એટલે કર્ત્તાનું અભિધાન કરે છે, માટે એ રૂપો કર્ત્તરિ છે. 'કરૂં', 'કરીએ', 'કરે', 'કરો', 'કરતો', 'કરતાં', 'કરત' તેમજ 'ગયો', 'ગયા', ઇત્યાદિ રૂપો કરનાર ને જનારનું એટલે કર્ત્તાનુંજ અભિધાન કરે છે, માટે કર્ત્તરિ છે. હવે બીજાં રૂપો તપાસીએ. 'કરાયું', 'લખાયું', 'કરાશે', 'લખાશે', 'કરાય છે', 'લખાય છે', 'કરાય', 'લખાય', 'કરવું', 'લખવું' ઇત્યાદિ રૂપોમાં કર્મ ઉક્ત છે, માટે કર્મણિ છે. એ બધાં રૂપોમાંથી કર્ત્તાની ક્રિયા જેને લાગુ પડે છે તેનો, અર્થાત્, કર્મનો અર્થ નીકળી આવે છે. જેમ 'કરૂં છું' એ રૂપપરથીજ કર્ત્તાનો—કરનારનો—અર્થ સમજાય છે, તેમ 'કરાય છે' એ રૂપ ઉપરથી ક્રિયાના ખમનારનો, કર્ત્તાની ક્રિયા જેને લાગુ પડે છે તેનો—કર્મનો અર્થ સમજાય છે. 'કરાયું', 'કરાશે', 'કરાય છે', 'કરાય' ઇત્યાદિ રૂપો આ પ્રમાણે કર્મણિ છે. એવાંજ અકર્મક ક્રિયાપદનાં રૂપો, 'જવાયું', 'જવાશે', 'જવાય છે', 'જવાય' ઇત્યાદિ, તપાસતાં માલમ પડશે કે એમાં ભાવ—ક્રિયાનો અર્થ—ઉક્ત હોવાથી એ રૂપો ભાવે છે. જવાયું=જવું થયું. 'લખ્યું', 'લખવું', 'કર્યું', 'કરવું' વગેરે રૂપો કર્મ ઉક્ત હોવાથી કર્મણિ છે. વિચાર કરતાં જણાશે કે 'લખ્યું' અને 'લખાયું', 'કર્યું' અને 'કરાયું' બંનેમાં કર્મ ઉક્ત છે, બંને રૂપો કર્મના અર્થમાં છે, માટે બંને કર્મણિ છે. એ રૂપો સાંભળતાંજ કર્મનો અર્થ મનમાં આવે છે, કર્ત્તાનો અર્થ આવતો નથી, તેથી એ રૂપો કર્મણિ છે. આ ઉપરથી પ્રયોગનું લક્ષણ અને વિવેચન નીચે પ્રમાણે થાય છે:—

ક્રિયાપદનો પ્રયોગ એટલે તેનું કર્ત્તાના, કર્મના કે ભાવના અર્થમાં વપરાવવું. ક્રિયાપદનું રૂપ કર્ત્તાના અર્થનું અભિધાન કરતું હોય તો તે કર્ત્તરિ છે કે તેનો પ્રયોગ કર્ત્તરિ છે, કર્મનું અભિધાન કરતું હોય તો તે કર્મણિ છે કે તેનો પ્રયોગ કર્મણિ છે અને ભાવનું અભિધાન કરતું હોય તો તે ભાવે છે કે તેનો પ્રયોગ ભાવે છે. ક્રિયાપદનાં રૂપો ઉપરથી કર્ત્તા, કર્મ કે ભાવ વાચ્ય થાય છે, માટે એ રૂપો અનુક્રમે કર્ત્તૃવાચ્ય, કર્મવાચ્ય કે ભાવવાચ્ય પણ કહેવાય છે. ક્રિયાપદ કર્ત્તરિ છે, એટલે તે કર્ત્તાના અર્થમાં છે. તેથી કર્ત્તાનો અર્થ વાચ્ય છે માટે તે કર્ત્તૃવાચ્ય પણ છે. એજ પ્રમાણે કર્મણિ કર્મવાચ્ય, ભાવે ને ભાવવાચ્યના અર્થ સમજવા.

અકર્મક અને સકર્મક એ બહુવ્રીહિ સમાસ છે. જે ક્રિયાને કર્મ નથી તે અકર્મક ને જે કર્મસહિત છે તે સકર્મક. અકર્મક=અ+કર્મન્+ક; નથી, કર્મ જેનું–જેને તે. સકર્મક=સ (સહ=સાથે)+કર્મન્+ક; કર્મસહિત. સમાસનું પૂર્વપદ સ કે સહ હોય તો સમાસ બહુવ્રીહિ છે એવો સંસ્કૃત વ્યાકરણનો નિયમ છે. વળી બીજો નિયમ એવો છે કે બહુવ્રીહિ સમાસને અન્તે ક પ્રત્યય વિકલ્પે આવે છે. આ નિયમો પ્રમાણે અકર્મક અને સકર્મક શબ્દો થયા છે. અકર્મક ક્રિયાપદને કર્મ હોતું નથી તેથી તે કર્ત્તરિ કે ભાવેજ–કર્ત્તૃવાચ્ય કે ભાવવાચ્યજ હોય છે, કર્મણિ હોતું નથી. સકર્મક ક્રિયાપદને કર્મ હોવાથી તે કર્ત્તરિ કે કર્મણિ–કર્ત્તૃવાચ્ય કે કર્મવાચ્ય હોય છે. કર્ત્તા કે કર્મ એમાંથી એક પણ વાચ્ય ન હોય ત્યારેજ ભાવનો અર્થ હોય છે; માટે સકર્મક ક્રિયાપદ બહુધા ભાવવાચ્ય કે ભાવે હોતું નથી. 'મારાથી તેને મરાયું નહિ' એવે કેટલેક સ્થળે 'મરાયું નહિ' (મારવાનું થયું નહિ)માં 'મરાયું' રૂપ ભાવે છે.

કર્ત્તરિ, કર્મણિ ને ભાવેનો આવો અર્થ છે, તે ગુજરાતી કોઈ પણ વ્યાકરણમાં સમજાવ્યો નથી. ઘણા જૂના, ઈ. સ. ૧૮૬૭ માં પ્રસિદ્ધ થયલા કૃષ્ણ શાસ્ત્રી ગોડબોલે કૃત મરાઠી વ્યાકરણમાં એજ અર્થ નીચે પ્રમાણે દર્શાવ્યો છેઃ—

'संस्कृत व्याकरणाप्रमाणें प्रयोगांचीं लक्षणें वर सांगितलेल्या लक्षणांहून कांहींशीं निराळीं आहेत; परंतु अर्थान्‌:कांहीं

निराळीं नाहींत. तीं येथें सांगतों. जेव्हां क्रियापदास कर्त्तरिप्रत्यय लागतो, म्हणजे प्रत्ययावरून कर्त्याचा बोध [ त्याचें वचन, पुरुष, ह्यांचा बोध ] होतो तेव्हां कर्त्तरिप्रयोग होतो; जेव्हां क्रियापदास कर्मणिप्रत्यय लागतो, म्हणजे कर्माचा बोध त्या प्रत्ययानें होतो तेव्हां कर्मणिप्रयोग होतो; आणि जेव्हां क्रियापदाचा प्रत्यय भावे असतो, म्हणजे त्यानें कर्त्याचा बोध होत नाहीं, आणि कर्माचाही बोध होत नाहीं, तेव्हां भावे प्रयोग होतो.——आतां, कर्त्तरिप्रयोगांत क्रियापदाच्या प्रत्ययानें कर्त्याचा बोध होतो, म्हणजे क्रियेशीं त्याचा संबंध कळतो; आणि तो संबंध एकवेळ दाखविला गेला असतां, विभक्तिप्रत्ययानें पुनः दाखविण्याची गरज नाहीं, म्हणून कर्त्तरिप्रयोगांत कर्त्ता प्रथमांत असतो; आणि धातु सकर्मक असल्यास कर्म द्वितीयांत असतें. ह्याच कारणानें कर्मणिप्रयोगांत कर्म प्रथमांत असतें, आणि क्रियापदाच्या प्रत्ययावरून कर्त्याचा संबंध न कळल्यामुळें, तो संबंध दाखविण्याकरितां कर्त्यास विभक्तिप्रत्यय लागतो.'

( પૃ० ११९–१२० ) ( સંસ્કૃત વ્યાકરણ પ્રમાણે પ્રયોગનાં લક્ષણ ઉપર કહેલાં લક્ષણોથી કંઈક નિરાળાં છે; પરંતુ અર્થમાં કંઈ નિરાળું નથી. 'તે અહિં કહું છું. જ્યારે ક્રિયાપદને કર્તરિ પ્રત્યય લાગે છે, એટલે પ્રત્યયથી કર્તાનો બોધ [ તેનાં વચન, પુરુષ એનો બોધ ] થાય છે, ત્યારે કર્તરિપ્રયોગ થાય છે. જ્યારે ક્રિયાપદ ને કર્મણિ પ્રત્યય લાગે છે, એટલે કર્મનો બોધ તે પ્રત્યયથી થાય છે, ત્યારે કર્મણિ પ્રયોગ થાય છે; અને જ્યારે ક્રિયાપદને ભાવે પ્રત્યય થાય છે, એટલે તેથી કર્તાનો બોધ થતો નથી અને કર્મનોએ બોધ થતો નથી, ત્યારે ભાવે પ્રયોગ થાય છે....હવે કર્તરિપ્રયોગમાં ક્રિયાપદના પ્રત્યયથી કર્તાનો બોધ થાય છે, એટલે ક્રિયા સાથે તેનો સંબંધ સમજાય

છે, અને તે સંબંધ એક વેળા બતાવાઈ ગયો હોવાથી, વિભક્તિ પ્રત્યયથી પુનઃ દાખવવાની જરૂર નથી; માટે કર્તરિપ્રયોગમાં કર્તા પ્રથમામાં હોય છે અને ધાતુ સકર્મક હોય તો કર્મ દ્વિતીયામાં હોય છે. એજ કારણથી કર્મણિપ્રયોગમાં કર્મ પ્રથમામાં હોય છે અને ક્રિયાપદના પ્રત્યયથી કર્તાનો સંબંધ કળાતો નથી તેથી તે સંબંધ દાખવવા માટે કર્તાને વિભક્તિ પ્રત્યય લાગે છે.

ઉપરનું બરોબર સમજાયું હશે તો પ્રથમા, દ્વિતીયા ને તૃતીયા વિભક્તિના મુખ્ય અર્થો વિષે જે નીચે લખ્યું છે તે સમજાશે.

સંસ્કૃત વૈયાકરણ પાણિનિ પ્રથમા વિભક્તિ માટે 'प्रातिपदिकार्थलिङ्गपरिमाणवचनमात्रे प्रथमा'। २ । ३ ।४६ ॥ ને 'संबोधने च'। २ । ३ । ४७ ॥ એ સૂત્રો આપે છે. પ્રતિપદિકાર્થમાત્રમાં, લિંગમાત્રનો અધિક અર્થ દર્શાવવામાં, પરિમાણમાત્રમાં અને સંખ્યામાત્રમાં પ્રથમા વિભક્તિ થાય છે. વળી સંબોધનમાં પણ પ્રથમા વિભક્તિ થાય છે. પ્રાતિપદિક એટલે શબ્દનું મૂળરૂપ. कृष्णः, श्रीः, ज्ञानम् તેમજ उच्चैः, नीचैः એ પ્રાતિપદિકાર્થમાત્રમાં પ્રથમાનાં ઉદાહરણો છે. જેને લિંગજ નથી કે જેને નિયત-નિશ્ચિત લિંગ છે તે પ્રાતિપદિકાર્થમાત્ર છે એમ સમજવાનું છે. સંસ્કૃત વ્યાકરણમાં અવ્યયોને પદસંજ્ઞા ઘટાવવા સારૂ વિભક્તિ થઈ તેનો લોપ થાય છે એમ માન્યું છે. આથી જેને લિંગ નથી એવા उच्चैः, नीचैः શબ્દો પ્રાતિપદિકાર્થમાત્ર છે, તેમજ જેનું લિંગ નક્કી છે, જેમકે કૃષ્ણ (પુ. લિં.), શ્રી (સ્ત્રી. લિં.), અને જ્ઞાન (ન. લિં.) તે નિયતલિંગ હોવાથી પ્રાતિપદિકાર્થમાત્રના અર્થમાં છે. આ ઉપરાંત લિંગમાત્રનો કે પરિમાણમાત્રનો કે વચનમાત્રનો અધિક અર્થ હોય તોપણ પ્રથમા વિભક્તિ થાય છે. तटः, तटी, तटम् એ લિંગમાત્રના અધિક અર્થમાં પ્રથમાનું ઉદાહરણ છે. द्रोणो व्रीहिः (દ્રોણ ડાંગેર) એ પરિમાણમાત્રના અર્થમાં પ્રથમાનું ઉદાહરણ છે. દ્રોણ એ એક માપ છે. ૩૨ કે ૬૪ શેરની બરોબર છે. 'પાલી ચોખા,' 'કળશીઓ પાણી' એ એને મળતાં ઉદાહરણો છે. વચન એટલે સંખ્યા. एकः, द्वौ, बहवः એ વચનમાત્રના અર્થમાં ઉદાહરણ છે.

એકત્વ, દ્વિત્વ અને બહુત્વનો અર્થ પ્રાતિપદિકજ બતાવે છે, ઉક્ત અર્થનો પ્રયોગ યુક્ત નથી (उक्तार्थानामप्रयोगः) તેથી વચનમાત્રના અધિક અર્થમાં અહિં પ્રથમા છે. સંબોધનના અર્થમાં પણ પ્રથમા વપરાય છે. **हे राम** એ સંબોધનના અર્થમાં પ્રથમા છે. આ પ્રમાણે પ્રથમા સંબોધનાર્થ અને પ્રાતિપદિકાર્થ કે નામાર્થમાં વપરાય છે. અંગ્રેજીમાં પણ પ્રથમા વિભક્તિનો એવોજ અર્થ છે. એને Nominative case (naming case) એટલે નામાર્થ વિભક્તિ કહે છે. પ્રથમાનો મુખ્ય અર્થ પ્રાતિપદિકાર્થજ છે, અર્થાત્, મૂળ શબ્દના અર્થમાં પ્રથમાથી કંઈ લિંગ, સંખ્યા અને પરિમાણ ઉપરાંત વિશેષ ઉમેરાતું નથી: દ્વિતીયાને માટે '**कर्मणि द्वितीया**' । २ । ३ । २ ॥ એ સૂત્ર છે, એ સૂત્રમાં '**अनभिहिते**' । २ । ३ । १ ॥ એનો અધિકાર છે. એટલે અનભિહિત કર્મના અર્થમાં દ્વિતીયા થાય છે. 'અનભિહિત' એટલે પ્રત્યયથી અભિહિત નહિ એવું, જેનું અભિધાન પ્રત્યયથી થયું નથી એવું. કર્મ માટે '**कर्त्तुरीप्सिततमं कर्म**' । १ । ४ । ४९॥ એ સૂત્ર છે. કર્ત્તાએ ક્રિયા વડે પ્રાપ્ત કરવાનું ઇષ્ટતમ કારકન્તે કર્મ. '**स्वतन्त्रः कर्त्ता**' । १ । ४ । ५४ ॥ ક્રિયાને વિષે સ્વતન્ત્ર તરીકે વિવક્ષિત જે અર્થ તે કર્ત્તા. પ્રધાનીભૂત જે ધાત્વર્થક્રિયા તેનું આશ્રયત્વ તે સ્વાતન્ત્ર્ય અહિં સમજવાનું છે; અર્થાત્, ધાતુનો અર્થ જે ક્રિયા તેનો આશ્રય-તે જેમાં રહી હોય તે-કર્ત્તા. ટુંકામાં કહીએ તો ક્રિયાનો કરનાર અથવા ક્રિયા જેમાં રહેલી છે તે કર્ત્તા. '**कर्तृकरणयोस्तृतीया**' । २ । ३ । १८ ॥ એ તૃતીયાના અર્થ માટે સૂત્ર છે. તૃતીયા કર્ત્તા ને કરણના અર્થ માટે વપરાય છે. '**साधकतमं करणम्**' । १ । ४ । ४२ ॥ એ સૂત્ર કરણનો અર્થ દર્શાવે છે. ક્રિયાસિદ્ધિમાં જે પ્રકૃષ્ટ ઉપકારક તે કરણ, ક્રિયા સાધવામાં જે ઘણુંજ ઉપકારક તે કરણ.

આ પ્રમાણે સંસ્કૃતમાં પ્રથમાના મુખ્ય અર્થ પ્રાતિપદિકાર્થ અને સંબોધન, દ્વિતીયાનો અનભિહિત કર્મ અને તૃતીયાના કર્ત્તા અને કરણ છે. ગુજરાતીમાં પણ એમજ પ્રમાણે છે.

१ पुरुषो हरिं वाचा भजति । २ पुरुषेण हरिर्वाचा भज्यते ।

૧ પુરુષ હરિને વાણીએ ભજે છે; ૨ પુરુષે (પુરુષથી) હરિ વાણીએ ભજાય છે.

પહેલા ઉદાહરણમાં પુરુષ ભજવાની ક્રિયાનો કર્ત્તા છે, હરિ કર્મ છે ને વાણી કરણ છે. 'ભજે છે' એ રૂપ કર્ત્તાનું અભિધાન કરે છે, તેથી કર્ત્તાનો અર્થ બતાવવા વિભક્તિના પ્રસયની જરૂર નથી. જો જરૂર હોત તો તૃતીયા વિભક્તિનો પ્રસય વાપરવો પડત. કર્ત્તાનો અર્થ ઉક્ત થવાથી 'પુરુષ' જે કર્ત્તા છે. તેને કર્ત્તાનો અર્થ કહેનારી વિભક્તિ વાપરવાની જરૂર નથી. આ કારણથી 'પુરુષ' કર્ત્તા છે તોપણ પ્રાતિપદિકાર્થમાંજ સમજવાનો છે તેથી તેને પ્રથમા વિભક્તિ વપરાય છે. ભજવાની ક્રિયાનું 'હરિ' કર્મ છે ને એ ક્રિયા 'ભજે છે' ક્રિયાપદથી ઉક્ત નથી—અનભિહિત છે, માટે 'હરિને' બીજી વિભક્તિ છે. 'વાણી' ભજવાનું કરણ છે તેથી 'વાણીએ' એ કરણાર્થે તૃતીયા છે. બીજા ઉદાહરણમાં ક્રિયાપદ 'ભજાય છે' કર્મણિ છે, કર્મ ઉક્ત છે, કર્ત્તા ઉક્ત નથી. આથી 'પુરુષ' જે કર્ત્તા છે તે તૃતીયા વિભક્તિમાં વપરાય છે. કર્મ ઉક્ત છે તેથી 'હરિ' જે કર્મ છે તેને કર્મનો અર્થ બતાવવાની જરૂર ન હોવાથી તે પ્રથમામાં (નામાર્થે) વપરાય છે. 'વાણી' એ આ ઉદાહરણમાં પણ કરણવાચક છે, તેથી 'વાણીએ' એ કરણાર્થે તૃતીયા છે. પ્રથમ ઉદાહરણમાં ક્રિયાપદ કર્ત્તરિ કે કર્તૃવાચ્ય છે ને દ્વિતીય ઉદાહરણમાં કર્મણિ કે કર્મવાચ્ય છે.

કેટલાંક ક્રિયાપદો દ્વિકર્મક હોય છે: જેમકે 'પૂછવું,' 'કહેવું,' 'માનવું,' 'ગણવું,' 'વિચારવું' ઇત્યાદિ.

'હું તેને પ્રશ્ન પૂછું છું' આમાં 'પૂછું છું' કર્ત્તરિ છે, માટે 'હું' જે કર્ત્તા છે તે પ્રથમા વિભક્તિમાં છે, 'તેને' એ ગૌણ કર્મ છે ને 'પ્રશ્ન' એ મુખ્ય કર્મ છે. કર્મવાચ્યમાં ગૌણકર્મ અભિહિત થવાથી તે રચનામાં ગૌણ કર્મ પ્રથમામાં આવે છે—'મારાથી તેને પ્રશ્ન પૂછાય છે,' 'મારાથી તેને કંઈ કહેવાશે નહિ,' 'મારાથી તેને મૂર્ખ મનાશે નહિ.'. સં० भज्यते નું પ્રા० भजीअइ કે भजिज्जइ થાય છે. સંસ્કૃતમાં य જે કર્મણિ પ્રસય છે તેનું પ્રાકૃતમાં ईअ ને इज्ज થાય છે.

એ કર્તૃવાચક પંચમી છે. ચરોતરમાં એવે સ્થળે તૃતીયા વપરાય છે એમ ઉપર કહ્યું છે ( મેં કેમ કહેવાય ). બંને વાક્યોમાં કર્મ ઉક્ત હોવાથી 'ચોપડી' પ્રથમામાં છે; પરંતુ પ્રથમ વાક્યમાં 'ચોપડી' ની વિભક્તિ દ્વિતીયા લેવી; કેમકે 'મેં તેને હણ્યો' ઇત્યાદિ પ્રયોગોમાં તેમ છે. દ્વિતીય વાક્યમાં 'ચોપડી' પ્રથમા વિભક્તિમાં છે.

અત્ર કોઈને શંકા થાય કે 'મારાથી કામ કરાયું' એ વાક્યનું પૃથક્કરણ શી રીતે કરવું. આ શંકાનું નિરાકરણ નીચે પ્રમાણે છે. પૃથક્કરણની દૃષ્ટિથી વાક્યના બે વિભાગ છે–ઉદ્દેશ્ય ને વિધેય. જેને વિષે કંઈ કહીએ તે ઉદ્દેશ્ય ને તેને વિષે જે કહીએ તે વિધેય. આ વિષે ગુ. શા. ૫૦ પુ. ૪૫ પૃ૦ ૧૦૧–૧૧૨ સુધીમાં પૂર્ણ વિવેચન કર્યું છે તે ત્યાં જોવું. ઉદ્દેશ્ય કંઈ હમેશ કર્તાજ હોય એમ સમજવું નહિ. 'મારાથી કામ કરાયું' એ વાક્યમાં 'મારાથી' ઉપર ભાર મૂકીએ ને એવો અર્થ લઈએ 'મારાથી કામ કરાયું, બીજાથી નહિ' તો 'મારાથી' ઉદ્દેશ્ય ને 'કામ કરાયું' વિધેય થાય. અર્થાત્, મારે વિષે, મારી જાતને ઉદ્દેશીને હું બોલું તો આ પ્રમાણે પૃથક્કરણ કરાય. 'કામ' ને ઉદ્દેશીને બોલ્યા હોઈએ તો 'કામ' ઉદ્દેશ્ય થાય છે ને 'મારાથી કરાયું' વિધેયપક્ષ થાય છે. બાળકને શિખવવામાં બીજો માર્ગ સરળ છે. વળી કેટલેક સ્થળે કર્તાનો અધ્યાહાર પણ હોય છે; જેમ 'રાજાના હુકમથી તળાવ ખોદાયું' એમાં ક્રિયાપદ કર્મણિ છે, કર્મ ઉક્ત છે, માટે 'તળાવ' પ્રથમામાં છે, અને કર્તાનો–'મજુરોથી' નો–અધ્યાહાર છે. પૃથક્કરણમાં 'તળાવ' ઉદ્દેશ્ય છે; કેમકે, એને વિષે 'રાજાના હુકમથી ખોદાયું' એવું વિધાન કર્યું છે. 'રાજાના હુકમથી ( મજુરોથી ) ખોદાયું' એ વિધેયપક્ષ છે. 'મારાથી કામ થયું નહિ' એ વાક્યમાં 'કામ' ઉદ્દેશ્ય છે, ને 'મારાથી થયું નહિ' વિધેયપક્ષ છે. 'થયું' અકર્મક કર્તરિ છે. કર્તા ઉક્ત હોવાથી 'કામ' પ્રથમામાં છે. 'મારાથી' એ ક્રિયાસિદ્ધિનું પ્રકૃષ્ટતમ સાધન હોવાથી 'કરણાર્થે તૃતીયા' છે. 'થા' ધાતુ અકર્મક હોવાથી આ પ્રમાણે પદચ્છેદ ને વાક્યપૃથક્કરણ કરવું; 'મારાથી કામ કરાયું નહિ' હોય તો 'મારાથી' કર્તૃવાચક પંચમી લેવી. આ ઉપરથી સમજાશે કે વાક્યપૃથક્કરણમાં 'કર્તા' શબ્દને

બદલે ‘ ઉદ્દેશ્ય ’ જ શબ્દ યુક્ત છે. ‘ ઉદ્દેશ્ય ’ ને બદલે ‘ કર્ત્તા ’ શબ્દ વાપર્યો હોય તો ‘ મારાથી કામ કરાયું ’ જેવા વાક્યમાં ગુંચવણ થશે. ‘ કામ ’ કર્મ છે, ક્રિયાપદનો પ્રયોગ કર્મણિ છે, અને વાક્યપૃથક્કરણમાં એને કર્ત્તાના ખાનામાં મૂકશો એટલે ગુંચવણ થશે. પરંતુ ઉદ્દેશ્ય શબ્દ જે યોગ્ય છે તે વાપરવાથી કંઈ ગુંચવણ થશે નહિ. ઉદ્દેશ્ય કંઈ કર્ત્તાજ હોવો જોઈએ એ આવશ્યક નથી, જેને ઉદ્દેશીને કંઈ વિધાન કર્યું હોય તે ઉદ્દેશ્ય. બહુધા તે કર્ત્તાજ હોય છે. પરંતુ કર્મણિ રચનામાં કર્મને ઉદ્દેશીને વિધાન કર્યું હોય છે તો તેને ઉદ્દેશ્ય કહેવામાં કંઈ વાંધો નથી.

પ્રયોગ વિષે વિવેચન પરિસમાપ્ત થયું. હવે ભેદ વિષે વિચાર કરીએ. ભેદ અને પ્રયોગ એ બેને જુદા ગણી વિવેચન અત્યાર સુધી પ્રસિદ્ધ થયલાં ગુજરાતી વ્યાકરણોમાં કર્યું છે. મરાઠી વ્યાકરણમાં પણ એજ રીત ચાલતી જણાય છે. પરંતુ એવો પ્રચાર સંસ્કૃતમાં નથી તેમજ અંગ્રેજીમાં પણ નથી. શાસ્ત્રીય રીતે વિચાર કરતાં એ રીતિ યુક્ત નથી. ખરૂં જોઈએ તો ધાતુના બે વિભાગ છે—મૂળ ધાતુ ને સાધિત ધાતુ. ધાતુના મૂળ રૂપ ઉપરથી જે બીજું ધાતુરૂપ થયું હોય તે સાધિત ધાતુ છે. ‘ કર ’ એ મૂળ ધાતુ છે, ‘કરાવ ’ એ પ્રયોજ્ય ( પ્રેરક ) ધાતુ છે ને તે મૂળ ધાતુ ઉપરથી પ્રત્યય લાગી થવાથી સાધિત છે. સં૰ करोति ( કરે છે ) મૂળ રૂપ; कारयति ( કરાવે છે ) એ પ્રયોજ્ય રૂપ છે. कारयति નું પ્રા૰ માં कारेइ, कारावेइ ને करावेइ થાય છે. ‘ પઢ ’ મૂળ ધાતુ ઉપરથી ‘ પાડ ’ સાધિત, પ્રયોજ્ય ધાતુ થાય છે, ને ‘ પડાવ ’ એ દ્વિત્વ પ્રયોજ્ય ધાતુ થાય છે. એજ પ્રમાણે ‘ કરાવરાવ ’ એ પણ દ્વિત્વ પ્રયોજ્ય ધાતુ છે. મૂળ ધાતુ ઉપરથી જેટલાં રૂપો થાય છે તેટલાંજ રૂપો પ્રયોજ્ય ધાતુ ઉપરથી પણ થાય છે.

‘ કર ’ મૂળ ધાતુ–કરે છે–કર્યું–કરેલું–કરવું–કરીશ.

‘ કરાવ ’ પ્રયોજ્યધાતુ—કરાવે છે–કરાવ્યું–કરાવેલું–કરાવવું–કરાવીશ.

મૂળધાતુ કર્ત્તરિ—‘ હું કામ કરૂં છું. ’

પ્રયોજ્ય ધાતુ —‘ હું કામ કરાવું છું.

મૂળ ધાતુ —કર્મણિ—મેં કામ કર્યું.
મારાથી કામ કરાયું.

પ્રયોજ્ય ધાતુ —કર્મણિ—મેં કામ કરાવ્યું.
મારાથી કામ કરાવાયું.

મૂળ ધાતું —ભાવે —મારાથી બેસાયું.

પ્રયોજ્ય ધાતુ —કર્મણિ—મારાથી નંગ બેસાડાયું.

ભાવે —મારાથી તેને મરાવાયું નહિ (મ-
રાવવાતું થયું નહિ).

કર્ત્તરિ { મૂળ રચના—હું કામ કરૂં છું.
પ્રયોજ્ય રચના—તે મારી પાસે કામ કરાવે છે.

કર્મણિ { મૂળ રચના—મારાથી કામ કરાય છે.
પ્રયોજ્ય રચના—તેનાથી મારી પાસે કામ કરાવાય છે.

આ પ્રયોજ્ય રચનામાં મૂળ રચનાનો કર્ત્તા, તૃતીયા વિભક્તિના અ-ર્થમાં થાય છે. મારી પાસે=મારા વડે (मया). પ્રયોજ્ય રચનામાં 'હું' બી-જાથી પ્રયોજાયાને લીધે પ્રયોજ્ય છે. 'તે' એનો પ્રયોજક છે. સંસ્કૃત વ્યા-કરણમાં એ પ્રયોજકને 'હેતુ' કે 'કર્તૃ' કહે છે. 'तत्प्रयोजको हेतुश्च' । १ । ४ । ५५॥=કર્ત્તાનો પ્રયોજક હેતુસંજ્ઞક કે કર્તૃસંજ્ઞક થાય છે.

આ ઉપરથી સમજાશે કે જેને ગુજરાતી વ્યાકરણમાં 'ભેદ' કહે છે તે ધાતુજ છે. મૂળભેદ તે મૂળધાતુ ને પ્રેરકભેદ તે પ્રયોજ્ય ધાતુ છે ને તે સાધિત ધાતુ છે. મૂળભેદ ને સહભેદનો વિચાર કરતાં જણાશે કે જેને 'મૂળભેદ' કહે છે તે કર્ત્તરિ રચના છે ને જેને 'સહભેદ' કહે છે તે કર્મણિ કે ભાવે રચના છે. જેમ મૂળ ધાતુની કર્ત્તરિ ને કર્મણિ રચના થાય છે તેમજ સાધિત ધાતુની પણ થાય છે. ટેલર વ્યાકરણમાં જેને કર્મકભેદ કહ્યો છે–'પાડ', 'દાબ' ઇત્યાદિ–તે પણ સાધિત, પ્રયોજ્ય ધાતુજ છે. આમ છે ત્યારે ભેદ ને પ્રયોગ એ જુદા શબ્દો વાપરવાથી વ્યાકરણમાં માત્ર ગુંચવણ ઉત્પન્ન થાય છે ને શાસ્ત્રીય રીતે એ વ્યવસ્થા ઉપહસનીયજ છે. અંગ્રેજીમાં એકલો 'Voice' (વૉઇસ)જ શબ્દ છે ને સંસ્કૃતમાં 'ભેદ' એવો વ્યાકરણમાં

પારિભાષિક શબ્દજ નથી. ટેલર સાહેબને કહેવું પડ્યું છે કે **'अकर्मक क्रियापदनो सह्यभेद=भावे प्रयोग'** પૃ૦ ૮૨. ગુજરાતી વ્યાકરણમાં 'મેં કામ કીધું', અને 'મારાથી કામ કરાયું' એવી બે કર્મણિ રચના છે, એજ કારણથી 'ભેદ' ને 'પ્રયોગ' ને જુદા ગણવામાં આવ્યા છે. પરંતુ 'મેં કામ કીધું' એ 'મારાથી કામ કરાયું' ના જેવુંજ છે. 'કીધું' ને 'કરાયું' બંને કર્મવાચ્ય છે. 'કીધું' રૂપમાં 'આય' જે કર્મવાચ્યનો સામાન્ય પ્રત્યય છે તે આવ્યો નથી; તેથી પ્રથમ દર્શને કર્તરિ જેવું રૂપ લાગે છે; પરંતુ અર્થ ને વ્યુત્પત્તિ જોતાં તે કર્મણિજ છે.અંગ્રેજીમાં પણ 'The house is building', 'The book sells well' જેવાં વાક્યોમાં પ્રથમદર્શને કર્તરિ રૂપો (Active Voice) છે તેને તત્વદૃષ્ટિએ કર્મણિ રૂપો (Passive) જ માન્યાં છે. Angus (ઍંગસ) નામનો વૈયાકરણ એવાં રૂપોને સ્વરૂપ કર્તરિ જેવું છે ને અર્થમાં કર્મણિ છે, તેથી કર્તરિ (Active Voice) કે કર્મણિ (Passive Voice) કહેતાં ખંચાઈ 'મધ્ય રચના'નાં રૂપો(Middle Voice) કહે છે. અંગ્રેજી વ્યાકરણમાં Voiceનું બંધારણ સ્વરૂપ ઉપરજ છે. આપણે તો કર્તરિ, કર્મણિ ને ભાવે શબ્દો વિભક્ત્યન્ત સ્વીકાર્યા છે એટલે અર્થનિબન્ધનજ સંજ્ઞા પાડી છે, સ્વરૂપનિબન્ધન પાડી નથી. આ કારણથી 'મેં કામ કીધું' ને 'મારાથી કામ કરાયું' બંને કર્મણિ રચના છે. આ રીતે 'ભેદ' શબ્દ જે પ્રાચીન વ્યાકરણમાં પરિચિત નથી તે શબ્દ વ્યાકરણમાંથી કાઢી નાખવોજ યુક્ત છે. સહ્યતા, શક્યતા, યોગ્યતા વગેરે જે જે અર્થો 'સહ્યભેદ' ને લાગુ પાડ્યા છે તે સર્વ કર્મણિરચના બતાવશે; જેમકેઃ—

'આ કામ મારાથી કરાશે નહિ' (હું કરી શકીશ નહિ કે મારે કરવું યોગ્ય નથી)—કર્મણિ—શક્યતા કે યોગ્યતા બતાવે છે.

'વીર રાજાથી શત્રુ મરાયો'—કર્મણિ—સહ્યતા કે શક્યતા બતાવે છે ('મરાયો'=માર્યો ગયો, કે મારી શકાયો).

જેવી સહેલાઈથી 'કરાયું', 'લખાયું' વગેરે રૂપો કર્મણિ છે એમ બાળકો સમજી શકે છે તેવી સહેલાઈથી 'કર્યું', 'લખ્યું' વગેરે રૂપો કર્મણિ

છે એ સમજી શકશે નહિ. એમ ધારીનેજ 'ભેદ' સંજ્ઞા ઉપજાવી એને મૂળભેદનાં રૂપો કલ્યાં હોય એમ લાગે છે. પરંતુ એ અશાસ્ત્રીય છે એ શિક્ષકે સમજવું જોઈએ. ધાતુને પ્રત્યયો કર્ત્તરિ, કર્મણિ કે ભાવે થાય છે, પછી તે મૂળ ધાતુ હોય કે સાધિત ધાતુ હોય. આવી સ્થિતિ હોવાથી કર્મણિ જે પ્રત્યયો થાય છે તે પ્રત્યયોવાળા ધાતુને સાધિત ધાતુ ગણી ધાતુના મૂળ અને સત્ય એવા ભેદ પાડવા યુક્ત નથી.

---

# સંગીત.

( સાંધણુ પૃષ્ઠ ૨૦૯ થી )

સાત સ્વરસમૂહ જે "સપ્તક" ના નામથી ઓળખાય છે તેને જુદી જુદી વર્ગ ( જાતિ ) રચનાની સંજ્ઞા આપવાની જરૂર જણાય છે. આપણે જ્યારે સ્વરોની જાતિ મુકરર કરવા તત્પર થઈએ છીએ ત્યારે અમુક ધોરણ, માપ, નિયમ પહેલેથી નક્કી કરવો જોઈએ તે આધારથી બીજી ગણનાનો ખુલાસો સહેલ થઈ શકે. જે સ્વર પુરૂષને તેમજ સ્ત્રીને ગાવામાં "મધ્ય સ્વર" ઈશ્વરી બક્ષીસથી નિર્માણ થયેલો છે તે સ્વરને આદિ સ્વર ગણી તે પરથી આપતું બંધારણ ઓળખવું. આ પ્રમાણે જે આદિ સ્વર કલ્પો તેને આપણે "મધ્ય "સા" નામની સંજ્ઞા કલ્પીને આગળ પાછળ વધીને ચાલીએ તો ક્રમવાર સાત સાત સ્વરો આપોઆપ તેજ અંતરે આવતા જશે. આ નમુનાઓ સાંભળવાથી ખાતરી થશે અથવા વાદ્ય ઉપર નજર પહોંચાડવાથી સમજાશે. જેમ જેમ ડાબા હાથ તરફની ગોઠવણ તપાસીશું તેમ તેમ ગર્દાઈને રૂચતો અને જેમ જેમ જમણા હાથ તરફની ગોઠવણ તપાસીશું તેમ તેમ સ્ત્રીત્વને રૂચતો અવાજ મળી આવે છે. આ ક્રમથી પિઆનાના તથા હારમોનીઅમના પાસાઓ ડાબા જમણા હાથથી વગાડતી વખતે જુદા પાડવામાં આવે છે.

ઉપર દર્શાવેલ "સરિગમ" આદિ સાત સ્વર એક બીજાથી ચોકસ અંતર (પ્રમાણ) માં કાયમ છે ને તે અંતર દુનિઆના તમામ ભાગોમાં તેજ ઢબથી માન્ય છે, તેથી તે પ્રમાણ સ્વરોનું સ્વાભાવિક બંધારણ

સ્થાપન કરે છે. આ કારણને લીધે તે સ્વરોને શુદ્ધ સ્વર, પ્રકૃતિસ્વર પણ કહેવામાં આવે છે. ઉપરની સમજણથી આપણને એ બાબત ધ્યાનમાં ઠસે છે કે મધ્ય "સા" સ્વરને આદિ ગણી તેના સમૂહ પૈકી સાત સ્વરને મધ્ય જાતિમાં ગોઠવવા ને ત્યાર પછી આદિ મધ્ય "સા" થી નીચે જવું, તેમજ આદિ સપ્તકના અંત્ય સ્વર "ની" થી ઊંચે જવું. એ બન્ને મોટા ભેદને જાતિમાં ઠરાવવા એ પ્રથમ જરૂરના જણાય છે; પુરુષોના કંઠમાં સ્વરનળીઓનું મુખ સહેજ વિકાસિત–પહોળું હોય છે, તેથી પુરુષો નીચેના મોટા ગંભીર અવાજો ઉપજાવે છે ને સ્ત્રીઓમાં તેજ નળીનું મુખ સંકુચિત–સાંકડું હોય છે તેથી તેઓ તીણા અવાજો કાઢે છે. તોપણ કેળવણીથી તેમાં સુધારોવધારો થાય છે અને ખોડખાંપણ દૂર કરવા યુક્તિ યોજી શકાય છે.

ઉપર કહી ગયા છીએ કે સાત સ્વરોને એક સમૂહ તરીકે ઓળખવા "સપ્તક" એ નામ આપવામાં આવે છે, તેથી એક મધ્ય ભેદ અમુક ઊંચાઈ સુધીનો આપણે સમજી ગયા છીએ. બીજા ભેદો નીચે બતાવ્યા છેઃ-

મંદ્રતમ, મંદ્રતર, મંદ્ર, મધ્ય, તાર, તારતર, તારતમ.

આવી જાતના સ્વરસપ્તક મળી આવે છે. તેથી ૭×૭=૪૯ પ્રકૃતિ સ્વરોની ઉપજ આપણે સમજ્યા. આ સ્વરો પૈકી તમામ દરેક વ્યક્તિ પોતાના કંઠથી ગાઈ શકતો નથી. મનુષ્ય બુદ્ધિથી, વાજાં વડે, ૪૯ અથવા તેથી પણ અધિક સ્વરની ઉત્પત્તિની રચના મેળવી શકે છે. સ્ત્રી યાં પુરુષ પોતાની શક્તિ મુજબ ઘણામાં ઘણા ત્રણ સપ્તક સુધી કંઠ સ્વર લેઈ શકે છે, તેથી તે ઉત્તમ બંધારણની મનુષ્ય કંઠનળીનું માપ ગણાય છે. આ રીતે મનુષ્ય જ્યારે ૨૧-૨૨ પ્રકૃતિસ્વરો ગાય છે ત્યારે તે શ્રેષ્ઠ પંક્તિમાં ગણાય છે. ઉપર કહેલી મંદ્રતમ અને તારતમ જાતના સ્વરો પ્રયોગમાં ઘણા થોડા વપરાય છે અને તે કાનથી પારખવામાં દરેક વ્યક્તિને ઘણી મુસ્કેલી માલુમ પડે છે તેથી તેવા અવાજો આપનાર વાજાંઓની સંખ્યા પણ થોડીજ મળી આવે છે.

ઉપર લખી ગયા છીએ તે પ્રકૃતિસ્વરો એક સરખે અંતરે છે

मंद्र जाति

स,, (रि,,) रि,, (ग,,) ग,, म,, (म,,) प,, (ध,,) ध,, (नि,,) नि,.

સ્વરો અક્કેકથી ચઢતા ઉતરતા આરોહઅવરોહથી ગવાય છે. હાલના જમાનામાં વપરાતા સ્વરોની સાધારણ સમજ માટે ઉપરનો નમુનો દર્શાવ્યો છે. આ રચના પ્રમાણે સિતાર, તાઉસ, વગેરે વાજાંઓમાં સ્વર-મિલાપ ગોઠવવામાં આવે છે ને તેના પડદા વગેરે બાંધવામાં આવે છે ત્યારે પડદા ફેરવવા ( ચલિત કરવા ) ની જરૂર રહેતી નથી તેથી તેને અચલ ઠાઠ ( રચના ) ના નામથી ઓળખીએ છીએ. પાશ્ચાત્ય પિઆના તથા હારમોનીઅમના પાસા પણ ઉપરનાજ નિયમને અનુસરે છે. સફેદ રંગના પાસા પર શુદ્ધ (પ્રકૃતિ, અવિકારી) સ્વર બોલે છે ને કાળા રંગના પાસા પર વિકૃતિ, વિકારી અથવા કોમલ તીવ્રના નામથી ઓળખાતા સ્વરો વાગે છે. ઉપર કહી ગયા છીએ કે આપણા આર્ય સંગીતમાં વિકૃત સ્વરોના બારીક ભેદ પણ થાય છે ને તે બહુ અસરકારક થઈ પડે છે; પણ શરૂઆતમાં અભ્યાસીઓને વાસ્તે ઉપરનોજ નમુનો બસ છે, માટે તે શીખીને આસ્તે આસ્તે કંઠસ્થ કરી લેવો જોઈએ.

સંગીતના પ્રયોગમાં વિકૃત સ્વરો સઘળા એક સાથે વપરાતા નથી, પરંતુ એક,બે વિકારી અને બાકી અવિકારી સ્વરો સાથે સાથે યોજવામાં આવે છે. ગીત, કાવ્ય, વગેરે ગાતાં રાગોની રચના કેવી રીતે થાય છે તે પ્રસંગના લખાણમાં સ્વરોના મિલાપ વગેરેના ખુલાસા લખવામાં આવશે.

ઉપર બતાવેલા મંદ્ર-મધ્ય-તાર-સ્વરો માંહેના મધ્ય જાતના સાત સ્વર અને ત્રણ ચાર મંદ્રજાતિના તેમજ ત્રણેક તારજાતિના સ્વર શીખવાથી લગભગ દરેક ગીત સારી રીતે ગાઈ શકાય છે માટે સંગીતના શોખીનોએ ઉપર બતાવેલ ૮૪-૮૫ સ્વરની મોટી સંખ્યા સાંભળી વિઘાભ્યાસ માટે ડરી જવું નહિ. અભ્યાસીઓને ખાસ ભલામણ માત્ર એટલીજ છે કે તેઓએ મંદ્ર જાતના "પ,"થી શરૂ કરી તાર જાતિના "ગ" સ્વર સુધી અવાજને ચઢાવતાં ઉતારતાં શીખવું, જેથી તે અવાજ કેળવાયા પછી બહુ સુગમતાથી સારૂં કામ કરી શકાય છે. થોડું શીખ્યા પછી આગળ

વધવાની હોંસ રહે છે. ગીત શીખવાથી ફેફસાં, છાતી, કંઠ એ અવયવોને યોગ્ય શ્રમ સાથ કસરત પડવાથી તે સબળ થાય છે અને તેથી પરિણામમાં આનંદ ઉપજતાં મનોબળ પણ વધે છે. માટે સ્વરોની કસરત પાંએક કલાક સુધી દરરોજની આવશ્યક ગણવી જોઈએ.

સંગીતનું બીજું મુખ્ય અંગ તાલના નામથી બોલાય છે. સંગીતના પ્રથમ આધારરૂપ સ્વર વિષે કહી ગયા છીએ, પરંતુ આ સ્વરોને કેવી રીતે લંબાવવા, ટુંકા કરવા અને તેને વખતના માપમાં કેમ ગોઠવવા એ પણ બીજી અગત્યની બાબત છે. વખતનું માપ સંગીતના ત્રણે પ્રકારમાં સર્વોપયોગી છે. છંદ, પદ, ગઝલ, લાવણી વગેરે જે જે વર્ણાત્મક ગીતો ગાઈએ છીએ તે સર્વને ગાતાં ગાતાં અમુક સમય વીતતો આપણે સમજીએ છીએ. આ સમયને સમ ભાગે વિભાગીને દરેક ભાગે 'તાલ' ગોઠવવામાં આવે છે.

દોધક, રોળાવૃત, ત્રોટક, નારાચ, ચોપાઈ, દોહરા વગેરે દષ્ટાંતોથી તેના દરેક ચરણમાં ચાર, છ, આઠ તાલના માપથી સમ ભાગે સમય વીતતો ચાલ્યો જાય છે એ સહજ સમજાય છે, અને તેથી તાલનું સ્થૂલ સ્વરૂપ ખ્યાલમાં આવશે. તેજ પ્રમાણે ધ્વન્યાત્મક ગીતકાવ્ય, સરિગમ, તિલ્લાના, લેહેરા, ગતો, વગેરે જે જે બનાવટો ભિન્ન નામોથી ઓળખાય છે તે પણ અમુક સમય ગાળે છે, તેમાં પણ પદની માફક શબ્દો, ચરણ, વિરામ વગેરે વખતના માપનું અવલંબન છે અને તેની (તાલની) યોજના અસ્ખલિત જોવામાં આવે છે. વળી બીજી બનાવટો જેમાં સંગીતના ધ્વન્યાત્મક શબ્દો ઘણા હોય છે, ને વર્ણાત્મક શબ્દો થોડા હોય છે તેવાં, જે પદ, ખ્યાલ, ટપ્પાના નામથી પ્રસિદ્ધ છે તેને માટે પણ તાલની વ્યવસ્થા તો તેવી ને તેવીજ છે, તેથી તાલનું બંધારણ અને તેના માપનું મુકરર સ્વરૂપ હવે આપણે વિચારીશું.

વર્ષ, ઋતુ, માસ, પક્ષ દિવસો વગેરે મોટા માપથી જેમ સમયનું બંધન બતાવાય છે; પ્રહર, કલાક, મિનિટ, સેકન્ડ, અથવા ઘડી, પળ, વિપળો વગેરે જેમ નાના માપથી સમયનું સ્વરૂપ સમજાવે છે, તેમ સંગીતમાં ગાતી વખત જે સમય વહી જાય છે તેનું ધોરણ લગભગ સર્વ દેશોમાં એક સરખા નિયમથી જળવાઈ રહેલું જોવામાં આવે છે, અને આ નિયમ

જનસ્વભાવને અનુસરતો થાય છે. સાધારણ વેગથી એક વર્ણ, હ્રસ્વ-લઘુ અક્ષરનો ઉચ્ચાર કરતાં જે સમય વીતે છે તે માપ તરીકે લેવામાં આવે છે અને તેને એક " માત્રા " કહેવામાં આવે છે. લઘુ અક્ષરની એક માત્રા અને દીર્ઘ અથવા ગુરુ અક્ષરની બે માત્રાઓ હોય છે; વળી પ્લુત ઉચ્ચારને ત્રણ અથવા તેથી અધિક માત્રાઓ હોય છે. એ ક્રમ છંદસ્, પિંગલ અને સંગીતમાં એક સરખોજ પાળવામાં આવે છે. ત્રણ અથવા તેથી અધિક માણુસો હોય છે ત્યારે તે વ્યાકરણની રીતે બહુ-વચન ગણાય છે, તેવીજ રીતે પ્લુતનો ઉપયોગ છે; પણ જ્યારે પ્લુતને માટે ઘણી માત્રાઓ ગીતમાં ગોઠવી હોય છે ત્યારે પ્લુતના દીર્ઘ કાળમાં આગળ ગમે ત્યાં એકાદ તાલ આપવો પડે છે. આવા દાખલા દોહરા વગેરેના છેડાના વર્ણોચ્ચાર તપાસતાં માલમ પડશે. દરેક વર્ણોચ્ચાર સાથે તાલ આપવાનો નથી અથવા માત્રાની ગણના કરવાની નથી, પણ બે માત્રાને ત્રણ માત્રાને અથવા ચાર, ચાર માત્રાને સમાન સમાન અંતરે ગીતકાવ્યનો વિભાગ કરી તાલ આપવાના છે.

દોધક છંદ.

| | | | | |
|---|---|---|---|---|
| શ્રી જમ જુ | ઓ ઉર્ક | જા ટ ધ | રે છે | ઇત્યાદિ |
| ૧૨;૩, ૪ | ૧૨,૩,૪ | ૧ ૨,૩,૪ | ૧૨,૩૪ | |

ચોપાઈ.

| | | | |
|---|---|---|---|
| વિ શ્રો ળી | વં ડ પેર | વેલ ,છ | જે લે , |
| ૧, ૨ ૩, ૪ | ૧,૨,૩,૪ | ૧૨;૩૪ | ૧ ૨,૩ ૪ |

દોહરા.

| | | | |
|---|---|---|---|
| પ રે ટિ | એ નિ ત | ળ ઠિ ને* | —— |
| ૧,૨ ૩,૪ | ૧ ૨,૩,૪ | ૧,૨,૩ ૪ | ૧,૨,૩,૪ |
| લે વું | ઈ શ્વર | ના * —— | મ , |

"ઉંડું જગે ઉંડું વંને" એ પદમાં ત્રણ ત્રણ માત્રાને અંતરે તાલ

* આ જગોએ ને, પ્લુત છે ને તેને ચાર માત્રા આપતાં તેની બીજી માત્રા પર તાલ આવે છે તેમજ "ના" ને ૭ માત્રાનો અવકાશ આપવામાં આવ્યો છે.

અપાય છે. આ પ્રમાણેજ ધ્વન્યાત્મક ગીતો માટે સમજવું. શરૂઆતના અભ્યાસીઓ વર્ણાત્મક કાવ્ય સહેલથી સમજી શકે છે.

પદ વગેરે ગાતી વખતે માત્રાઓનો એક સરખો વેગ નભાવવો તથા તાલનું બંધન નિયમસર જાળવવું એ બાબત પણ ધ્યાનમાં રાખવાની છે. આ પ્રમાણેના પ્રબંધથી સંગીતના પદો વગેરે ગાનના વખતનું માપ લેવાઈ શકે છે. જ્યારે સડક પર રેલના પાટા એક સપાટીમાં પાથરેલા હોય છે અને જ્યારે ગાડીઓમાં સારી કમાનો હોય છે, જ્યારે પાસેંજરને આંચકો કે ધક્કો હરકત કરતો નથી તે દૃષ્ટાંતથી તાલ, વેગ, માત્રા વગેરેથી ઉપજતું "લય" સ્વરૂપ પાટાના "લેવલ" નું કામ સારે છે. અને પછી ગાતી વખતે સ્વરો જો આંચકા, કંપ, ડચકાં સિવાય ગવાય તો માણસને કોઈ પણ જાતના ધક્કાની અસર થતી નથી; પણ જો તેમાંના એકમાં કે બન્નેમાં ખામી હોય તો રેલની મુસાફરીની વિટંબનાનું ધ્યાન કરી જોવું જેથી સંગીતથી નિપજતાં આનંદના વધતા ઓછા પ્રમાણનો ભાસ થઈ શકશે.

સંગીતમાં વધારે ઉલટથી શ્રમ કરી આનંદ લેનાર અને આપનાર કુશળ ગાયક માટે વિશેષ જ્ઞાનની ઘણી જરૂર છે, પણ શરૂઆતમાં તે બોજારૂપ થઈ પડે તેથી અહિં ટુંકમાં બાજી સમેટી લેવામાં આવે છે. ગીત-વિષયના મુખ્ય બે અંગ સ્વર અને તાલને વિષે ઉપર કહી ગયા. તે ઉપરાંત કાવ્યના ભાવને રસપૂર્તિ આપવા સારૂ મંદ (ધીમી) ગતિથી વિલંબ ગતિ; મધ્યગતિ; શીઘ્રદ્રુતગતિથી એ પણ નિયમ પાળવાની જરૂર છે. વિશેષમાં સ્પષ્ટ ઉચ્ચાર, મધુર અવાજ, રસને યોગ્ય સ્વરોની યોજના તથા તેને અનુકૂળ ભાવની આર્દ્રતા ધ્વનિ મારફત દર્શાવવી વગેરે અનેક બારીકીઓ સંગીતવિષયમાં ધ્યાનમાં રાખવાની છે, તે વિષે લખવાનું હાલ મોકુફ રાખી માત્ર હુનરને લગતી ખોડ ખાંપણ અજાણપણાથી મનુષ્યમાં ટેવરૂપે દાખલ નહિ થઈ જાય તે હેતુ નજરમાં રાખી તેવી આદતો દૂર કરવા અહીં સૂચનાઓ લખવામાં આવે છે.

હાંફવાની માફક અથવા ડચકાં લેવાની માફક શ્વાસ લેવો નહિ.

નાકમાંથી અવાજ કાઢવો નહિ, એટલે વર્ણોચ્ચાર અનુનાસિક બોલવા નહી.

ભયથી ધ્રુજતો અવાજ તજવાનો છે.

કઠોર, કર્કશ, કંપાલી એવા સ્વરોથી ગાવું નહિ.

સ્વરનું યોગ્ય સ્થાન (અંતરાય) છોડી દેવાથી જેને બેસુર કહીએ છીએ તેવી રીતે સ્વરોનો ઉચ્ચાર કદિ પણ કાઢવો નહિ.

તાલ તોડીને માત્રાઓને છિન્નભિન્ન ભ્રષ્ટ કરવાથી લય તૂટી જાય છે ને તેથી ગીત બેડોળ ને રસહીન ગણાય છે, માટે બેતાલ થવું નહિ ને લય-ભંગ કરવો નહિ.

ગાનારે પોતાની હબથી ગાવું, પણ પ્રેમ અને રુચિ સિવાય ગાવું તે સ્તુતિપાત્ર નથી.

સંગીતનો આનંદ રસ પૂરવાગાંજ સમાયલો છે, તેથી રસાર્દ્રતાથી ગાવું પણ નિરુત્સાહ અને ઉપેક્ષાથી ગાવું નહિ.

કાવ્યના નવરસ–શૃંગાર, હાસ્ય, કરુણ રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્ભુત, શાંત–એ સર્વે સંગીતમાં તેજ જાતિના આનંદાદિક ભાવના પ્રકાશ માટે યોજવામાં આવે છે, તેથી તેના સ્થાયિભાવ વગેરે સાહિત્યનું અવલંબન ને તેનું જ્ઞાન આ કારણસર સંગીતમાં ઘણુંજ ઉપયોગી છે. નવે રસો ગીતદ્વારા મનુષ્યમાં આવિર્ભૂત થઈ પોત પોતાનો રસપ્રવાહ જોસથી અને અસર-કારક રીતે સ્પષ્ટ દેખાડે છે માટે ગીત ગાનારે પણ આ રસોને અનુકૂળ પોતાના મનોભાવને પણ યોજવા જોઈએ. *દુર્ગુણથી દૂર રહેવું. તે એક

---

*સભામાં આપણે જ્યારે બેઠા હોઈએ તે વખતે ગાયક જે ગાન કરે છે તે આપણે ધ્યાનમાં લેવું અને સમજ ન પડે તો બને તો તે રીતે તેના સ્વરોનું અનુકરણ યાદ કરી લેવું અને પછી જિજ્ઞાસાથી મિત્રમંડળમાં રાગનાં નામ વિષે પૂછીને વાકેફ થવું. આ સારી પદ્ધતિ કહેવાય. ઉતાવળથી તે રાગનું નામ બેસમજથી આપવું તેથી હાસ્યપાત્ર થવાય છે, આવે પ્રસંગે "मौनं सर्वार्थसाधनम्" મુંગા રહેવું એ શિક્ષા ફાયદાકારક છે. વળી ગાયકને કોઈ પ્રશ્ન સભાની વચમાં પૂછવો અથવા અમુક ગાવાની આજ્ઞા આપવી તે પહેલાં પૂછનારે પોતાનો ઉપહાસ ન થાય તેનો વિચાર રાખવો જોઈએ; કારણ કે જો પોતાનું અજ્ઞાન હોય છે તો સભામાં વ્યર્થ ચર્ચારૂપ પોતેજ બની બેસે છે.

જાતનાં ગુણસંપાદનનોજ લાભ છે તોપણ વિશેષ રૂચિકર થવા માટે શી શી બાબતો અવશ્ય કરવી તે વિષે લક્ષ એંચું છું.

स्वरेण पदसंयुक्तं छन्दसा च सुसंयुतम्।
सुपात्रं च सुतालं च, सुगीतं तेन भण्यते॥

પિંગલાદિક નિયમોથી લલિત પદને તાલ અને સ્વરોની નિયમિત અને મનોહર રચનાથી યોગ્ય વિષયના રસાદિકને પૂર્તિ આપી, કંઠાદિ પાત્ર માંહેથી મધુરાઈ વગેરે ગુણ વરસાવનાર ગીતને સુગીત એ નામથી કહેવામાં આવે છે. (અપૂર્ણ.)

---

# કિંડર્ગાર્ટન.

( ચાલુ પુસ્તકના પૃષ્ઠ ૧૭૪થી સાંધણ. )

## ઉદ્યોગ. ( મણકા ).

૧૧ મી ( કાણાં પાડીને ચિત્ર દર્શાવવાની ) બક્ષીસ શરૂ કર્યા પહેલાં મણકા, વટાણા, ચણા, તુવર, કચુકા વગેરેની દાળોને ચોકડી પાડેલા કાગળોમાં, પાટીઆ ઉપર કે પુઠાં ઉપર ગોઠવાવીને તેનાથીજ સૌંદર્યના કે વસ્તુઓની સપાટીની હદથી બનતા આકાર દર્શાવવા એ ઉત્તમ રસ્તો છે.

આ ઉદ્યોગની શરૂઆત એ ફ્રોબેલ સાહેબના નિયમ પ્રમાણે લીટીઓ ઉપરથી બિંદુઓમાં જવાનીજ શરૂઆત છે. પહેલી ૭ બક્ષીસો ઘન વસ્તુઓને માટે, ત્રીજીથી સાતમી સુધીના સૌંદર્યના આકારો, અને સાતમી બક્ષીસ સફાઈથી ચિત્રદર્શન બતાવવા માટે, આઠથી દસ સુધી લીટીઓથી, અર્થાત્, માત્ર બહારની મર્યાદાથી, વસ્તુઓના કે કાલ્પનિક સૌંદર્યના આકાર બતાવવા માટે છે. આ ઉદ્યોગ એ લીટીઓ ઉપરથી બિંદુઓમાં જવાનું પગથીઉં છે.

બાળકના હાથમાં કચુકા કે એવી ચીજો મૂકયા પછી, એકી બેકી રમાડવાનો, તથા સાધારણ નાની નાની ઢગલીઓની સંખ્યાની અટકળ

કરાવવાનો મહાવરો કરાવવો શિક્ષકને તેમજ બાળકોને રમુજી થઈ પડશે.

આખા વટાણા ચણા કે કચુકા કરતાં દાળોને માટે વિશેષ ભલામણ કરવાનું કારણ એ છે કે તે એકજ તરફ ઉપસેલી હોવાથી જલદી ખસી જતી નથી અને આકાર બનાવવામાં બાળકોને બહુ મહેનત પડતી નથી.

**સાધન**—કચુકા; વટાણા, મણુકા, કે જુદી જુદી જાતની શોભતી દાળો.

**અટકળ**—છોકરાઓની આંખો એવી બંધ કરાવવી કે તે કશું દેખી શકે નહિ. તેના હાથમાં એક જાતની દાળ કે અનાજ મૂકવું, અને પૂછવું કે એ શું છે તે કહો. છોકરો તેને હાથ ફેરવીને માત્ર સ્પર્શેન્દ્રિયની મદદ વડેજ ઓળખવાનો પ્રયત્ન કરશે. છોકરાને વર્ગના સામો ઉભો રાખીને તે પ્રયોગ કરવો એટલે આખી ક્લાસના બાળકોને રમુજ પડશે. તે નિષ્ફળ થાય તો જે જે ખોટાં નામ આપે તેની અને આપેલી વસ્તુની વચ્ચે શો તફાવત છે તે તેની પાસે તેમજ બીજા છોકરાઓ પાસે કહેવડાવવું, અને તેને આખરે તેના પોતાનાજ સામાન્ય જ્ઞાનના સંસ્કાર અને અનુભવની મદદથીજ ખરી વસ્તુ ઉપર લાવવો. આ રમતથી બાળકોની સ્પર્શેન્દ્રિય, સ્મરણશક્તિ, તેમજ અટકળ કરવાની શક્તિ સારી કેળવાશે. એકી બેકી રમાડવાની રીત તેમજ નાની નાની ઢગલીઓની સંખ્યા તેમની પાસેથી અટકળથી કઢાવવાની રમત ઉપરની શક્તિઓ ખીલવવામાં સારી મદદગાર થઈ પડશે.

**ફલક ઉપર ગોઠવણી**—પહેલી આકૃતિમાં માત્ર ખુણા ઉપર ગોઠવણી કરેલી છે, બીજીમાં આડી સીધી લીટીમાં પાસે પાસેના ખુણા ઉપર ત્રણ છે. ત્રીજીમાં ઉભી લીટીમાં અને ચોથી આકૃતિમાં બે ખુણા ઉપર મણુકા ગોઠવ્યા બાદ અટકળથી એક મણુકો તે બેની મધ્યે સરખે અંતરે મૂકવાનો છે. પાંચમીમાં દરેક બાજુના મધ્યમાં પણ એક મણુકો છે, ચોથી અને પાંચમી આકૃતિમાં રહેલા અંતરની મધ્યમાં અકેકો ગોઠવવાથી છઠ્ઠી અને સાતમી આકૃતિ થાય. આઠમી આકૃતિ ચોરસનું મધ્યબિંદુ કલ્પીને મણુકો મૂકવા માટે છે. નવમીને દસમી આકૃતિઓ એમજ પ્રમાણે તિરકસ લીટીઓ તૈયાર કરવા માટે છે.

૧૧ વાવ્રટો. ૧૨ લોઢાની વાડ.

૧૩ વાંચવાની ઘોડી. ૧૪ પટ્કોણ. ૧૫ ચિત્રફલક.

આ નમુનાઓ આઠમી બક્ષીસમાંથી લીધેલા છે અને તે પ્રમાણે આગળ અભ્યાસ કરાવવા માટે તેજ બક્ષીસનાં ચિત્રો પસંદ કરવાનું ફાવશે.

મણકા વહેંચવાને માટે અથવા આકાર બન્યા પછી તેનું સામાન્ય જ્ઞાન આપવા માટે એકાદ ટુંકી કવિતા બનાવેલી હોય તો બીજી બક્ષીસોના ધાટ પ્રમાણે આમાં પણ બાળકોને સારી રમુજ પડે.

અગિયારમી બક્ષીસમાં બાળકે એકવાર પાડેલાં કાણાં રદ થઈ શકતાં નથી તેથી તે પહેલાં તેને સારી રીતે અટકળ કરવાની ટેવ પડી હોય તો સાધન ઘણાં બગડે નહિ તેમજ બાળક નિરાશ થાય નહિ. તેને માટે વચ્ચે આ બક્ષીસનો સારો મહાવરો કરાવવો એ જરૂર સાર્થક થશે.

મણકા કાર્ડ બોર્ડ ઉપર સીવીને આકાર પાડવાનો પણ રમુજી ઉદ્યોગ છે. કેટલાક વિદ્વાનો તેને આ પગથીએ શિખવવાની ભલામણ કરે છે. પરંતુ અગિયારમી અને બારમી બક્ષીસ પછી તે રમતનો અભ્યાસ કરાવવો યોગ્ય છે. બાળકને પહેલાં જાડી અને બુઠ્ઠી સોયથી કાણાં પાડવાનો અને તેમાં દોરા ભરવાનો મહાવરો કરાવ્યા પછીજ મણકા પરોવીને સીવવાનો યત્ન કરવો.

મણકાની લાંબી લાંબી માળાઓ પરોવીને તેનાથી સપાટ મૂકેલા પાટીઆ પર આકાર કરવાની રમત આગળ આવી ગયલી દોરીથી આકાર કરવાની રમતને મળતી છે માટે ત્યાં આપેલી સૂચનાઓ પ્રમાણે કામ કરવું, અને સપાટ મૂકેલા ટેબલ કે પાટીઆ ઉપર આકારો કરાવવા.

( અપૂર્ણ )

---

# केळवणीखातानी खबरो.

## જાહેર ખબર.

આ ઉપરથી જાહેર ખબર આપવામાં આવે છે કે લોકલબોર્ડના શિક્ષકોએ પોતાના ઉપરી અધિકારીને વિજ્ઞાપના કે અરજી કરતી વખતે

## જાહેર ખબર.

ત્રીજા વર્ષની ટ્રેન્ડ ( ગુજરાતી ) સ્ત્રીશિક્ષકો માટે સિંધમાં જગાઓ ખાલી છે. તપસીલવાર વિગત માટે 'કન્યાશાળાના ઇન્સ્પેક્ટ્રેસ, સિંધ, કરાંચી,' ને અરજ કરવી.

K. P. Trivedi.
એડિટર.

ઉપરની જાહેર ખબર તેમના નંબર ૪૪૧ તા. ૨૧ ઑગસ્ટ ૧૯૦૬ના લખાણના આધારે છાપવામાં આવે છે.

---

## નિશાળોનાં ઇનામપત્રક.

**અમદાવાદ વિભાગ—કોચરબ.** કન્યાશાળામાં મે. ડિ. ટ્રે. કૉલેજનાં લેડીસુપ્રીન્ટેન્ડટ સાહેબે રૂ. ૪ ) બક્ષીસ. **મોડાસા.** કસ્બાની સઘળી સ્કૂલોમાં મે. કલેકટર સાહેબે રૂ. ૭૨–૦–૦ પુસ્તકો ૫. વહેચ્યું. **અમદાવાદ.** શેઠાણી હરકુંવરબાઈની કન્યાશાળામાં. ગુ. વ. સોસાયટી તરફથી રૂ. ૨૩–૮–૦ નું ઇનામ–શેઠ ચુનીલાલ નગીનદાસ ચીનાઈ વાળાએ. રૂ. ૧૩–૮–૦ ઇનામ વહેચ્યાં. **ભડીયાદ.** તાલુકદાર સીવસંગજી અને બીજા ગરાસીયા. રૂ. ૧૦ ), મુખી ધનજી ગણેશ અને ગામ લોકો રૂ. ૧૬–૪–૦. ધોલેરાના શેઠ ઝવેરભાઈ રૂ. ૧૦ ) બક્ષીસ. **ગાંફ.** ઠાકોરશ્રી અગરસંગજી રૂ. ૨૫ ) કપડાં તથા પુસ્તકો. **છનીઆર.** સ્કુલ કમીટીના મેંમ્બરો રૂ. ૮–૪–૦ ઇનામ. **અલારસા.** વ્યાસ ગણપતરામ જેઠારામે રૂ. ૩૧–૮–૦ છોકરાં જમાડયાં. **અમદાવાદ** સ્કૂલ નંબર. ૨૪ લલુભાઈ રાયચંદ રૂ. ૧૦–૦–૦ પુસ્તકો. શેઠ વીરચંદ દીપચંદ રૂ. ૮–૪–૦ મિઠાઈ. શેઠ. સોમનાથ ભુદર રૂ. ૬ ) પતાસાં વી. **અમદાવાદ.** સ્કૂલ નંબર ૨૬ સ્કૂલ કમીટીના મેમ્બર તથા બીજા. રૂ. ૨૩) પુસ્તકો વી. **શનાથળ.** સુવાણા રાણાજી ભોજાજી. રૂ. ૮–૦–૦ ની ચોપડીઓ. **નરોડા.** સ્કુલ કમીટીના મેમ્બર રૂ. ૭–૨–૦ નું ઇનામ. **વણશોળ.** પટેલ ઘેલીભાઈ બાપુજી. રૂ. ૫ ) નું ઇનામ. **ભુવાલડી.** પટેલ શંકરભાઈ ઘેલીભાઈ રૂ. ૬–૦–૦ કાપડ તથા મિઠાઈ. **દહેગામ.** સ્કૂલ કમીટીના મેમ્બરો રૂ. ૧૨–૬–૬ ઇનામ. **શાઈજપુર બોઘાનું.** સ્કૂલ કમીટીનાં મેમ્બરો રૂ. ૪–૮–૦ ઇનામ.

**પારડી.** દરબારથી રૂ. ૪૦-૦-૦ ઈનામ. **ભુવાલડી.** મોતીભાઈ દેશાઈભાઈ પટેલ રૂ. ૧૨-૦-૦ કાપડ તથા મિઠાઈ. **ઓગણુજ.** શેઠ. ચીનુભાઈ માધવલાલ રૂ. ૩૪-૯-૩ ઈનામ. ભટ ઉમેદરામ ભવાનીશંકર રૂ. ૨૪-૦-૦ છોકરાં જમાડયાં. **વળાદ.** સ્કૂલ કમીટીના મેમ્બરો રૂ. ૬-૪-૦ ઈનામ. **અમદાવાદ** સ્કુલ નંબર.૨ વિશ્વનાથ પ્રાણજીવન ઘડીયાળી રૂ.૨-૦-૦ પતાસાં. **ગોધાવી.** કન્યાશાળામાં શેઠ બુરાભાઈ ત્રીભોવનદાસ રૂ.૪-૯-૦ કાપડાં. **વહેલાલ.** મૂળજીભાઈ મથુરભાઈ અમીન- રૂ. ૫-૦-૦ કપડાં તથા મીઠાઇ. **અમદાવાદ.** સ્કૂલ નંબર ૧૨ શેઠાણી મયાબાઈ પ્રેમાભાઈ રૂ. ૧૫-૦-૦ પેંડા. સ્કૂલ નંબર ૨૫ માં સ્કૂલ પંચ કમીટી વગેરે. રૂ. ૩૫-૦-૦ પરચુરણ ઈનામ. **શાઈજપુર બોઘાનું.** પટેલ વાઘજીભાઈ જેસંગભાઈ રૂ. ૪-૦-૦ પતાસાં. **ગોધાવી.** શેઠ બુરાભાઈ ત્રીભોવનદાસ રૂ. ૬-૧૧-૬ ઈનામ. **અમદાવાદ.** સ્કૂલ નંબર ૧૧ સ્કૂલ કમીટીના મેમ્બરો તથા અન્ય ગૃહસ્થો રૂ. ૨૪-૦-૦. પેંડા તથા પતાસાં. **લાકડીયા.** તાલુકદાર રૂ. ૩-૦-૦ ઈનામ. **પ્રાંતીજ.** સેઠ માણેકલાલ મફતલાલ રૂ-૪-૦-૦ પતાસાં **અમદાવાદ** સ્કૂલ નંબર ૧૩. સેઠ હીરાલાલ તથા રણછોડલાલ ગીરધરલાલ મણકીવાળા રૂ-૧૨-૦-૦ મિઠાઈ.

**સુરત વિભાગ—સુરત.** મ્યુ. સ્કૂ. નંબર ૧૫ માં સેઠ ઇસ્માઈલ દાઉદજીએ રૂ. ૩ ) કપડાં સુરત ઉર્દુ સ્કૂલ નં. ૫ તથા નં ૪ સેઠ ઇસ્માઈલ દાઉદજીએ રૂ. ૩-૦-૦ ના કપડાં તથા ખા. સા. મોલવી અબદુલ કાદરે રૂ. ૮ ) બક્ષીસ **નોગામા**—મોરાર લાલા. રૂ-૪-૯-૦ મીઠાઈ. **ચુપા.**—સ્કૂલ કમીટીના મેમ્બરો-રૂ-૧૬-૮-૦ ઘડિયાળ. **અંચેલી**—સો.-મંચરજી જમસેદજી રૂ-૧૦ ) કસરત પી-સામાન સાર. **સુરત.**—ઉર્દુ સ્કુલ નંબર ૪ માં:સેઠ ઇસ્માઈલ દાઉદજી એ રૂ-૪ ) કપડાં. **કુમંસ.**—હા. આણંદજી દયાળ રૂ-૫ ) ઈનામ-સુરત સ્કૂલ નંબર ૧ સેઠ છગનલાલ રણછોડદાસ બગવાન મથુરાવાળા રૂ-૫-૦-૦ એક ગૃહસ્થ રૂ-૩-૦-૦, સ્કૂલ નંબર ૫ સેઠ ઉમરભાઈ તરફથી રૂ-૧૫ ) ના કપડાં, સેઠ અબદુલાં તરફથી રૂ, ૭ ) ના કપડાં-સ્કૂલ નંબર ૬ શેઠ. નગીનચંદ કપુરચંદ તરફથી રૂ.-૩૮-૮-૬ સ્લેટ. સ્કુલ નંબર ૭ સેઠ પ્રાણજીવન દુલભરામ તરફથી રૂ—૩૦-૦, સ્કૂલ નંબર ૧૧ સેઠ ચંદુલાલ ભોળાનાથ તરફથી રૂ-૫-૦-૦-**મગોદ**—મી-રણછોડજી લાલભાઈએ રૂ. ૩-૨-૦ પ-

તાસાં. **સુરત.**—મ્યુ-સ્કૂલ નંબર ૨ એક ગૃહસ્થ રૂ. ૫-૦-૦ તથા ડા. દીનશાહજી રૂ-૩-૦-૦ ઈનામ સ્કૂલ નંબર. ૪ મે. સૈયદઅલી એલ એ- ડ્રુસ સાહેબે રૂ.૫) ભરતકામનો સાંચો. **ગણદેવી** ગામના લોકો રૂ.૫-૦-૦ પતાસાં. મૂલજીભાઈ નીછાભાઈ રૂ-૩-૦-૦ ઈનામ. **સુરત.**—સ્કૂલ નંબર ૬ સેઠ ફુલચંદ કસ્તુરચંદ રૂ-૬-૦-૦ મિઠાઈ. સુરત સ્કૂલ નંબર ૨. ડાકટર દીનશાજીએ રૂ-૩-૦-૦ નું લંડનમેઇડ સ્ટારઅપરાઈટ સ્ટીમ્ એનજીન બ- ક્ષીસ આપ્યું. **ડુમસ.**—નામદાર નવાબ શાહેબ રૂ-૫-૦-૦ પતાસાં. **ત- રસાડા** ગામ લોકો રૂ-૩-૦-૦ ઈનામ, **ચીખલી.**—ઉર્દુ સ્કૂલમાં ગામ- લોકોથી રૂ-૩-૦-૦ ઈનામ.

---

## જાહેર ખબર.

મર્હુમ રા. સા. માધવલાલ મેમોરિયલ ફન્ડની વ્યવસ્થા—આ ફન્ડની વ્યવસ્થાપક મંડળી તા. ૨૯-૭-૦૬ ના રોજ મળી હતી. આ મંડળીનો એવો વિચાર થયો છે કે—આ ફન્ડની નીચે પ્રમાણે વ્યવસ્થા કરવી.

૧ મર્હુમ રા. સા. નું ઓઇલ પેઇન્ટિંગ અમદાવાદ પ્રે. ટ્રે. ટ્રેનિંગ કૉલેજમાં મૂકવું.

૨ એ છબી કરાવતાં જે ખર્ચ થાય તે જતા બાકી રહેલા રૂપીઆનું જે વ્યાજ આવે તેમાંથી અમદાવાદ મેલ અને ફિમેલ ટ્રેનિંગ કૉલેજના ત્રીજા વર્ષના સ્કાલરોમાંથી જેમનો પહેલો નંબર આવે તે દરેકને સોનાનો ચાંદ હરવર્ષે આપવો.

વ્યવસ્થાપક મંડળી આ સબંધી બધા સબ્સ્ક્રાઇબરોના અભિપ્રાય લેવા માગે છે; તેથી ઉપરની બાબતમાં જે કોઈને જે જે સૂચવવું હોય તેમણે નીચે સહિ કરનારને તા. ૨૫ મી સપ્ટેમ્બર સને ૧૯૦૬ લગીમા લખી જણાવવું. તા. ૧ માહે ઑકટોબર સને ૧૯૦૬ ના રોજ આ ફન્ડ- ની પૂરે પૂરી વ્યવસ્થા કરવા માટે જનરલ કમિટી મળશે. તેમાં સર્વે મેમ્બ- રોને આવવાની અને અભિપ્રાય આપવાની છૂટ છે. માટે એ તારીખે પ્રેમા- ભાઈ હોલમાં પધારવાની તસ્દી લેશો

Ganpatram G. Sastri.
Jivanlal V. Desai

---

અંક ૧૦ મો. પુસ્તક ૪૫ મું.

# The Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

ઑક્ટોબર. ૧૯૦૬.

## અનુક્રમણિકા.



---


( કેળવણીખાતાના હુકમથી. )

અમદાવાદ.

"યુનાઇટેડ" પ્રિન્ટિંગ પ્રેસ.

---

( સર્વે ૮૪ સ્વાધીન શાખા ૭ )

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૫ મું. ઑક્ટોબર ૧૯૦૬ અંક ૧૦.


## માસ.

**શ્રુતલેખન ( ડિક્ટેશન )—**

( ૧ ) **પ્રયોજન**—જોડણી અને ભાષા શિખવવાની એ એક શૈલી છે. એથી ભાષા પ્રત્યક્ષ અને જોડણી પરોક્ષ રીતે શિખાય છે. શ્રુતલેખનના પાઠનો મુખ્ય ઉદ્દેશ ભૂલો **અટકાવવાનો** હોવો જોઈએ, **સુધારવાનો** નહિ. આ કારણને લીધે શ્રુતલેખન લખાવતા પહેલાં શિષ્યવર્ગને લેખનવિષયના અર્થની, અને માંહેના અઘરા શબ્દોની જોડણીની માહીતી આપવી જોઈએ કે શ્રુતલેખનનું ખરૂં પ્રયોજન **શિખવવા** કરતાં **પરીક્ષા** કરવાનું રહે.

( ૨ ) **અનુકૂળતા.**

(અ) વિષય અને ભાષા **શિષ્યની શક્તિને યોગ્ય જોઈએ.** ભાષા અને વિચાર તેઓ ગ્રહણ કરી શકે એવાં હોવાં જોઈએ. શિક્ષકને સહજ મદદ આપવાની જરૂર પડે, પરંતુ ઘણે ભાગે તેઓથી સમજાય એવાં ભાષા અને વિચાર જોઈએ.

(આ) **તૈયારી.** ઘણે ભાગે વિષય છોકરાંએ તૈયાર કરેલો હોવો જોઈએ. બાળક છોકરાં પાસે નહિ જોયલું લખાવવું એ તેમને ભૂલો કરતાં શિખવવા બરોબર છે.

(ઇ) **લંબાણ.** બહુ લાંબું લખાણ લખાવવાથી લાભ નથી. બાળકની વયને અનુસરીને લખાણનું લંબાણ નક્કી કરવું.

(ઉ) **શિક્ષક.** શિક્ષકે લખાણનો વિષય પ્રથમ શુદ્ધ અને સ્પષ્ટ ઉચ્ચારથી વાંચી જવો. પરંતુ તે વિષય બાળકનો શીખેલો ન હોય તો માત્ર વાંચી જવોજ બસ નથી. તેનો અર્થ બાળકને બરોબર સ-

મજાવવો જોઈએ. પછી લખાવવાનું શરૂ કરવું. જે લખાવવું તે એ-
કજ વખત વાંચવું અને બહુ ઉતાવળથી નહિ તેમજ બહુ ધીમેથી
પણ વાંચવું નહિ. શક્તિના પ્રમાણમાં સાધારણ બુદ્ધિવાળાં છોકરાં લખી
રહે એટલી ઉતાવળથી લખાવવું.

છોકરાંને જેમ બને તેમ છૂટાં બેસાડવાં. શાહીના ખડીઆ બધાંની પાસે છે કે નહિ તે જોવું. છૂટા કાગળ પર લખાવવું નહિ, પણ કોરા કાગળની બાંધેલી ચોપડીમાં લખાવવું. ચોપડીમાં લખાવવાથી અક્ષરમાં તેમજ જોડણીમાં કેટલો સુધારો થયો છે તે સહજ જણાઈ આવશે. ચોપડીઓ પૂરી થાય એટલે શિક્ષકે તેને પોતાની પાસે રાખવી. આથી વર્ગમાં સામાન્ય ભૂલો કેવા પ્રકારની છે તે શિક્ષકના સમજવામાં આવશે અને તે તરફ છોકરાંનું લક્ષ ખેંચી શકાશે. ક્વચિત્ પ્રયોગમાં આવે એવા ઘણા શબ્દો શ્રુતલેખનના વિષયમાં આવવા ન જોઈએ. વિષય છોકરાંઓ અગાઉ શીખ્યાં હોય તેવો હોવો જોઈએ. વાચનપાઠ, અનુલેખન (કૉપિ), કે નિબન્ધ ઇત્યાદિ પાઠોમાં શીખી ગયાં હોય એવો શ્રુતલેખનનો વિષય હોવો જોઈએ. શીખેલો ન હોય તો તે પ્રથમ શિખવવો. તેમાંના અઘરા શબ્દો કાળા પાટીઆ પર લખવા ને શિખવવા, તેનો અર્થ શિખવવો, વ્યાકરણ, પૃથક્કરણ ઇત્યાદિની મદદથી વિષયનું બરોબર જ્ઞાન આપવું. લેખનનો વિષય અજ્ઞાત હોય તો કાળા પાટીઆ પર લખવો ને તેમાંના અઘરા શબ્દોની નીચે લીટી દોરી તે પર છોકરાંનું લક્ષ ખેંચવું.

(૩) **ભૂલો સુધારવી.** શિષ્યની સંખ્યા, તેમજ શિક્ષકવર્ગની સંખ્યા ને બુદ્ધિ પર ભૂલો સુધારવાની પદ્ધતિનો આધાર છે. ચાર પદ્ધતિ વપરાતી જોવામાં આવે છે.

(અ) **પ્રત્યેક છોકરાનું લખાણ શિક્ષકે સુધારવું.** આ ઉત્તમ રીત છે; પણ એની સામા નીચેના આક્ષેપ કરી શકાય એમ છેઃ—

(૧) નિશાળના વખતમાં બધાં છોકરાંનું શ્રુતલેખન સુધારવાથી ઘણો વખત જાય છે.

(૨) ખાનગી વખતમાં શિક્ષક સુધારે એ ધારવું અન્યાય્ય છે.

આ) **ઉપલા નંબરે (મૉનિટરે) સુધારવું.** કેટલીક શાળામાં જેઓ

ઉદ્યોગી અને બુદ્ધિશાળી હોય છે તેમને આ કામ માટે પસંદ કરવામાં આવે છે. એ ઘણું વિશ્વાસુ અને જવાબદારીનું કામ છે. એમાં પણ નિચેના આક્ષેપો કરી શકાયઃ—

(૧) એવાં છોકરાંને એથી અન્યાય થાય છે. એ કંટાળાભરેલું કામ છે અને એ છોકરાંઓનો એથી કાલક્ષેપ થાય છે.

(૨) મૉનિટર બાળક હોવાને લીધે ક્વચિત્ ગમે તે કારણથી પોતાનું કામ કરવામાં ભૂલ કરે. થાકથી, બેદરકારીથી કે કર્તવ્યની ઓછી સમજથી તેનાથી ભૂલો સુધારવી રહી જાય.

(૩) આમ ઉપલા નંબરનાં છોકરાં ભૂલો સુધારે તેથી બીજાં છોકરાંઓની તેમના પર અદેખાઈ થાય.

(ઇ) **માંહોમાંહે ભૂલો સુધરાવવી.** એ રીતનો સાધારણ રીતે ઉપયોગ કરવામાં આવે છે. સ્લેટ કે ચોપડી જેમાં સુતલેખન લખ્યું હોય તે તેઓ માંહોમાંહે ફેરબદલ કરે છે ને ભૂલો સુધારે છે. આથી તેઓ ભૂલો સુધારે છે તેજ વખતે પાઠનું પુનરાવર્તન પણ કરતાં જાય છે. આ રીતમાં નીચેના ભારે વાંધા છેઃ—

(૧) અપ્રામાણિક રીતે કામ કરવા છોકરાંઓ માંહોમાંહે બંદોબસ્ત કરે છે.

(૨) દ્વેષ, અદેખાઈ, વેર વગેરે લાગણી દર્શાવવાનો છોકરાંને પ્રસંગ મળે છે.

(૩) એથી છોકરાંમાં કજીઆ, ખરાબ લાગણી અને અવ્યવસ્થા થાય છે. આણે મારૂં લેખન બરોબર સુધાર્યું નથી, ખોટી ભૂલો કાઢી છે, ઇત્યાદિ ફરિયાદ ઘણી વાર સાંભળવામાં આવે છે.

આમાંની ઘણી હરકતો અટકાવવા સારૂ સ્લેટ કે ચોપડી ફેરબદલ કરાવવાની રીતમાં વારંવાર ફેરફાર કરવો. કોઈક વખતે પાસેપાસેનાં છોકરાં સુધારે, કોઈક વખતે આગલી હારનાં પાસેનાં છોકરાંઓ, કોઈક વખતે પાછલી હારનાં પાસેનાં છોકરાંઓ, કોઈ વખતે એકજ હારમાં જમણું છેલ્લું છોકરૂં ડાબા છેડા છોકરા સાથે ફેરબદલ કરે અને એ રીતે એકજ

વાનું કંઈ પણ કારણ ન આપવું એજ ખરી પદ્ધતિ છે.' વળી તે કહે છે કે અશુદ્ધ શબ્દ લખવા દઈ પછી તે શબ્દ સુધરાવવો અઘરો પડે છે; કેમકે મને જે ગ્રહણ કર્યું હોય તે કાઢી નાંખવું મુસ્કેલ છે. માટે બને ત્યાં સુધી અઘરા શબ્દો શીખવ્યા પછીજ શ્રુતલેખન લખાવવું. અત્ર કોઈ એવો પૂર્વપક્ષ કરે કે બાળકો જે શબ્દની જોડણી જાણતા હોય તે શબ્દોવાળું શ્રુતલેખન લખાવવાથી તેમને શો લાભ? અમે કહીએ છીએ કે ઘણો લાભ થાય છે. ઘણી વાર આપણું જ્ઞાન અનિશ્ચિત હોય છે. આથી સંસ્કાર દૃઢ થઈ જ્ઞાન નિશ્ચિત થાય છે. વળી શબ્દોનું બરોબર જ્ઞાન હોય તો અક્ષર પર ધ્યાન આપી શકાય છે.

પોતાના વાચનસંગ્રહમાંથી શિક્ષકે ઉત્તમ ગ્રન્થકારોનાં યોગ્ય, અને ઉત્તમ વિચાર સુંદર ભાષામાં દર્શાવ્યા હોય એવાં લખાણો પસંદ કરી મૂકવાં. ઇતિહાસ, ભૂગોળ, સાહિત્ય, નીતિશાસ્ત્ર આદિ વિષયોને લગતાં લખાણોનો સંગ્રહ કરવો. એ લખાણો શ્રુતલેખનમાં લખાવાય એવાં ટુંકાં જોઈએ. જુદા જુદા જાડા કાગળ પર એ લખી રાખવાં અને તેની સાથે તેના અર્થને લગતી થોડીક સમજુતી લખવી.

હમેશ પ્રમાણે શિક્ષકે આરંભમાં જેતું શ્રુતલેખન લખવાનું હોય તે વાંચી જવું. તેમાંના અઘરા શબ્દો ને શબ્દસમુદાયોના અર્થ સમજાવવા, ભાવાર્થ મનમાં ઉતારવો અને ભાષાની ચમત્કૃતિ પર ધ્યાન ખેંચવું. ઐતિહાસિક વિષય હોય તો જે સમયને લગતું વર્ણન હોય તેને લગતી હકીકત કહેવી તેમજ અગાઉના કેટલાક વૃત્તાન્તો સમજાવવા કે તેથી તે વિષય બરોબર ગ્રહણ કરી શકાય. ગ્રન્થકારના ચરિતની પણ થોડીક હકીકત કહેવી. આથી વિષયની શુષ્કતા મટી જશે અને શબ્દે શબ્દ સમજાઈ વિષયમાં રસ ઉત્પન્ન થશે.

લખાવતી વખતે પણ ઘણીજ જરૂર જેવું લાગે તો શબ્દ સમજાવતાં શિક્ષકે અચકાવું નહિ. ઘણું કરીને જેમાંના બધા શબ્દો શિષ્યને પરિચિત હોય એવુંજ લખાણ શિક્ષકે પસંદ કરવું, પણ જો કોઈ અઘરો શબ્દ હોય તો તેની જોડણી મોંએ કરવી ને કાળા પાટીઆ પર પણ લખવી.

શ્રુતલેખન પૂરૂં થાય ને તપાસાઈ રહે સારપછી પણ તેમાંના લખાણ વિષે વધારે મનોયત્નો કરાવવાં. અઘરા શબ્દોની જોડણી પૂછવી, તેના અર્થ પૂછવા, તેના પર્યાયશબ્દો માગવા, તે શબ્દોનો વાક્યોમાં પ્રયોગ કરા-

વવો, અઘરા શબ્દોનું પદચ્છેદ કરાવવું, વાક્યપૃથક્કૃતિ કરાવવી અને આખા લેખનવિષયનો સાર શિષ્ય પાસે પોતાના શબ્દમાં કહેવડાવવો. આ છેલ્લું કામ ઘેર કરવા આપવું, એ બીજો મનોયત્ન થશે.

આવી રીતે શ્રુતલેખન લખાવ્યાંથી માત્ર જોડણી આવડશે એટલુંજ નહિ, પરંતુ ભાષાજ્ઞાનમાં ઘણી વૃદ્ધિ થશે તેમજ વાચન અને સાહિત્ય પર છોકરાંને શોખ ઉત્પન્ન થશે. શિક્ષકનું કામ વધશે; પરંતુ આરંભ જેટલી આગળ જતાં તેને મુશીબત પડશે નહિ.

લખાવતી વખતે ઘણી વાર જોવામાં આવે છે તેમ શિક્ષકે શબ્દસમુદાય બે વાર બોલવો નહિ. તેણે માત્ર એકજ વાર સ્પષ્ટ ઉચ્ચારથી દરેક શબ્દસમુદાય લખાવવો અને પછી વિશ્વાસયોગ્ય શિષ્ય પાસે તેના લખી રહ્યા પછી તે ફરી બોલાવવો. છોકરાંઓ જાણશે કે અમુક શબ્દ સાંભળવો રહી ગયો હશે તો તે છોકરો ફરી બોલશે તે વખતે લખી લેવાશે. તેમજ એક શબ્દસમુદાય પછી બીજો ક્યારે લખાવવો તેની શિક્ષકને બરોબર ખબર પડશે. જે છોકરાને નીમવામાં આવે તેને ધીમે લખવાનો હુકમ કરવો અને તે લખી રહી વાંચી જશે એટલામાં બધા લખી રહેશેજ. શિક્ષકે ત્રણ ચાર વાક્ય પૂરાં કર્યા પછી આ છોકરો બદલી નાંખવો.

લેખન સુધારતી વખતે શિક્ષકેજ દરેક શબ્દની જોડણી કરી જવાની મહેનત લેવાની જરૂર નથી. આમાં પણ કેટલાક સારા છોકરાની તે મદદ લઈ શકે ને તેઓ જોડણી કરે તેમાં ભૂલ હોય તોજ તેણે તેમને અટકાવવા. આ કામ ચાલતું હોય તે વખતે તેણે ફરતા રહેવું ને છોકરાં સુધારતાં હોય તે પર સામાન્ય નજર રાખવી. આથી તેને તેમનું કામ તપાસવાનો વખત આવશે ત્યારે તે થોડા વખતમાં ને સહેલાઈથી કરી શકશે.

છેવટે એટલું કહેવું જરૂરનું છે કે હમેશ શ્રુતલેખન આ પદ્ધતિ પરજ લખાવવું ને જૂની પદ્ધતિઓનો તદન ત્યાગ કરવો એવો આ લખાણનો ઉદ્દેશ નથી. વખતે વખતે છોકરાં શીખી ગયાં હોય તેનું કે પરિચિત ગ્રન્થમાંથી શ્રુતલેખન લખાવવાની જરૂર પડશે. એકની એક કંટાળાભરેલી ને શુષ્ક પદ્ધતિમાં ફેરફાર કરવાની જરૂર છે ને તે આવી રીતે કરી શકાય અને ભાષાજ્ઞાન પણ સાથે સાથે કેળવી શકાય એ દર્શાવવું એટલોજ આ લખાણનો ઉદ્દેશ છે.

---

સુરતના વતની અને મુંબઈવાસી શેઠ પ્રેમચંદ રાયચંદના ઑગસ્ટ માસની તા. ૩૦ મીએ થયલા સ્વર્ગગમનની નોંધ અમે બહુ દિલગીરી સાથે અત્રે લઈએ છીએ.

સ્વર્ગસ્થ શેઠ સ્વાશ્રય, સાહસ અને ઉદારવૃત્તિમાં દૃષ્ટાન્તરૂપ હતા. કંઈ પણ સાધન અને આશ્રય વિના તેમણે મુંબઈ જઈ વ્યાપારમાં ચિત્ત પરોવ્યું, અને શેરદલાલ તરીકે અલૌકિક ખ્યાતિ મેળવી. પૂર્ણ અભ્યુદયના સમયમાં તેઓ કરોડાધિપતિ થયા, અને શેરબજારના રાજા કહેવાયા. જેવી લક્ષ્મી સંપાદન કરી તેવીજ તેમણે પરોપકારાર્થે ખરચી. વ્યાપારના નફાની અનિશ્ચળતાને લીધે તેમને અનેક વાર આફતો ખમવી પડી. પણ તે સમયે પણ તેમનું એકવચન, ધૈર્ય, અને ઉદારવૃત્તિ અચળ રહ્યાં.

સાર્વજનિક હિત ખાતર નિષ્કામ સખાવત કરનાર વીર પુરૂષ તરીકે તેમનું વૃત્તાન્ત સર્વથા અનુકરણીય છે. દેશના દરેક ભાગમાં અને કોમમાં તેમની કરેલી લાખો રૂપીઆની સખાવત સુપ્રસિદ્ધ છે. તેમની મહાન્ સખાવતોમાંની એક જે હાલ 'પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કૉલેજ' કહેવાય છે તે બાંધવામાં હતી, અને તેજ કારણથી અમે અત્યંત દિલગીરીની સાથે તેમના સ્વર્ગવાસની આ ઠેકાણે નોંધ લઈએ છીએ.

જગતમાં તેમનાથી વિશેષ ધનાઢ્ય તેમજ દાતાર પુરુષો ઘણા થાય છે; પરંતુ તેમની કરેલી, આજ સુધી અપ્રસિદ્ધ અને તેમના મરણ પછીજ પ્રસિદ્ધિમાં આવેલી, ૬૦ લાખ રૂપીઆથી પણ વિશેષની સખાવત, તેમજ અનેક ગુપ્તદાનોનું ખાસ લક્ષણ નિઃસ્વાર્થ હતું અને એથીજ તે ખરાં સ્તુતિપાત્ર થાય છે. જેમ નિષ્કામ ભક્તિજ ઉત્તમ ભક્તિ છે, તેમ સ્વાર્થની લવમાત્ર પણ અપેક્ષા વિના અને તે પણ બહુધા કેળવણી જેવા ઉત્તમ કાર્યના ઉત્તેજનાર્થે કરેલું દાન ઉત્તમ છે. એજ સાત્વિક દાન છે. એવુંજ દાન શેઠ પ્રેમચંદનું હતું.

પરોપકારાર્થે કરેલાં તેમનાં મહાન્ ધર્મકાર્યો તેમનું નામ અને કીર્તિ અમર રાખે એવાંજ છે. પ્રભુ એ વીર વ્યાપારીના આત્માને શાન્તિ આપો.

# संगीत.

( સાંધણુ પૃષ્ટ ૨૮૧ થી )

ગીત વિષયમાં સ્વર અને તાલ એ બે મુખ્ય અંગ બાબત અને તેના મંદ, મધ્ય, તાર વગેરે ભેદો તેમજ માત્રા, તાલ વિષે પણ કહેવામાં આવ્યું છે. સ્વરો અને તાલનો જુદી જુદી રીતનો પ્રયોગ કરીએ તોપણ તેથી એક સરખોજ ભાવ પ્રગટે છે, સારે સવાલ એજ ઉઠે છે કે સંગીતની મુખ્ય સિદ્ધિ–વિધવિધ આનંદપ્રાપ્તિ તે શાથી અને કેવી રીતે મળે છે. આ બાબત મુશ્કેલ છે અને તે વિષે ઘણા ખુલાસાઓની જરૂર પડે છે, તોપણ સાદા રૂપમાં સમજાવવાની કોશીસ કરીશું. સાત સ્વરનો એક સમક અને તે પેટામાં વિકારી સ્વર ને તેની મંદ, મધ્ય આદિ જાતિઓ, તેમજ માત્રા, તાલ ને તેની મંદ ગતિ વગેરે ક્રમથી બતાવેલ છે, તોપણ તે સઘળી વસ્તુઓ સંગીતમાં કેવી રીતે વપરાય છે તે વિષે સમજ્યા સિવાય તેમાં (સંગીતમાં) "રાગ"–પ્રીતિ–આનંદ ઉપજતો નથી. તેથી રાગની ઉત્પત્તિ તથા તેના વિસ્તાર વિષે બે બોલ બોલવા જોઈએ.

ઉપર કહેલા સાત સ્વરોને પોતાના શુદ્ધ રૂપમાં અથવા તે માંહેના કોઈ કોઈને વિકૃત રૂપમાં લઈને ગાવાથી "રાગની" યોજના કરવામાં આવી છે. કાવ્યની બનાવટ પિંગલથી સમજાય છે ને તે પરથી નવીન થાય છે. તેમજ સંગીતનો આધાર "રાગ" ના સ્વર મિલાપ વગેરે નિયમો ઉપરથી સમજાય છે ને રચાય છે. સોરઠ, ખમાચ, ધન્યાશ્રી, કલ્યાણ, બિહાગ, કેદાર ભૈરવ, ભૈરવી વગેરે જે જે પ્રસિદ્ધ નામથી પરખાય છે, તેઓમાં અમુક વિકૃત સ્વરો આવે છે ને તે પરથી તે રાગ સાંભળનાર જલદી પારખી શકે છે; જેમકે સોરઠ, અને ખમાચના સ્વરકોષ્ટકમાં વિકૃત નિષાદ મેળવાય છે; તેમજ કલ્યાણ, બિહાગ, કેદાર વગેરેમાં વિકૃત મધ્યમ સામિલ કરવામાં આવે છે. આવી રીતની બીજી સમજે શ્રવણેન્દ્રિય મારફત મગજમાંના જ્ઞાનતંતુઓને આન્દોલિત કરી મનને તૃપ્તિ અને આનંદરસ યથાયોગ્ય ઉપજાવે છે. આ પ્રમાણે "રાગ"ની ઉત્પત્તિ થાય છે, અને તે બીજાં ઉપાંગોથી વિકાસીને પ્રફુલ્લિત બની મનુષ્યને અને બીજાં પ્રાણીને હર્ષ, શોક, ક્લેશ વગેરે

જે જે ભાવો ગ્રથિત હોય તેને તે પ્રમાણે પ્રગટ કરી બતાવે છે. આ રાગોના બંધારણની રચના તપાસતાં તેમાંથી ત્રણ નિયમો મળી આવે છે.

જે જે રાગોની અંદર સાત પૈકી બધા સ્વરો ગાવામાં આવે છે તે સંપૂર્ણ રાગ કહેવાય છે. તેમજ જેમાં સાત પૈકી ૭ સ્વરોજ ઉપયોગમાં આવે છે તે ષાડવ રાગ અને જેમાં સાત પૈકી પાંચ સ્વરોજ ઉપયોગમાં હોય છે તે ઓડવ રાગ કહેવાય છે. સંગીત માંહેનો કોઈ પણ પ્રયોગ કોઈ પણ દેશમાં "સા" સ્વર સિવાય બનતોજ નથી તેથી તેને આદિ "સા" key-note (સંગીતના પ્રયોગની કુંચી) કહેવામાં આવે છે. દરેક રાગમાં ત્યારે "સા" સ્વર તો રાખવો જોઈએ. તેથી બાકીના સપ્તક માંહેના ૭ સ્વરો પૈકી ગમે તે એક અથવા બે છોડી દેવાથી (વર્જવાથી) રાગની સંકલના ગોઠવાય છે. જે જે સંપૂર્ણ રાગ હોય છે તેમાં સાતે સ્વરો યોજેલા છે માટે તેની સ્પષ્ટ નોંધ લેવા જરૂર નથી, માત્ર સંપૂર્ણ રાગ છે એમજ ગ્રંથોમાં આપણે જોઈએ છીએ. પરંતુ રિ,ગ,મ,પ,ધ,નિ માંહેના એક અથવા બે ગમે તે બે તજીને બાકીના સ્વરોથી જ્યારે રાગનું બંધારણ હોય છે ત્યારે તેની સ્પષ્ટ નોંધ લેવામાં આવે છે. તેથી ગ્રંથોમાં પણ તજવાના (વર્જ્યે) સ્વરોની ટીપ બતાવવામાં આવે છે. પિંગળના ગણ તે સ્વર અને છંદ તે રાગ કેવલ દૃષ્ટાંત તરીકે ઓળખાવેલ છે, પણ તેના ધર્મમાં વિશાળ ભેદ છે.

માલકોશના નામનો પ્રસિદ્ધ રાગ પાંચ સ્વરથી બનેલો છે. તેજ પ્રમાણે સારંગ પણ પાંચજ સ્વરથી નીપજે છે. તેમાં બન્નેમાં ઉપર કહ્યું છે તે પ્રમાણે "સા" સ્વર તો છેજ. ત્યારે રિ, ગ, મ, પ, ધ, નિ પૈકી કોને કોને વર્જ્ય કરવા તે વિષે સમજ જોઈએ. 'માલકોશમાં રિ ને પ વર્જ્ય સ્વર અને સારંગમાં ગ ને ધ વર્જ્ય છે' આવી ટુંકી નોંધ ગ્રંથોમાં વાપરવામાં આવે છે તેથી જે જે સ્વરો લેવાના હોય છે તે તુર્ત સહેલથી સમજાય છે. પ્રાચીન સંગીતનું જમાનાને લઈને અમુક પ્રમાણમાં રૂપાંતર જોવામાં આવે છે. તોપણ ઉપર બતાવ્યા છે તે પ્રમાણે રાગના બંધારણના નિયમોથી આજ સુધી સંગીતની ઉત્તમ પ્રતિના (શૈલી) નમુનાઓ સચવાઈ રહ્યા છે. માલકોશ અને સારંગ બન્ને ઓડવ જાતના રાગ છે, તોપણ તેમના નિયમો અલગ અલગ છે. ઋતુને અનુસારે સમયને અવલંબીને ગાવાની રીતથી વધારે સારી અસર થાય છે

ને તે અસર ઉપરના બન્નેની જુદી જણાય છે, તેથી સ્વરો છોડી દેવાથી કેવી જુદી જુદી જાતના નમુનાઓ મળી આવે છે તે ખ્યાલમાં આવે છે.

મેઘ રાગ, ગોડ સારંગ વગેરે ખાડવ જાતના રાગ છે. તેમાં અકેક સ્વર વર્જ્ય (છોડી દેવાનો) હોય છે. તે વર્જ્ય સ્વર યાદ રાખવાથી પણ રાગ પારખવાની શક્તિ માણુસ મેળવી શકે છે. તોપણ બીજી બાબતો પર ધ્યાન આપવાથી ચોકસ રીતે રાગ પારખવાની શક્તિ સહેલાઈથી મેળવાય છે.

ઉપર બતાવેલ છે તે ઉપરથી રાગમાં સ્વરનું અવલંબન કેટલું જરૂરનું છે તથા તેના ભેદને જાતિમાં ફેરફાર કરવાથી તેમજ વર્જ્ય સ્વરની રચનાથી ગીતવિષયમાં કેવો અદ્ભુત ફેરફાર થાય છે તે સાંભળવાથી તુર્ત ખ્યાલમાં બેસે છે. તોપણ એક બીજી રીતે લક્ષ આપવા ધ્યાન ખેંચું છું. અમુક રાગોમાં અમુક સ્વરો દીર્ઘ લંબાવવા અથવા અમુક હ્રસ્વ ટુંકામાં બોલી પસાર કરી જવું અથવા અમુકને ઓળંગીને બીજા પર ભાર દઈ બોલવું વગેરે ક્રિયાઓ પર પણ ધ્યાન આપવાથી માણુસ રાગ પારખી શકે છે. રાગ પારખવા માટે કંઈ અમુક એકજ કુંચીની માફક યુક્તિ છે તેમ નથી; કારણ કે તેમાં ઘણી બાબતો પર નિગાહ કરવી પડે છે તેથી એકજ નિયમ પર ભાર દઈ તેમોને ખાસ શ્રમ આપતો નથી; પરંતુ પ્રસંગ મળે ત્યારે યોગ્ય કુશળ ગાયકો પાસેથી સારા ઉત્તમ નમુનાના સંગીતગાન સાંભળવાથી પારખવાની ટેવ સબળ થઈ જાય છે. હીરા મોતી વગેરેને હજારોની સંખ્યામાં વખતો વખત જોવાનો પ્રસંગ મળે નહિ ત્યાંસુધી માણુસ તેની કિંમત ઝવેરીની માફક કરી શકતો નથી; તેજ મિસાલે સંગીત સાંભળવાના પ્રસંગ સિવાય બીજી કોઈ રીતથી માણુસ તેનો રસજ્ઞીનો પરીક્ષક અને કદરદાન બની શકતો નથી. આ મુદ્દાને અનુસરીને એક પ્રજાનાં સંગીતનાં વહાલાં પદો બીજી પ્રજાઓને જોઈએ તેવાં રુચિકર થઈ પડતાં નથી; કારણ કે જેમ દરેક વ્યક્તિને ભિન્ન ભિન્ન રુચિ અને સ્વભાવનું વલણ હોય છે તેમજ દરેક પ્રજાને પણ દરેક વ્યક્તિની માફક પોતાનાં સ્વભાવવલણ, તેમજ ઐતિહાસિક વૃત્તાંતોના દબાણથી રસાદિકના ભાવનું શિથિલપણું કે પ્રગલ્ભપણું, તથા હાજતોની ખાસિયત અને શોખોની ચીજો હોય છે. એ સર્વે 'લક્ષમાં લઈને તેમને માટે સંગીત યોજવામાં આવે છે, તેથી એક

પ્રજાનું સંગીત બીજી પ્રજાને જોઈએ તેવી રીતે સફળ અસર કરતું નથી. વળી વિદેશી ગાન સાંભળવાનો પ્રસંગ પણ ઓછો મળે છે તેથી તેની કદર પિછાની શકાતી નથી. આપણામાં કેટલાકોએ બૅન્ડનો આનંદ લીધો હશે તે માંહે થોડી ઘણી પણ રુચિકર સ્વરસંઘટ્ટના સાંભળી તુલના કરી શકાય તેવી બાબત છે.

રાગરચના સંબંધી સહેજ ખ્યાલ મેળવ્યા પછી તેની યોજના અને પ્રયોગ તરફ આપણે લક્ષ આપીશું.

કેટલાએક રાગ તો સ્થાનિક દેશસ્થ નામથી ઓળખાય છે. ને તે ઉપરથી તેનો ઇતિહાસ કે દંતકથા મેળવાય છે. "ભૈરવ" રાગને મળતા "કાલિંગડો" તેમજ "કલ્યાણ" ને મળતા "ભોપાલી" રાગોનાં નામ આપણે સાંભળ્યાં છે. ભૈરવ અને કાલિંગડાની સ્વરસંકલના તથા તેને પ્રાતઃકાલમાં ગાવાનો પ્રયોગ અને તેની શાંતિની અસર વગેરે બાબતો બન્નેમાં એક મળતી છે. કલિંગ દેશમાં ગવાતો ભૈરવનો પ્રતિચ્છાયારૂપ નમુનો જ્યારે આપણા બીજા દેશોમાં પ્રચલિત થઈ સ્વીકારવામાં આવ્યો ત્યારે તેને લોકોએ પ્રેમથી દેશસૂચક "કાલિંગડો" નામથી અલગ ઓળખાણ પાડી આપ્યું. વળી કલ્યાણ રાગ જે રાત્રીની શરૂઆતમાં આનંદસૂચક માંગલિક પ્રસ્તાવમાં આશીર્વચનમાં યોજવામાં આવે છે તેનોજ થોડા ખાસ ફેરફારવાળો નમુનો ભોપાલ દેશમાં ગવાયો ને તે પરથી પાછળથી લોકોએ તેની ભોપાલી (કલ્યાણ) ના નામથી જુદી ઓળખ મુકરર કરી છે. તેવીજ રીતે જીલ્લા વગેરે રાગના નામથી આપણને ધ્યાનમાં બેસશે કે તે સર્વે દેશસ્થ રાગો છે; પણ મૂળ રાગને અનુસારે કેટલાક તે બંને નામથી ઓળખાય છે, જેમકે 'ભોપાળી કલ્યાણ.'

ઋતુ અને સમય અનુસાર મનુષ્યના સ્વભાવને રુચતા અને અનુકૂળ, ને આનંદપોષતા સ્વરોના મિલાપથી અમુક રાગોનાં નામ પાડવામાં આવેલ છે, જેમકે વસંત. મેઘ, મલ્હાર. સારંગ, ભૈરવ, ભૈરવી. આવા અને તેના જેવા બીજાઓને ઇશ્વરી કુદરત સાથે વધારે નિસબત હોવાથી તેને મૂળ રાગ એ સંજ્ઞા આપીશું.

દેશસ્થ રાગરચનાની સાથે સાથે મૂળ રાગની માફક ઇશ્વરી ન્યામ-

તેને નજર આગળ લાવી મૂકનાર સ્વરોની યોજના યુક્ત રાગો ને સંયુક્ત રાગ સમજીને તેનો ભેદ મુકરર કરીશું. સોરઠ ( સૌરાષ્ટ્ર પ્રાચીન લગભગ આખો ગુજરાત ) એ નામથી લલિત પ્રચલિત સ્વરરચના તેમજ ગોડ ( ગૌડ બંગાલમાં ) સારંગની રચનાનો આ ભેદમાં સમાવેશ થાય છે.

છેલ્લા નજીકના જમાનામાં અમુક વિદ્વાનોએ સ્વરરચનાને નવી કલ્પનામાં ગોઠવી જુદાં નામ આપ્યાં છે. પરંતુ આ ભેદમાં મૂળ રાગ કે સંયુક્ત રાગ સ્વ સ્વરૂપમાંજ પ્રતિધ્વનિ આપીને વિરાજે છે તેથી વિશેષ ગૌરવ માની જુદી ઓળખ કાયમ કરવાની જરૂર નથી, તોપણ આવા નમુનાઓ પણ ઘણા મળી આવે છે તેથી તેને મિશ્ર રાગના વર્ગમાં લઈશું. ઉપર કહી ગયા તે ઉપરથી રાગરચનાનું બંધારણ વિચારીને તેના વર્ગની ગોઠવણ ધારીએ તો મૂળ રાગ, સંયુક્ત રાગ, દેશસ્થ રાગ, મિશ્ર રાગ, એ પ્રમાણે ચાર જાતિ થઈ શકે છે.

ભૈરવ મૂળ રાગ છે; તેમાં રિ અને ધ વિકારી રૂપમાં લેવાય છે. સંપૂર્ણ એટલે સાતે સ્વરોથી તેની રચના બને છે. સવારમાં સૂર્યોદય પહેલાં અને પાછળથી પણ ગવાય છે. તે મનને શાંતિ આપી પ્રફુલ્લિત બનાવે છે. પ્રાતઃકાળના કુદરતી વર્ણનના કાવ્યથી ગીત આલ્હાદક બને છે.

ભૈરવ ઉપરથી ભૈરવીની ઉત્પત્તિ થાય છે. તેમાં ભૈરવથી અધિક વિકૃત સ્વરની ગોઠવણ છે. રી, ગ, ધ, ની એ ચાર સ્વરોને વિકૃત ગાવાના છે. ભૈરવી સવારમાં દસ વાગતાં સુધી ગાવાથી શાંતિ સાથે ઉલ્લાસ—રમુજ ઉપજે છે. જનસ્વભાવનો આશ્રય આનંદ ઉપર વધારે ઝુકે છે અને પ્રેમ તેનું અવલંબન છે. પ્રેમ સિવાય ભક્તિ અને માન ઉત્પન્ન થતું નથી, તેથી ઈશ્વરભક્તિમાંના વર્ણનો માટે ભૈરવી વધારે બંધબેસતી ગણાય છે. લલિત, રમ્ય, મધુર સ્વરમિલાપની બનાવટ હોવાથી ભૈરવીને રાગણીનું નામ આપ્યું છે. જેમ પુરુષ ગંભીર, સાહસિક, ધીરવીર, વિચારવંત એવા ગુણોથી ઉપલક્ષિત હોય છે; તેમ સ્રીસમાજ મૃદુ હાસ્ય, કોકિલકંઠ, સ્નેહાર્દ્ર હૃદય, લલિત સ્વભાવ, ચંચલવૃત્તિ શૃંગારાદિ ભાવોમાં આસક્તિ વગેરે સ્વભાવના સ્થાયી ગુણોથી સુશોભિત ગણાય છે, તેમ સ્વરોનો મિલાપ, રચના, પ્રયોગ વગેરે ગીતનું બંધારણ સ્રીઓના સ્વભાવના

લાલિત્ય વગેરે ગુણોનું અનુકરણ દર્શાવે છે તેથી તેને રાગણી એમ કહેવાય છે. ઈશ્વર જેવી રીતે નિરાકાર અને સાકાર બન્ને સ્વરૂપમાં વંદનીય છે તેમીજ રીતે સંગીતના બંધારણથી ઉપજતો આનંદ તો તેવોજ સ્તુતિપાત્ર છે, પછી ચાહે તો નિર્ગુણ ધ્વનિરૂપ માનીએ અથવા તેને સગુણરૂપે રાગ રાગણીનાં નામ આપીએ તે સઘળું સમાન છે. આનંદ તો તેનો તેજ વરસે છે, તેથી સંગીતને "નાદબ્રહ્મ"ની ઉપાસનાના સાધનરૂપ ગણવામાં આવે છે અને પરમાનંદપ્રાપ્તિ પણ સંગીતના ઉત્તમ રસાનુભવથીજ મળે છે એમ કહેવાય છે. અનેક તરેહના સ્વરોને વિધવિધ રચનાઓમાં ગુંથવાથી મનમાં ધારેલી યોજનાને અનુકૂળ પ્રીતિ ઉત્પન્ન થાય છે. આવી યોજનાઓ સ્વરોના પ્રયોગથી નીપજતા રાગોની સંખ્યા જ્યારે ઘણી વધી ગઈ ત્યારે વિદ્વાનોને તેના વર્ગો મુકરર કરવાની જરૂર જણાઈ. એક કુટુંબ માંહેના માબાપ પુત્ર પુત્રાદિના સ્વભાવની અનુસંગતિ અને ચહેરાનું મળતાપણું લગભગ એક સરખું જોવામાં આવે છે, તેજ દૃષ્ટાંતથી સ્વરોની વિધવિધ બનાવટોનાં ઘણાં જુદાં જુદાં સ્વરૂપોના વિસ્તારની વર્ગણી કરતી વખતે રાગ, રાગણી, તેમના પુત્ર રાગ, તેમની પુત્રી રાગણી, એ પ્રમાણે ગીત પ્રબંધોને વિદ્વાનોએ ઉપમાથી વર્ણવેલ છે, ને તેનો સબળ પુરાવો એજ કે સ્વરોની યોજનાનું પરસ્પર મળતાપણું અથવા એક પછી બીજાની સંભવિત હયાતી વગેરે કલ્પી શકાય તેમ છે. જેમ પ્રજાના વિચાર, ઉદ્ગાર ને આશયો વ્યક્તિરૂપે અલગ અલગ હોવા છતાં પણ સમષ્ટિરૂપે એકજ મુદ્દે મળતા આવે છે, તેવી રીતે સંગીતવિષયની આ ગોઠવણ છે અને તેથી દરેકને ભિન્ન ભિન્ન નામ આપી ઓળખવામાં આવે છે. પશ્ચિમ દેશોમાં પણ અમુક પ્રમાણમાં આ વર્ગણી જોવામાં આવે છે, જેવાં કે માર્ચ, રાજગીત, લોકપ્રિય ગીતો, તેમજ બીજા પ્રબંધો અને ધર્મસંબંધી ગાન વગેરે. પ્રજાઓનાં મનનાં વલણ પ્રમાણે વધારે ઉશ્કેરાએલા અથવા શિથિલ વૃત્તિને આધારે તે રચાએલ હોય છે. આવા ઘણા બીજા નમુનાઓ પશ્ચિમ દેશોમાં પ્રચલિત છે, પરંતુ તેની ટુંકમાં સંકલના કરીને સ્વરોના બંધારણ ઉપર વિચાર કરીને અમુક રુચિના રૂપમાં તમામ ગીતોને ગોઠવવામાં આવેલ હોય તેમ ભાસતું નથી; તોપણ દેશપરત્વે તથા વીરરસ ભક્તિ આદિક ક્રમ પ્રમાણે તેની

યોજના સાચવવામાં આવેલ છે એટલુંજ દિગ્દર્શન બતાવી સંગીતને અને ઋતુ વગેરે કુદરતના નિયમોને જે સ્વાભાવિક સંબંધ છે તે વિષે થોડું-એક કહી લઈએ.

આર્યસંગીત ઘણુંજ પ્રાચીનકાળથી ચાલ્યું આવે છે, બલકે બીજી પ્રજાઓના સંબંધે બોલતાં આખી દુનિયામાં પ્રથમ સંગીતજ્ઞાન વેદમાંથી પ્રચલિત થયલું જણાય છે. સામવેદ માંહેના ઘણી જાતનાં ગાન જુદા જુદા નમુનાથી ગવાય છે, અને એ ગાનોને વર્ગની સંકલનાથી સ્પષ્ટ પ્રયોગમાં ઓળખવામાં આવે છે. સામવેદ ઘણા વખત સુધી કંઠસ્થજ હતો ને તે ગુરુદ્વારા વારસામાં અપાતો આવેલ છે અને જ્યારે લખવાનાં સાધન અથવા શોખ વધતો ચાલ્યો ત્યારે પણ ગાનને ઘણા બંધનરૂપ સાંકેતિક સંજ્ઞાથી લખવાનો રિવાજ કમ જણાય છે; તોપણ સામવેદના સ્વરો અને તેનું અંતર બતાવવા માટે હાથનાં આંગળાં ઉપર અંગુઠો રાખવાની યુક્તિ યોજવામાં આવી છે. હસ્તસ્વરોથી શબ્દો પર થડકો વગેરેના ખુલાસા પણ મળી આવે છે. પાછળથી "નારદસંહિતા" વગેરેમાં સામવેદના ગાનના નિયમોના વિશેષ ખુલાસા લખાયા. આ ક્રમથી ઘણો વખત વીતી ગયો છે અને હસ્તલિખિત સામવેદના ગ્રંથો જોવામાં આવતા થયા છે. સામવેદના ગાનોને નિત્ય, નૈમિત્તિક અને પ્રાસંગિક એ ક્રમ પ્રમાણે ગોઠવેલ જણાય છે: એટલે કે દરરોજ ઈશ્વરપ્રાર્થના માટે ગાવાનાં તે નિત્ય ગાન; આશીર્વચન ગુરુ અથવા નૃપ-આજ્ઞા વગેરે કારણથી ગાવામાં આવે તે નૈમિત્તિક અને ઋતુને અનુસાર નવાં અન્ન-ધાન્ય પાકે ત્યારે તે ધાન્ય પ્રથમ ઈશ્વરાર્પણ કરવાના પ્રયોગરૂપ યજ્ઞોત્સવમાં ગવાતાં ગાન તે પ્રાસંગિક એમ સમજાય છે. તોપણ આ ગાનોમાં વપરાયલા સ્વરોની રચના તપાસતાં તેમાંથી બીજોજ ખુલાસો મળી આવે છે. અમુક સ્વરોથી શરૂ થઈ અમુક સ્વરોમાં ગાન જ્યારે પૂરૂં થાય છે ત્યારે તેને તે તે કોષ્ટકમાં નોંધવાથી સ્વરોના હાડ ઉપરથી વેદના ગાનની જાતિ મુકરર થઈ જણાય છે ને તે ઉપરથી આધુનિક " રાગ " ના બંધારણનો આધાર ચાલ્યો આવતો જણાય છે.

સંગીતવિદ્યાને વખતની સાથે વધારે બંધબેસતો સંબંધ હોય છે તેથી માણસના સ્વભાવના બંધારણ પર 'સમય' ની પણ તેજ પ્રમાણે અ-

સર થાય છે. નિત્ય, નૈમિત્તિક, પ્રાસંગિક ભેદ ઉત્તમ વ્યવસ્થાથી પાડેલા જણાય છે. વિવાહ વગેરે આનંદના પ્રસ્તાવ વખતે જો તેજ જગોએ શોકજનક સહેજ કંઈ ગવાય અથવા બોલાય તો તુર્ત રસાભાસ થાય છે ને તેથી ચિત્તવૃત્તિઓ આનંદી બદલાઈ એકદમ સ્તબ્ધ થઈ રહે છે, તેવીજ રીતે મરણસમયે કોઈ પણ પ્રજામાં આનંદનાં ગીત ગાવાનો પ્રચાર પ્રમાણમાં છેજ નહિ એમ કહીએ તો ચાલે. આ ઉદાહરણથી સમજવામાં આવશે કે પ્રસંગને જોઈ સંગીતનો પ્રયોગ યોજવો તે ઉત્તમ પદ્ધતિ છે. તેમજ પ્રયોગ ભજવી બતાવતી વખત પણ સમયની તુલના કરવી જોઈએ, જેથી સંગીતની વધારે સંગીન અસર ફલદ્રુપ થાય. આવાં કારણોને લીધે પ્રાચીન વિદ્વાનોએ સંગીત વિષયમાં ઘણી અવગાહના કરીને તેના પ્રયોગ માટે ઋતુ, દિવસ, રાત્રિ, પ્રહર વગેરે વખત નિર્માણ કરેલ છે. ઉપર બતાવી ગયા છીએ તે પ્રમાણે અનેક કારણોને લીધે સ્વરબંધારણથી રાગરાગણીની રચના અને તે ગાવાનો વખત નિયમિત થઈ આવેલો ચાલ્યો આવે છે અને છેવટે જુદા જુદા ઋષિમુનિઓ જે જે સંગીતના આચાર્યો થઈ ગયા છે તેમણે ઉપર બતાવેલી સંકલના લક્ષમાં રાખી પોતાના મતની યોજના સ્થાપન કરવા સારૂ અમુક રાગને પ્રધાન ગણી તેના અંગમાં (અર્ધાંગનાના સ્વરૂપમાં) રાગણીઓ કલ્પેલી છે. તેથી જુદા જુદા મત સંગીતગ્રંથોમાં અત્યારે જોવામાં આવે છે તોપણ વિશેષ આધારને માન્યરૂપ હનુમનમત ને ભરતમત એ બે આજ સુધી ઘણે અંશે કબુલ રાખવામાં આવે છે. સંગીતવિષયમાં જ્ઞાન વધારે સંગીન મેળવવા આતુર ભાઈઓને "§સંગીતાદિત્ય" ગ્રંથ વાંચવા મનન કરવા વિનતિ કરવામાં આવે છે.

આ ગ્રંથમાં રાગરાગણીનાં નામના કોઠાઓ તથા અમુક રાગમાં જે જે સ્વરો ગાવાના હોતા નથી તે દર્શાવી તે રાગના રસાદિક ભાવ તથા તાલના ખુલાસાઓ સારી રીતે સમજાવ્યા છે તેથી અલભ્ય લાભ અને મદદ મળશે. તોપણ આ વિદ્યા કંઠથી શીખવાની છે તેથા ગુરુની સન્મુખ અભ્યાસ અથવા અવલોકન સહેજસાજ પણ કરવું અવશ્યનું છે. છેવટે વર્ણોચ્ચાર તથા વિરામ વિષે સૂચના જણાવું છું.

---

§ તે ગ્રંથ મહેરબાન ચૅટ્રીલ્ડ ડિરેક્ટર સાહેબે સ. ૧૮૯૬-૭ ના એપ્રીલમાં નં. ૪૧૧ તા. ૨૨ થી મંજુર કરેલ છે.

દેશ દેશને અનુકૂળ ઉચ્ચાર ઢબ પણ ભિન્ન ભિન્ન હોય છે. હિંદી ભાષામાં અને વ્રજ ભાષામાં હ્રસ્વ "ઇ" તે "અ" માફક બોલાય છે, અને શબ્દને છેડે તે જો હ્રસ્વ "અ" આવતો હોય તો તેનો ઉચ્ચાર ખોડાની માફક કરવામાં આવે છે. તેવીજ રીતે ગુજરાતીમાં પણ છેડાનો "અ" બોલાતો નથી. જેમકે કલાક, ઘડીઆળ, સુંદર, માણસ, વગેરે. અંગ્રેજી ઉચ્ચારમાં છેવટે અ ઉમેરવામાં આવતો નથી તેથી તે ભાષાના ઉચ્ચાર તો ખોડા વ્યંજનની માફકજ બોલાય છે. ગુડ ( ગુડ્ ) યસ ( યસ્ ). તેમજ કેટલીક વખત છેડે જોડણીમાં સ્વર હોય છે તોપણ તેનો ઉચ્ચાર ટુંકોજ થાય છે. ગેટ ( gate ગેટ્ ), ફેસ ( face ફેસ્ ). ઉપર દર્શાવ્યા પ્રમાણે જ્યારે ટુંકા વર્ણોચ્ચાર થાય છે ત્યારે તેઓ આપોઆપ બીજા શબ્દોથી અલગ અલગ દેખાતા જાય છે, તેથી દરેક શબ્દની સાથે જરા પણ વિરામ અથવા શ્વાસ લેવાને અવકાશ મળ્યો તેમ ભાસે છે અને છાપવામાં શબ્દે શબ્દો જુદા પાડવાથી જેમ વાંચનાર અને જોનારને સહેલું પડે છે તેમ ઉપર બતાવેલ ખોડા ઉચ્ચારની શૈલીથી શબ્દ થઈ રહ્યો તેમ આ ભાષા નહિ જાણનાર પણ માત્ર ઉચ્ચાર સાંભળવાથી જાણી શકે છે. માટે ભાષામાં ભાષાની ખાસીઅતોને લીધે અમુક બાબતો ગુણરૂપ પણ હોય છે. દ્રાવિડ તથા તિલંગ દેશની બોલીઓમાં છેડાનો હ્રસ્વ દીર્ઘ તરીકે બોલાય છે; તેમજ બંગાળ તરફના ઉચ્ચારમાં પહોળાઈ વધારે નજરે પડે છે અને તાલવ્ય ઓષ્ટપૂર્તિ તુર્ત જણાઈ આવે છે. આવી આવી ભાષાઓની ખાસીઅતને લીધે ગાતી વખતે વિરામ લેવાની ઢબમાં અને શ્વાસોચ્છ્વાસ લેવાના ક્રમમાં બારીક તફાવત રહે છે, તોપણ સાધારણ સૂચના તો માત્ર એજ છે કે નાક મારફત શ્વાસોચ્છ્વાસ લેવાની ટેવ ગાતી વખતે પણ જાળવવી. તેથી બે ફાયદા છે. અનુનાસિક સ્વરો જેમ બને તેમ ઓછા કાઢવાના છે તે નિયમ પળાય છે. કુદરતી ભાષામાં પણ તેઓ બહુ નાની સંખ્યામાં છે. નાકમાં જે સ્વરોનો ઘોર થાય છે તે સ્વર (ङञणनम) સિવાય બીજા વર્ણોને નાક મારફત પ્રદર્શિત નહિજ કરવા એટલે કે અનુનાસિક આપો આપ ઓછા બોલાશે. બીજું મુખ ખુલ્લું રહેવાથી ગાતી વખત અંદરના અવયવો, કંઠનળી, તાળુસ્થાન વગેરે પોત પોતાના કામમાં સારી રીતે તત્પર રહી શકે છે ને તેને લીધે કંઠસ્થ તાલવ્ય વગેરે અંતઃસ્થાનથી

સ્વરો વધારે ધન (અવાજ) વાળા ઊપજે છે.

વાજાંઓમાં જેમ લાકડાની પેટી અથવા તંબુર સિતાર વગેરેમાં વ-પરાતું તુંબડું હોય છે ને તેને લીધે વાજાનો અવાજ ચોખ્ખો ને કૌવતદાર બને છે તેમ આ અંતઃસ્થાનો કંઠનળીમાંથી નીકળતા સ્વરોને વધારે સ્પષ્ટને રસઘન બતાવી આપે છે. આવી બીજી અનેક નાની મોટી બાબતો પર સંગીત શીખતાં ધ્યાન આપવાની જરૂર છે, તોપણ તેના અભ્યાસીઓએ શીખતાં એકદમ સમગ્ર ગ્રહણ કરવાથી ઉતાવળ ને અધીરાઈ કરવી નહિ જોઈએ, પરંતુ જેમ જેમ અનાજ પાચન થતું જાય છે તેમ તેમ તેનું પોષણ શરીરમાં ફેલાય છે ને તેથી માણસ તંદુરસ્તીથી સુખને આનંદ ભોગવે છે તેજ દૃષ્ટાંતે વિદ્યાભ્યાસીઓએ ક્રમથી ધીમે ધીમે આગળ વધવાની ટેવ રાખવી ને તે સાથે શીખી ગએલ બાબતો પર મનન અને મહાવરો રાખી વિદ્યા સજ્જ ઉપસ્થિત રાખવી. કહેવત છે કે "ગરથ ગાંઠે અને વિદ્યા પાઠે." તે પ્રમાણે સંગીતવિદ્યા તો કંઠસ્થજ છે, હતી અને રહેવાની છે, માટે તેને સારૂ યોગ્ય સાધન જારી રાખવુંજ જોઈએ. એકાગ્ર ચિત્ત થયા સિવાય સંગીત શીખવું ઘણું મુશ્કેલ પડે છે, માટે ચિત્ત તલ્લીન રાખી શ્રમ લેવાથી માણસ બીજી વિદ્યાઓની માફક આ સંગીતવિદ્યામાં પણ કુશળતા સહેલથી મેળવી શકે છે.



## ઈંગ્રેજી પંચાંગ ગુડ ફ્રાઇડે, અને ઇસ્ટરના તહેવારો.

( રા. ભગવાનદાસ ભૂખણદાસ, સરભોણ—ના ચર્ચાપત્રના ઉત્તરમાં )

ખ્રિસ્તિધર્મના સ્થાપક જીસસ ક્રાઈસ્ટે જગતના ઉદ્ધારને અર્થે શુક્રવારે તેમને થયલી દેહાન્તદંડની સજા ભોગવી અને ત્રીજે દિવસે એટલે રવિવારને દિવસે કબરમાંથી નીકળીને તેજ શરીરથી સ્વર્ગે સિધાવ્યાં, એવું સ્મરણ રાખવા સારૂ ખ્રિસ્તિ ધર્મ માનનારાઓ શુક્રવારથી શરૂ થતા આખા અઠવાડીઆને પવિત્ર માને છે. શુક્રવારે ઉપવાસ અને રવિવારે ઇસ્ટરનો તહેવાર પાળે છે.

ઇસ્ટર એ શબ્દ ઇસ્ટ (પૂર્વ દિશા) માંથી આવેલો અને આપણા સંસ્કૃત **उषस्** શબ્દની સાથે સંબંધ ધરાવનારો છે. 'ostara'—ઑસ્ટરા—પ્રકાશ કે વસંત ઋતુની દેવીને માટે એપ્રિલ માસમાં અગાઉ તહેવાર પાળવામાં આવતો અને તેથી આખા મહિનાનું નામ Easter monath 'ઇસ્ટર મહિનો' કહેવાતો.

પ્રાચીન કાળથી પશ્ચિમમાં આ તહેવાર પાળવામાં આવે છે. જ્યુ લોકો **વર્ષની શરૂઆત થયા પછી જે માસની ૧૪ મી તારીખ પહેલી** આવે તે દિવસે તે તહેવાર પાળતા. આ તારીખે ઘણું કરીને પૂર્ણચંદ્ર હોય, કારણ કે હિબ્રુ ટીપણા પ્રમાણે જ્યુ લોકોમાં ચાંદ્ર માસ ગણવાનો, અને સૌર વર્ષ સાથે મેળવવાને માટે અમુક વર્ષે એક અધિક માસ ઉમેરવાનો ચાલ હતો. આ કહેવાનું તાત્પર્ય એ છે કે સૂર્ય મેષબિંદુમાં આવે અને વસંત ઋતુ કે નવું વર્ષ શરૂ થાય ત્યાર પછી પહેલાજ પૂર્ણચંદ્રને દિવસે આ તહેવાર કરવો એવો તેમનો ધારો હતો. ઘણા **ખ્રિસ્તીઓ** એમ કહેતા કે તે તહેવાર ખાસ **૧૪ મી તારીખે** નહિ પણ **રવિવારેજ** પાળવો જોઈએ. બીજા કેટલાક ખ્રિસ્તિધર્મવાળા જ્યુને અનુસરીને તે તહેવાર ૧૪ મી તારીખેજ પાળતા. ઈ. સ. ના બીજા સૈકડામાં આ તકરાર વધી પડી અને ઘણાં વર્ષ સુધી કંઈ ઠેકાણું પડ્યું નહિ.

આખરે ઈ. સ. ૩૨૫ માં નાઇસિ શહેરમાં ખ્રિસ્તિ ધર્મગુરુઓની એક મોટી સભા સ્થપાઈ. તેમણે પંચાંગને લગતી બીજી બાબતો ભેગો ઇસ્ટર તહેવારનો પણ વિચાર કર્યો ને અમુક ઠરાવ ઉપર આવ્યા. જ્યુ લોકોના તહેવારની રીત નાસ્તિક ગણાવા લાગી હતી અને ખ્રિસ્તિ ધર્મ પાળનારાઓનો મોટો ભાગ તેમની વિરુદ્ધ હતો, તે સર્વ તરફ નજર રાખી તેમણે નીચે પ્રમાણે ઠરાવ કર્યાઃ—

(૧) ઇસ્ટરનો તહેવાર **રવિવારે** પાળવો.

(૨) **પાસ્કલ મહિનાની** ૧૪ મી તારીખ **પછી આવતો પહેલો રવિવાર** લેવો.

(૩) જે (ચાંદ્ર) માસની ૧૪ મી તારીખ સૂર્યને વિષુવબિંદુમાં આ-

વવાને દિવસે કે ત્યાર પછી પહેલીજ આવે, તેને 'પાસ્કલ માસ' સમજવો.

(૪) સૂર્ય **માર્ચની ૨૧ મીએ** વિષુવબિંદુમાં આવે છે એમ ગણવું.

આ ઉપરથી જણાશે કે આ તહેવાર નક્કી કરવામાં વાર, ચાંદ્ર માસની તારીખ, સૌરવર્ષની શરૂઆત, વગેરે બધી જાતની ગણતરીની મેળવણી આવે છે. જ્યુ લોકોના તહેવારની **સાથે** ખ્રિસ્તિઓનો તહેવાર **કદી આવે નહિ** એવી ઉપરના નિયમોમાં ગોઠવણ છે. જુઓ–જ્યુ લોકો પાસ્કલ માસની ૧૪ મી તારીખેજ તહેવાર કરતા, માટે ખ્રિસ્તિ લોકોએ ત્યાર પ છીનો **રવિવાર** રાખ્યો. ૧૪ તારીખે રવિવાર હોય તોપણ તેઓનો તહેવાર ત્યાર **પછીના** રવિવારે આવે. ઇસ્ટર તહેવારના **પહેલાં** આવનાર **શુક્રવાર** તે ગુડ ફ્રાઇડે.

ઉપર કહ્યું તેમ ઇસ્ટરનો તહેવાર નક્કી કરવામાં સૌર માસની અથવા **(૧) મેષબિંદુની તારીખ, (૨) વાર,** તેમજ **(૩) ચાંદ્રમાસની પુર્ણિમા એટલે ૧૪ મી તારીખ** નક્કી કરવી પડે છે.

## મેષબિંદુની તારીખ.

મેષ બિંદુની તારીખ નક્કી કરવામાં પાશ્ચાત્ય લોકોનું પંચાંગ અસલની પદ્ધતિથી શરૂ કરીને હાલની પદ્ધતિ ઉપર શી રીતે પહોંચ્યું તેનું જરા ટુંકમાં દિગ્દર્શન કરવું જરૂરનું છે.

વખત માપવાને ચંદ્ર એ સૌને મુખ્ય અને ઉઘાડું સાધન લાગે છે, અને તેની સૂચના સૌથી પહેલી થાય છે. તેથી અસલના લોકો ૨૯, અને ૩૦ તારીખોનો, એમ વારાફરતી માસ ગણીને 'સૂર્ય' સાથે મેળવવાને લેવા ૧૨ માસનું વર્ષ ગણતા.

ઋતુઓનો આધાર સૂર્યની ગતિ ઉપર છે, અને ઋતુઓનો ઉપયોગ સાર્વજનિક કામનો હતો. ઉપરની ગોઠવણથી આખરે એમ માલમ પડ્યું કે ચંદ્રના ૧૨ અને સૂર્યનો ૧ ફેરો સરખા વખતમાં થતો નથી. આથી ગુંચવણ વધી.

અસલના **ઇજીપ્શિયનો** માત્ર સૂર્યના ઉપર આધાર રાખીને ૩૬૫ દિવ-

સનું વર્ષ ગણુતા. ૩૦, ૩૦ દિવસના બાર માસ રાખ્યા અને છેલ્લા ૫ દિવસ ઉમેરીને ૩૬૫ પૂરા કર્યા. તેમણે ચંદ્ર ઉપર બીલકુલ આધાર રાખ્યો નહિ.

જ્યૂ લોકો બાર ચાંદ્ર માસનું વર્ષ ગણીને સૂર્યની ગતિને મેળવવાને અનુકૂળ પ્રસંગે એક ૧૩ મો માસ ઉમેરતા. હજી પણ તે લોકો તેમજ ગણે છે. તે લોકોના માસ ૨૯ અને ૩૦ દિવસના, એમ અનુક્રમે આવતા અને ૧૯ વર્ષમાં ૭ અધિક માસ મૂકતા. **સિરિયા** અને **મૅસિડોનિયાના** લોકો પણ તેમજ ગણુતા.

**ગ્રીક** લોકો પણ જૂના વખતમાં ૧૨ ચાંદ્ર માસનું વર્ષ ગણુતા. ઈ. સ. પૂર્વે ૫૭૪ માં સોલને ૨૯ અને ૩૦ દિવસના અનુક્રમે બાર માસ ઠરાવીને વર્ષના ૩૫૪ દિવસ નક્કી કર્યા અને પ્રસંગોપાત્ત અધિક માસ મૂકવાનું ઠરાવ્યું. પાછળથી તેમાં ફેરફાર કરીને ૮ વર્ષે ૩૦ દિવસના ત્રણ અધિક માસ ગોઠવ્યા અને તેમ કરીને વર્ષની લંબાઈ ૩૬૫। દિવસની કરી.

**રોમન** લોકોમાં આગળ ૧૦ મહિનાજ હતા પણ તેમના રાજાઓએ પાછળથી ૩૫૫ દિવસનું ચાંદ્ર વર્ષ કબુલ રાખીને તેના ૧૨ માસમાં ભાગ પાડયા. આથી ઋતુઓની શરૂઆત તેજ માસમાં રહી નહિ. ઈ. સ. પૂર્વે ૪૬માં **જ્યુલિઅસ સીઝરે** એ પંચાંગમાં સુધારો કર્યો. તેણે એવું ઠરાવ્યું કે દરેક વર્ષ ૩૬૫ દિવસનું ગણવું અને દરેક ચોથું વર્ષ ૩૬૬ દિવસનું ગણીને વર્ષની લંબાઈ ૩૬૫। દિવસ રાખવી. સીઝરના ઠરાવ પ્રમાણેજ આજ સુધી અમુક મહિનાની અમુક તારીખો ગણવામાં એમ આવે છે.

ખરું જોતાં સૌર વર્ષની લંબાઈ ૩૬૫। દિવસની નથી પણ ૩૬૫. ૨૪૨૨ ની અથવા ૩૬૫ દિ. ૫ ક. ૪૮ મિ. અને ૫૦ સેકન્ડની છે; તેથી જ્યુલિઅન ટીપણા પ્રમાણે દર વર્ષે ૧૧ મિનિટ અને ૧૦ સેકન્ડની ભૂલ થઈને ઈ.સ. ૧૫૮૨ સુધી તે ભૂલ ૧૦ દિવસ જેટલી થઈ. ઈ.સ. ૩૨૫ માં ૨૧ મી માર્ચે સૂર્ય મેષબિંદુમાં આવતો તે ૧૫૮૨ માં ૧૧ મી માર્ચે આવ્યો. **પોપ ૧૩ મા ગ્રેગરીએ** આ ભૂલ સુધારીને એવો ઠરાવ કર્યો કે ૧૫૮૨ ની સાલમાં ૧૦ દિવસ છોડી દેવા, અને ૪થી ઑક્ટોબરને બીજે દિવસે ૫મી ઑક્ટોબરને બદલે ૧૫મી ઑક્ટોબર ગણવી. આ ભૂલ ફરીથી એકઠી ન થવા પામે માટે તેણે ઠરાવ્યું કે પૂરા સેંકડાના વર્ષોમાં (૧૭૦૦, ૧૮૦૦, ઇ.)

લીપ (૩૬૫ દિવસનું) વર્ષ ગણવું નહિ, પરંતુ માત્ર જે સૈંકડાની સંખ્યાને ૪ થી ભગાય તેજ સૈંકડાના વર્ષને લીપ વર્ષ ગણવું. આથી ૪૦૦ વર્ષમાં ૧૦૦ ને બદલે ૯૭ લીપ વર્ષ ઠર્યા અને વર્ષના સરાસરી દિવસોની લંબાઈ કમી થઈ. આ પદ્ધતિથી પણ કદાચ ભૂલ રહે છે-(વર્ષે ૨૨ સેકન્ડ જેટલી) તો એટલી નાની છે કે ૪,૦૦૦ વર્ષમાં ૧–૨૧ દિવસની થાય. [ કેટલાક વિદ્વાન એમ દરખાસ્ત કરે છે કે ૪,૦૦૦ અને તેના ગુણાકારનાં વર્ષોને લીપ વર્ષ ન ગણતાં સામાન્ય વર્ષ ( ૩૬૫ દિ. નું ) ગણવું એટલે સવા લાખ વર્ષ સુધી એક દિવસની પણ ભૂલ વિના ચાલશે. ]

યુરોપ ખંડના લગભગ બધા દેશો ૧૩ મા ગ્રેગરીના ઠરાવને વહેલા મોડા અનુસર્યા, અને રશિયા સિવાય તમામ દેશોમાં આ પ્રમાણે પંચાંગનું બંધારણ હાલ છે. રશિયા જૂના રિવાજ પ્રમાણે ચાલે છે, તેથી બીજા દેશોની સાથે પત્રવ્યવહારમાં તેમને બે તારીખો લખવી પડે છે. હાલ ભૂલ વધીને ૧૩ દિવસ ઉપરાંતની થઈ છે; તેથી તેમના પત્રોમાં એપ્રિલ $\frac{૧}{૧૪}$ અથવા $\frac{\text{જુન ૨૭}}{\text{જુલાઈ ૧૦}}$ એમ તારીખો લખવામાં આવે છે.

આ ઉપરથી સમજાશે કે ગ્રેગરી પોપના કરેલા નવા ફેરફારથી **વિષુવબિંદુની તારીખ ૨૧ મી માર્ચ** રહી. આ તારીખ ઇસ્ટિર ગણવામાં સાર્વજનિક છે.

## તારીખ અને વાર.

વાર ગણવાની રીત આખી પૃથ્વી ઉપર સાર્વજનિક છે અને તે ક્યારથી ગણાતા આવ્યા તે જાણવાનું કાંઈ સાધન નથી. ઈસ્ટર જાણવાને માટે તારીખની સાથે વાર જાણવો અગત્યનો છે માટે તે ઉપર વિચાર કરીએ.

એક વર્ષના **૩૬૫** દિવસ હોય તો બીજું વર્ષ પહેલા વર્ષ કરતાં બીજે વારે બેસે. એટલે આ વર્ષ **શનિવારે** બેસતું હોય તો આવતું વર્ષ **રવિવારે**, અને તે પછીનું **સોમવારે** બેસે; કારણ કે ૩૬૫=૭ નો ગુણાકાર+૧ છે, એટલે આખાં અઠવાડિઆં કરતાં ૧ દિવસ વધારે છે.

**દરેક વર્ષને માટે એકેક વાર** ઉમેરતાં આ રીતે **સાતે વર્ષે** પાછો **તેજ વાર** વર્ષની શરૂઆતમાં આવતા; પણ જ્યુલિઅન કેલેન્ડર પ્રમા-

ણે **૩૬૫ા** દિવસનું વર્ષ ગણતાં ૨૮ વર્ષનાં $\frac{૩૬૫।\times૨૮}{૭}$ = ૧૪૬૧ પૂરાં અઠવાડીઆં આવે છે, માટે **૨૮ વર્ષે તેજ તારીખે તેજ વાર આવે** અને ૨૮ વર્ષના તારીખ વારનો કોઠો જોઈને ગમે તે મહિનાની ગમે તે તારીખનો વાર કહી શકાય, એ ખુલ્લું છે. પરંતુ ગ્રેગરી પોપના કરેલા સુધારા પ્રમાણે તે કોઠો માત્ર ૧ સૈકડો કામમાં આવે, કારણ કે ૧૦૦, ૨૦૦, ૩૦૦ વગેરે સાલોને લીપ વર્ષ ગણવામાં આવતાં નથી. તેથી બીજી યુક્તિની જરૂર છે. આ સુધારા પ્રમાણે પાશ્ચાત્ય પંચાંગો ચાલે છે. એમ માલમ પડે છે કે ૪૦૦ વર્ષના દિવસોનો સરવાળો ૩૬૫ ×૪૦૦+૯૭=૧૪૬૦૯૭ એટલે ૨૦૮૭૧ પૂરાં અઠવાડીઆં થાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે આજ જે મહિનાની જે તારીખે જે વાર છે, તે આજથી ૪૦૦ વરસ પછી કે ૪૦૦ પહેલાં પણ હશે. આ ઉપરથી ૪૦૦ **વર્ષનો** પંચાંગોમાં વાર જણાવવાનો કોઠો કરવામાં આવે છે તેથી ગમે તે વર્ષની જાન્યુઆરીની પહેલી તારીખનો વાર જાણવામાં આવે છે. સારપછી **એક સામાન્ય વર્ષને** માટે અને બીજો **લીપ વર્ષને** માટે મહિનાઓની તારીખો અને વાર જણાવનારા કોઠાઓ આપવામાં આવે છે, તે ઉપરથી અમુક તારીખે અમુક વાર છે તે જણાય છે.

આ કોઠો જોયા વિના સહેલાઈથી વાર કાઢવાનો આપણે નિયમ ઉપજાવવાનો પ્રયત્ન કરીએ.

એમ ધારો કે ૧, ૪૦૧, ૮૦૧, ઇસાદિ વર્ષોની શરૂઆતમાં **સોમવાર** આવે છે એવું આપણે જાણીએ છીએ. આટલા સાધન ઉપરથી એક દષ્ટાન્ત લઈને આપણે નિયમ ઉપજાવીએ તો સમજવું સરળ પડે. **'ઈ. સ. ૧૭૧૦મા વર્ષની શરૂઆત કયે વારે થઈ હશે?'** એ દષ્ટાન્ત લો.

(૧) દર ચારસેં વર્ષે તેજ તારીખ ને તેજ વાર આવે છે માટે તેમાંથી ૪૦૦ નો કોઈ પણ ગુણાકાર બાદ કરવાની હરકત નથી. માટે ૧૭૧૦ ની સાલ ગણો કે ૧૧૦ ની સાલ ગણો તે સરખુંજ છે. આ કારણથી ઇષ્ટ સાલમાંથી ૪૦૦ નો મોટામાં મોટો ગુણાકાર બાદ ગયો તે કાઢ્યો, તો ૧૧૦ રહ્યા.

# વિદ્યા ( Science ).

( ફ્રાન્સ, ઇંગ્લંડ અને અમેરિકા. )

વિદ્યાના વિષયમાં અમેરિકામાં મહાન્ વિદ્વાનો થયા નથી તેમ તો કહી શકાય નહિ. વિદ્યુત્‌ના સંબંધમાં પ્રખ્યાત ફ્રૅન્કલીને શોધ કરી ત્યારથી તે વિદ્યામાં ઊંડાં ઊતરવાનો પ્રયાસ શરૂ થયો. અમેરિકામાં વિદ્યુત્‌ના બળને લીધે જે ભવ્ય ઉદ્યોગ ચાલી રહ્યો છે તેનો પિતા જોસેફ હેન્રિ કહીએ તો કંઈ અતિશયોક્તિ નથી. પરિણામ ( Evolution ) ના સંબંધે, કોપ, લીડી, અને માર્શ, એમણે પણ મહાન્ સત્યો શોધી જનસમૂહ સમક્ષ મૂક્યાં છે. ક્લોરોફૉર્મ, વગેરે આપી બેભાન કરવાની વિદ્યાની ( Anœsthesia ) શોધ કરવામાં, મૉર્ટન, લૅંગ, અને વૅલ્સે ભાગ લીધો છે. તારાઓનો ફોટોગ્રાફ પ્રથમ ડ્રેપરે લીધેલો હતો. યેલના પ્રોફેસર ન્યુટને પૂછડીઆ તારા તરફ ખગોળશાસ્ત્રીઓનું ચિત્ત દોર્યું. અનેક શાસ્ત્રોના વિદ્વાનોનાં નામ બાદ કરતાં ઉપર ગણાવેલા માત્ર વિદ્યાશાસ્ત્રીઓની નામાવલિથી એટલું તો નક્કી થાય છે કે અમેરિકા પણ મહાન્ વિદ્વાનોનું ઘર છે. જી. ડબલ્યુ. હિલ જેવા ગણિતશાસ્ત્રી, પ્રોફેસર લૅંગ્લી, રોલૅન્ડ, મીકલસન જેવા પદાર્થવિજ્ઞાની, પીકરીંગ, બર્નહામ, તેમજ કીલર જેવા ખગોળવેત્તાઓએ અમેરિકાને ઊંચી પદવીએ લાવવામાં જે જે પ્રયાસો કર્યા છે તે ખરેખર અદ્ભુત અને સ્તુત્ય છે.

આવા અનેક વિદ્વાનોનાં નામ આપ્યા પછી અમેરિકા વિદ્યામાં પછાત છે તેમ કહેતાંજ હરકોઈ અચંબો પામ્યા વિના રહેશે નહિ. અમેરિકા વિદ્યામાં ફ્રાન્સ કરતાં કેટલે દરજ્જે પછાત છે, અને તે શા કારણથી પછાત છે તે દર્શાવવા અહિં પ્રયત્ન કરીશું.

અમેરિકામાં, ફ્રાન્સ કે ઇંગ્લંડ કરતાં મહાવિદ્યાલયની કે પાઠશાળાઓની સંખ્યા ઊતરતી નથી, પણ ચઢતી છે. માત્ર જર્મનિજ તે સંબંધે અમેરિકા કરતાં ચઢી જાય તેમ છે. પૈસાની મદદ કરવામાં પણ અમેરિકાના કરોડાધિપતિ ફ્રાન્સ, કે ઇંગ્લંડ કરતાં પછાત નથી, એટલુંજ નહિ પણ

વિદ્યાનો વધારો કરવામાં સાધારણ લોકો પણ મહેનત કર્યા કરે છે. સ્ટીવન ગીરાર્ડ અને રૉક ફેલરે દેશોન્નતિ કરવા નાણાં સંબંધી જે જે રાક્ષસી બક્ષીસો આપેલી છે તે ખરેખર આશ્ચર્યજનક છે. વળી અમેરિકામાં ઉત્સાહ અને સાધનની પણ ખોટ નથી. એમ પણ નથી કે અમેરિકાના લોકો માત્ર વિદ્યા સંબંધે વાતો કરીનેજ સંતોષ માને છે. તેઓ કાર્યોપયોગી (Applied) વિદ્યામાં પણ ઘણાજ બાહોશ છે. ફુલ્ટન નામના વિદ્વાને 'સ્ટીમબોટ' (વરાળયંત્રથી ચાલતી હોડી) પહેલાં ચાલુ કરી હતી. મોર્સે 'ઇલેક્ટ્રો મૅગ્નેટિક ટેલીગ્રાફની પ્રથમ શોધ કરી છે, અને ગ્રેહામબેલે અમેરિકામાંજ ટેલીફોન, ફોનોગ્રાફ, અને રેડીઓફોન વિષે ઘણી શોધખોળ કરી છે. આમ હોવા છતાં વિદ્યામાં અમેરિકાનો દરજ્જો ઊતરતો શાથી?

ફ્રાન્સના સુપ્રસિદ્ધ વિદ્વાન્ પાસ્ટયુરે વૈદકશાસ્ત્રમાં શોધો કરી ફ્રાન્સને ધનવાન્ અને સુખી બનાવ્યું છે. તેની શોધનો લાભ લઈ ઇંગ્લંડમાં લૉર્ડ લીસ્ટરે વાઢકાપના કામમાં ઉત્તમ સુધારો કર્યો છે. જર્મનિમાં બેહેરિંગ અને કૉચ, તેમજ જાપાનમાં કીટેસાટુ નામના દાક્તરોએ અનેક દર્દો મટાડવામાં પાસ્ટયુરના મતને અનુસરી મોટી ફત્તેહ મેળવેલી છે. નવાઈ જેવી વાત એ છે કે અમેરિકાના લોકોએ આ શોધમાં કોઈ પણ જાતનો ભાગ લીધો નથી.

દોરડાં વિનાના તારની વાતો કરતાં માર્કોનિનું નામ આગળ આવે છે. ખરૂં પૂછતાં માર્કોનિએ પહેલેથી ચાલી આવતી બીજા વિદ્વાનોની શોધનો લાભ લીધેલો છે. પદાર્થવિજ્ઞાનના ઇંગ્રેજી શાસ્ત્રી મૅક્સવેલે, જર્મનિમાં હુર્ટ્ઝ અને હેલ્મહોલ્ટ્ઝે તેમજ પૅરિસના પ્રોફેસર બ્રૅન્લીએ જરૂરનાં સાધનો તૈયાર કરી રાખ્યાં હતાં. લીવર્પુલનો સર ઑલીવર લૉજ, દોરડાં વિના તાર મોકલનારાઓમાં પહેલોજ હતો. રશિઆના પોપોફે, ઇટલિના રીઘીએ, જર્મનિના સ્લૅબી, કાઉન્ટ આર્કો અને પ્રોફેસર બ્રોને, તેમજ બ્રસેલ્સના ગ્વારીનીએ, ફ્રાન્સના ટીસૉટે, અને આપણા દેશના કલકત્તાના વિદ્વાન્ પ્રોફેસર બોઝે પણ આ શોધ કરવામાં અગત્યનો ભાગ લીધો છે.

ધાતુવિદ્યામાં યુરોપખંડના જુદા જુદા દેશોના વિદ્વાનોએ ભિન્ન ભિન્ન શોધ કરી ઉત્તમ અને અપૂર્વ લેખો લખ્યા છે. શોચનીય બાબત એ છે કે જે વિદ્યા ઉપર દેશની સમૃદ્ધિનો આધાર રહેલો છે તે વિદ્યાની શોધખોળ કરવા અમેરિકાના લોકો જોઈએ તેટલા ઊંડા ઊતર્યા નથી!

વિદ્યુત્‌ના સંબંધમાં પણ હાલ જે જે શોધો થઈ છે તેમાં પણ અમેરિકાના વિદ્વાનોએ કંઈ કર્યું હોય તેમ લાગતું નથી. સર વીલ્યમ્ ક્રુક્સે વિદ્યુત્‌નું ખરૂં સ્વરૂપ દર્શાવ્યું હતું. હવા વિનાની કાચની નળીમાં વિદ્યુત્‌નાં કિરણ પસાર થાય છે, તેનું અવલોકન કરી ક્રુકસે જાહેર કર્યું કે એ પ્રકાશ અત્યંત સૂક્ષ્મકણનો બનેલો છે. કેમ્બ્રિજના પ્રોફેસર સર, જે. જે. થૉમ્પસને આ કણની ગતિ પણ માપેલી છે. તે વિદ્વાન્ જણાવે છે કે આ કણ નાનામાં નાના અને હલકામાં હલકા ઍટમના (અણુના) કરતાં પણ નાના છે. અમેરિકા આ પ્રકારની નવીન શોધોમાં કેટલું બધું પછાત રહ્યું છે!

વિદ્યાદુનરમાં આ પહેલા દરજ્જામાં ગણાતા અમેરિકામાં મગજ અને તેની ગુંચવણભરેલી ક્રિયા વિષે જોઈએ તેવી ને તેટલી શોધ થઈ લાગતી નથી. મગજના બંધારણની શોધખોળ કરી, ઇટલી, જર્મનિ, બેલ્જીયમ, સ્વિટ્ઝરલૅન્ડ, અને ઑસ્ટ્રિઆના વિદ્વાનોએ જે ઉત્તમ પંક્તિનાં પુસ્તકો લખેલાં છે તે વિદ્વાનોની નામાવલિમાં અમેરિકાના વિદ્વાનનું નામ ભાગ્યેજ માલુમ પડી આવે છે.

અમેરિકા વિદ્યાના સંબંધમાં પછાત છે એ સિદ્ધ કરવામાં આટલી સાબીતીઓ બસ નથી?

ફ્રાન્સ, અમેરિકા કરતાં વિદ્યામાં ચઢીઆતી સ્થિતિ ભોગવે છે તેનાં અનેક કારણ છે. ફ્રાન્સનાં વિદ્યાલયો ઊંચા પ્રકારનાં છે. પાસ્ટયુર ઇન્સ્ટીટ્યુટમાં 'બાયોલૉજીકલ કેમિસ્ટ્રી' ને (પ્રાણી તેમજ વનસ્પતિશાસ્ત્રને લગતી રસાયણવિદ્યાને) લગતી શોધખોળ કરવામાં આવે છે. હાલમાં મેકનીકોફ અને તેના વિદ્વાન્ મિત્રો 'સેલ' માં ઘડપણ અને અશક્તિ આવવાનાં કારણો શોધવા મચેલા છે. મુખ્યત્વે કરી આરોગ્યવિદ્યાને લગતી શોધો કરવાનું મહાભારત કામ આ વિદ્યાલયમાં કરવામાં આવે છે. અમેરિકામાં આ વિદ્યાલયને મળતું એક પણ વિદ્યાલય છે?

ફ્રાન્સમાં 'કૉલેજ ડી ફ્રાન્સ' નામનું બીજું વિદ્યાલય છે. આ વિદ્યાલયમાં ક્લૉડ બર્નાર્ડ (મહાન્ શારીરિક શાસ્ત્રવેત્તા) અને એમ. બર્થેલૉટ (Founder of synthetic chemistry.) ના પ્રયાસો ફલીભૂત થયા છે, અને જનસમૂહના જ્ઞાનમાં આ પ્રયાસોથી અભિવૃદ્ધિ થઈ છે. અમેરિકામાં આ વિદ્યાલયને મળતું છતાં ઉતરતી પંક્તિનું 'સ્મિથસોનીઅન ઇન્સ્ટીટ્યુ-

શન ' નામનું વિદ્યાલય વૉશીંગટનમાં છે. ત્યાં હાલમાં પ્રોફેસર લૅંગ્લીએ 'ઓલોમીટર ' ની નવી શોધ કરી છે. ફ્રાન્સમાં ' જાર્ડીસ ડી સપ્લૅન્ટીસ ' ત્રીજું મોટું વિદ્યાલય છે. આ વિદ્યાલય ભિન્ન ભિન્ન વિષયોની શોધ કરવા માટે છે. અપૂર્વ શક્તિ ( originality ) ના વિદ્વાનો આ વિદ્યાલયમાં કામ કર્યા કરે છે. બેકરેલ નામના વિદ્વાને અહિં તેના નામથી ઓળખાતાં ' બેકેરેલરેઝ ' શોધી કાઢ્યાં છે. રેડીયમ, વગેરેમાંથી જે કિરણો નીકળે છે તેને ' બેકેરેલરેઝ ' કહેવામાં આવે છે. અહિં મૅકવીની નામના વિદ્વાને ' કૅલ્શીયમ કારબાઈડ ' ( જેમાંથી ઍસિટિલીન ગૅસ બનાવવામાં આવે છે તે) ની બનાવટ શોધી કાઢી છે. આ ત્રણ વિદ્યાલય મુખ્ય છે. તે ઉપરાંત તેથી નાનાં, પણ અગત્યનું કામ કરતાં બીજાં પણ વિદ્યાલયો છે, અને આ બધાં એક પૅરીસમાંજ ! ! ! આમ છે તો પછી ફ્રાન્સ અમેરિકા કરતાં આગળ હોય તેમાં શી નવાઈ? અમેરિકાના અને ફ્રાન્સના વિદ્વાનોમાં બીજો અગત્યનો તફાવત છે. જ્યારે અમેરિકાના વિદ્વાનો શોધ કરે છે–પછી તે મોટી હોય કે નાની–માલવાળી હોય કે માલવિનાની–ત્યારે તે તેવી શોધને માટે ' પેટંટ ' મેળવી લે છે. ફ્રાન્સના વિદ્વાનો ઘણે ભાગે પોતાની શોધોનો લાભ જનસમૂહ થોડા ખર્ચથી અને સહેલાઈથી લઈ શકે માટે તેવી શોધને માટે ' પેટંટ ' મેળવતા નથી. જે દેશમાં આવી ઉદાર વૃત્તિ હોય ત્યાં લક્ષ્મીનો, સુખનો વાસ હોય તેમાં શું આશ્ચર્ય !

ઇંગ્લંડે શરૂઆતમાં જનસમૂહની સુખસામગ્રીમાં વધારો કરવા બનતો પ્રયાસ કરેલો જણાય છે, અને ઇતિહાસ તેની સાક્ષી પૂરે છે. બૉઈલ, હુક, અને ન્યુટનનાં નામ સર્વેના જાણવામાં છે. હાલમાં કેમ્બ્રિજ અને સ્કૉટલૅન્ડનાં મહા વિદ્યાલયો વિદ્યાની વૃદ્ધિ કરવામાં મચેલાં જણાય છે. લંડનમાં આવેલાં ' રૉયલ ઇન્સ્ટિટ્યુશન ' માંથી પણ ઉત્તમ વિદ્વાનો નીપજેલા છે; જેવા કે–દાક્તર થૉમસ યંગ, ( જૂના લેખ વાંચનાર અને પ્રકાશનું સ્વરૂપ સમજાવનાર ) સર હંફ્રે ડેવી, ( પદાર્થવિજ્ઞાની અને રસાયણશાસ્ત્રી, ફૅરેડે અને ટીનડૉલ, પદાર્થવિજ્ઞાની ) ડીવાર અને લૉર્ડ રૅલે, (રસાયણશાસ્ત્રીઓ ) વગેરે.

## નિશાળોનાં ઇનામપત્રક.

**ખેડા વિભાગ—ઇસરામા**—તલાટી લલુભાઈ નાથાભાઈ રૂ. ૧૦-૮-૦ છોકરા જમાડયા. **નાપાડ.** શેઠ. આશાલાલ છોટાલાલ રૂ. ૫૦-૦-૦ છોકરા તથા છોકરીઓ જમાડયાં. **વનોડા.** શા. ટકુજી અંબાઈદાસની વીધવા બાઈ મહાકોર રૂ. ૫-૮-૦ છોકરા જમાડયા. **ઉવારસદ.** કન્યાશાળામાં પા. લલુભાઈ ગોકળભાઈએ રૂ. ૫-૦-૦ ઇનામ વેહેચ્યું. **આણંદ.** કન્યાશાળા. રા. ચીમનલાલ હીરપાશંકર રૂ. ૧૫ ) કપડાં. મ્યુનીસીપાલીટી તરફથી રૂ. ૨૦ ) ઈનામ. **સારસા.** પા. મરઘાભાઈ ગોકળભાઈ રૂા-૫૪-૭-૦ જમાડયા. **ગોભલજ.** સ્કુલકમીટીના મેમ્બર વી. રૂ. ૯-૦-૦ પુસ્તકો વી. **ચકલાસી.** સ્કુલ કમીટીના મેમ્બરો રૂ. ૧૩-૦-૦ પતાસાં તથા સ્લેટો. **ભાંતેર.** ગામના ગૃહસ્થો રૂ. ૧૬-૦-૦ છોકરા જમાડયા. **પાલજ.** શાહ રતનચંદ લાધાજી રૂ, ૫૦ ) કપડાં તથા છોકરાં જમાડયાં. **કરમસદ.** પટેલ હરીભાઈ લખાભાઈ રૂ ૫-૦-૦ ઇનામ. **સીંગળાવ.** પા. બાવાજી ભીખાભાઈ વી. રૂ. ૨૦-૦-૦ શાળા જમાડી **માંડળ.** મુખ્ય સ્કુલમાં મ્યુ.બોર્ડ તથા જુદા જુદા ઇસમો તરફથી રૂ. ૪૫-૧૩-૩. કન્યાશાળામાં મ્યુ. બોર્ડ તથા જુદા જુદા ઇસમો તરફથી રૂ. ૨૦-૮-૦ લોકારટ સ્કુલમાં મ્યુ. બોર્ડ તથા જુદા જુદા ઇસમો તરફથી. રૂ. ૧૯-૦-૦ **વહેરા.** પા. મોતીભાઈ દાજીભાઈ. રૂ. ૧૦-૦-૦ શાળા જમાડી. **વીરસદ** પા. શીવાભાઈ ખુસાલભાઈ રૂ. ૩૪-૦-૦ ચોપડીઓ પ્યાલા વીગેરે. **ડભાણ.** પા. નાથાભાઈ કાલીદાસ. તથા હાથીભાઈ હાંસજી રૂ. ૭-૮-૦ ઈનામ. **કંથારીયા.** પા. મહીજીભાઈ કાસીભાઈ રૂ. ૩-૮-૦ ઇનામ. **ભરોડા.** શામળભાઈ જીવાજી રૂ. ૩-૮-૦ ઈનામ. **વણસોલ.** પટેલ. હીરાભાઈ મુળજીભાઈ રૂ. ૧૫-૮-૦ ઈનામ. **આસોદર.** સ્કુલ કમીટીના મેમ્બરો. રૂ. ૮-૦-૦ ઇનામ. **ચુણેલ.** મોતીલાલ મૂળજીભાઈ રૂ ૪-૦-૦ **ઓડ.** **કંથારીયા.** વેરીભાઈ લલ્લુભાઈ તથા આશાભાઈ મોતીભાઈ રૂ. ૧૬-૪-૦ ઇનામ. **નાપાડ.** અંબાલાલ કાલીદાસ પટેલ તથા છોટાલાલ કાલીદાસ, તલાટી રૂ. ૧૦૦-૦-૦ નીશાળ જમાડી. ઇશ્વરભાઈ શામળભાઈ રૂ. ૧૬-૦-૦ રૂમાલ વેહેંચ્યાં. પટેલ જેઠાભાઈ હરીભાઈ રૂ.૫-૦-૦ **સાકર.** **નાપાડ.** કન્યાશાળામાં. પટેલ ઇશ્વરભાઈ શામળભાઈ રૂ. ૪૦-૦-૦

ઓરણાં–પટેલ અંબાલાલ કાલીદાસ રૂ. ૨૫–૦–૦ નીશાળ જમાડી. પટેલ નાથાભાઈ દ્વારકાદાસ રૂ. ૭–૦–૦ કપડાં. રાસ. પટેલ ભેહેચરભાઈ પ્રભુદાસ રૂ. ૫–૦–૦ છીંટ–પતાસાં. પા. ઝીસાભાઈ ગણેશજી રૂ. ૪–૦–૦ છીંટ પતાસાં. પટેલ ફુલાભાઈ બાખરભાઈ રૂ. ૮–૮–૦ છીંટ, પતાસાં. ગામલોક રૂ. ૭–૦–૦ છોડીઓ જમાડી.

પંચમહાલ રેવાકાંઠા–વિભાગ—કાલોલ. મુખ્ય સ્કુલ. મે. મામલતદાર સાહેબ રૂ. ૫–૦–૦ અણસોલી. સદગૃહસ્થો. રૂ. ૪–૧૦–૦ રૂસ્તમપુરા. શેઠ બમનજી અરદેશર રૂ. ૧૫–૧૨–૦ જોબુઘોડા. મે. ઠાકોર સાહેબ તાલુકે અગર. રૂ. ૫–૦–૦ કવાટ. ગામના લોકો રૂ. ૩–૦–૦ ઘોઘંબા. જેઠાલાલ નાથજી પાઠક. રૂ. ૩–૨–૬ કવાટ. શેઠ માણેકજી રતનજી દારૂવાળા. રૂ. ૯–૦–૦ તથા કંદોઈ બક્ષરાજ રૂ. ૫–૦–૦ તથા સ્કુલ કમીટીના મેમ્બરો. રૂ. ૪–૦–૦ અમથાણી. મે. કારભારી સાહેબ કડાણા. રૂ. ૫–૮–૦ કવાંટ. શેઠ. પેસતનજી રતનજી. રૂ. ૭–૮–૦ વાંટા. ગામ લોકો. રૂ. ૩–૮–૦ લુણાવાડા. મુખ્ય સ્કુલ મહેરબાન મહારાજા સાહેબ લુણાવાડા. રૂ. ૨૧–૧૪–૦, કન્યાશાળા મહેરબાન મહારાજા સાહેબ લુણાવાડા. રૂ. ૨૪–૬–૯, અંગ્રેજી, મહેરબાન મહારાજા સાહેબ લુણાવાડા. ૧૨–૭–૬ કલાછલા. મે. મહારાજા સાહેબ છોટાઉદેપુર તથા મે. એડમીનીસ્ટ્રેટર સા. રૂ. ૩–૦–૦ નાદરખાંન. પટેલ અંદરસીંગ વસ્તા. રૂ. ૩–૪–૦ સુથરામપુર. કન્યાશાળા નામદાર મહારાજા સાહેબ. રૂ. ૧૧–૪–૦ કાપડ વેહેચ્યું. ગોધરા, ઠાકોર શ્રી ગંભીરખાનજી. રૂ. ૧૦–૦–૦ મીઠાઈ.

ભરૂચ વિભાગ—વાગરા. શા. મોતીચંદ. રૂ. ૪–૫–૦ ઈનામ વહેચ્યું. ભૂવા. સ્કુલ કમીટીના મેમ્બરો. રૂ. ૬–૦–૦ પીપળીઆ. મુસેભાઈ તથા હરીવલ્લભ દુરગારામે. રૂ. ૩–૮–૦ ના પુસ્તકો વહેચ્યાં.

સોરઠ ગોહીલવાડ વિભાગ—નાનડીયા, શેઠ વેણીદાસ નેમચંદ. રૂ. ૪–૦–૦ મીઠાઈ. માણાવદર. મુખ્ય શાળા તથા કન્યાશાળા–મહેરબાન દરબાર સાહેબ ખાનશ્રી ફતેહદીનખાનજી તરફથી. રૂ. ૨૪–૯–૬ પુસ્તકો. મીઠાઈ, કપડાં. ચુડવા. શેઠ જગજીવનદાસ પ્રેમજી. રૂ. ૪–૦–૦ પુસ્તકો તથા મીઠાઈ. સરદારગઢ. મહેર. ખાનશ્રી હુસેન યાવરખાનજી તરફથી રૂ. ૮–૧૧–૦ મીઠાઈ. બીલખા. નથુરામ શર્મા. રૂ. ૦–૫–૦

મીઠાઈ. **મોટા કોટડા.** શેઠ મથુરદાસ હરજીવનદાસ રૂા. ૩-૦-૦ મીઠાઈ. **બીલખા.** કન્યાશાળામાં મે. પોલીસ સુપ્રી. સાહેબે રૂા. ૧૭-૨-૦ મીઠાઈ. **ચીતલ.** મુખ્ય શાળા. મહેર. દરબારશ્રી લક્ષ્મણ મેરામે રૂા. ૫-૦-૦ મીઠાઈ. તથા વાવા ઉનડ રાણાએ રૂા. ૧૦) મીઠાઈ. તથા દરબાર શ્રી વાવા વાલેરા રાણાએ રૂા. ૫) મીઠાઈ. **બરવાળા.** મણીશંકર મૂળશંકર આચાર્ય રૂા. ૧૨-૨-૦ પુસ્તક તથા કપડાં. **ઢસા.** મે. ઢસા ભાગદારોએ રૂા. ૩) મીઠાઈ. **મોટા દેવલીયા.** લક્ષ્મીચંદ ડાહ્યાભાઈ. રૂા. ૩-૧૪-૬ મીઠાઈ. **અનાળા.** કુમારશ્રી ગીગાહીયા વાળા સાહેબ તરફથી રૂા. ૪-૫-૬ મીઠાઈ. **લાઠી.** કુમારશ્રી જોરાવરસીંહજી. રૂા. ૫-૦-૦ મીઠાઈ તથા વડોદરાના છોટાલાલ ગોરધનદાસે. રૂા. ૪-૦-૦ મીઠાઈ. **બાબરા.** ભરૂચના શેઠ ધીરજરામ બાઈએ. રૂા. ૧૧) કપડાં તથા મીઠાઈ. મી, પીતામ્બરદાસ લવજી ઠક્કર. રૂા. ૧૯-૮-૦ મીઠાઈ. મો. કમલશી દામજી વી. રૂા. ૧૨-૧૨-૦ કપડાં તથા મીઠાઈ. **વેરાડ.** મીસ્ત્રી ખીમજી મનજી તથા ગામ લોકો. રૂા. ૧૦-૧૨-૦ ઈનામ.

**રાજપીપળા સ્ટેટ—કોંઢ.** મે. કરીમઅલી રહીમઅલી નાનજીઆણી. રૂા. ૧૦-૦-૦ ના પુસ્તકો. **લાછરસ.** પટેલ ચતુરભાઈ શીવાભાઈ તથા મોહાભાઈ જેઠાભાઈ. રૂ. ૨૪-૪-૦ કપડાં વીગેરે વેહેચ્યાં. **કપલસાડી.** હુસેનમીયાં તથા પા. બન્નુ ગુલાબ વિ. રૂ. ૧૨) ઈનામ. **લાછરસ,** કેસુરભાઈ લલ્લુભાઈ રૂા. ૭-૦-૦ પતાસાં. **નાંદોદ.** શ્રી મહારાજા છત્રસીંહજી રૂા. ૬૦-૦-૦ ઈનામ તથા સાલ પાઘડી.

## શુદ્ધિપત્ર.

મિ. ગો. ક. દેલવાડાકર લખે છે કે "શાળાપત્રના જુલાઈ અને ઑગસ્ટ માસના નીકળેલા એકઠા અંકમાં છપાયલી કવિતાઓ પૈકી નીચેની કવિતાઓ પણ મારી બનાવેલી છે—

પાનું ૨૩૦ ક્રિલ નં. ૨ વાળું ગીત.

" ૨૪૩ 'ઉજાણી' વિષે (રાગ દેશ, 'મારો હૈડાકેરા હાર' ઉપરથી).

વળી ૨૪૨ મે પાને 'પુનમચાંદની' નું ગીત મિ. દે. ઘો. નું નહિ પણ મિ. વા. આ. ઓઝાના નાટક માંહેનું છે."

એડિટર.

સેનારને-૧૨ા ટકા મળશે. વેલ્યુપેએબલથી ૧ થી ૬ બોકસ મંગાવનારને ખર્ચના બે આના વધારે લાગશે. ભૂલી જતા નહી, અને પૈસા પહેલાંથી મોકલાવનારને ૧-૬ બોકસના ખર્ચના બે આના લાગશે.




આદરજી કાવસજી માસ્તર. દસ્કત. શિક્ષક કાપીબુકો તથા સ્ટીલપેનોના પ્રગટ કર્તા અને કમિશન એજન્ટ. ધોબી તળાવ મુમબઈ.

---

## વાર્તારૂપ ગૂજરાતનો સંક્ષિપ્ત ઇતિહાસ.

કર્તા. રમણભાઈ મહીપતરામ. બી. એ. એલ. એલ. બી.-કી. ૦-૨-૦

આ પુસ્તક નામદાર ડિરેક્ટર સાહેબ બહાદુરે પોતાના નંબર ૫૬૬૧ સન ૧૯૦૫-૬ થી નિશાળોમાં ટેક્સ્ટબુક તરીકે ચલાવવાને મંજુર કર્યું છે.

ચીમનલાલ ચુનીલાલની કંમ્પની. ચારરસ્તાઓ રોડ. અમદાવાદ.

---



---

અક્ષરોનાં શુદ્ધ વલણ શીખી શકો; તથા ધોરણોમાં અનુક્રમે અક્ષરોનાં કદ તથા લખાણની ગોઠવણ કરીને, હાલ ચાલતી સર્વ કોપીબુકો કરતાં તે ચઢીઆતી થવાની ખાત્રી થયા પછી છપાવી બહાર પાડી છે.

સુજ્ઞ શિક્ષકો આગળ સેંકડો સર્ટિફિકેટો મૂકવા કરતાં એ કોપીબુકો બીજી સાથે સરખાવતાં ધ્યાનમાં લેવા જેવી કેટલીક સૂચનાઓ, તેમના અનુભવી વિચારને ટેકો મળવા અહિં મૂકવી, વધારે યોગ્ય ધારીએ છીએ.

૧ કોપીબુકોની સફાઇ અને સુન્દરતા જાળવવા માટે ત્રાંબાના પત્રાં (કોપરપ્લેટ) કોતરાવેલાં છે, જે ઉપરથી માત્ર દરેક પેજ એક જ બાજુએ સુન્દર રંગની શાહીથી છપાય છે, કાગળ અને કવર ઉચાં ટકાઉ વાપરેલાં છે.

૨ દરેક નમ્બરમાં એક જ જાતના અક્ષર રાખેલા છે, જેથી બે જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દુર થાય છે, તેમજ એકજ વખત એકજ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાય છે.

૩. શરૂઆતમાં બાળકો પહેલો નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાઢે ત્યારે હાથ ધ્રુજે છે. ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ધાસ્તી રહેછે, માટે હમે અમારી કોપીઓનો પહેલો નંબર માત્ર બાળકોને ઘુંટવાનો રાખ્યોછે, ને હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘુંટવાની ને તેની નીચે બીજી લખવાનીછે.

૪. ચોથું ધોરણ શીખી ઘણાં છોકરાં પોતાને ધન્ધે વળગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું ભાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે, કારણકે પછી અક્ષર સુધારવાને તેમને વખત મળતો નથી.

૫ ઊંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે, તે ખોટ અમારી કોપીબુકોનો છઠ્ઠો નમ્બર ખાત્રી ભરેલી રીતે પૂરી પાડે છે. કારણ કે તેમાં વ્યવહારમાં ઘણાં ઉપયોગી થઇ પડે તેવાં લખાણો દાખલ કરેલાંછે.

જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણાંજ પસન્દ પડેલાં છે એ કોપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેંકડે તેત્રીશ ટકા કમિશનથી આપવામાં આવશે. અને ૨૦૦ કોપી લેનારને રેલ્વ ખર્ચ આપીશું પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથ બીજાં પુસ્તકો સેંકડે અર્ધો ટકો હકસાઇ લઇ મોકલી આપવા ગોઠવણ રાખી છે. ઠેકાણું—આત્મારામ અને દલાભાઇની કમ્પની. ઠેકાણું લેખનકળા કોપીબુકની ઓફીસ—કાલબાદેવી રોડ નં. ૨૦૪ મુમ્બઇ.

**આત્મારામ અને દલાભાઇની કમ્પની.**

## પદાર્થપાઠ, કિન્ડરગાર્ટન અને ડ્રૉઇંગ.

ડ્રૉઇંગ સહીત પદાર્થપાઠ-બાળવર્ગ રૂા૦ ૦-૬-૦, ધોરણ પહેલું ૦-૧-૬, બીજું ૦-૨-૦, ત્રીજું ૦-૨-૬, ચોથું ૦-૩-૦ અને પાંચમું ૦-૪-૦ નવાં ધોરણો અને શાળાપત્રની યોજના અનુસાર પસંદ કરેલા હોવાથી શિક્ષક અને શિષ્યોને અતિ ઉપયોગી થઈ પડ્યા છે. સાદું ડ્રૉઇંગ ૦-૨-૦ છઠ્ઠી, સાતમી અને પ્રવેશક માટે. સદરહુ પુસ્તકો કચ્છ અને કાઠિ-એજન્સી ખાતે મંજૂર છે. કિન્ડરગાર્ટન-સચિત્ર કિન્ડરગાર્ટન પદ્ધતિ ભા૦ ૧ લો, રૂ૦ ૦-૮-૦ મુંબઈ ઇલાકાના મહેરબાન ડીરેક્ટર સાહેબના ૧૦૮૮૮ તા-૧૪-૨-૦૬ થી સ્કુલ લાયબ્રેરી માટે મંજુર કરી છે.

ડ્રૉઇંગ-મેમરી ડ્રૉઇંગ ફર્સ્ટ ગ્રેડ રૂા૦ ૦-૪-૦ અને સેકન્ડ ગ્રેડ રૂા૦ ૦-૫-૦ ફર્સ્ટ અને સેકન્ડ ગ્રેડના વિદ્યાર્થીઓ અને મહેતાજીઓ માટે ૨૪ થી વધારે નકલ મંગાવનારને સેંકડે ૨૫ ટકા કમીશન આપવામાં આવશે.

કર્તા-ઉસ્માન બચલ અને મહોબતસિંહ મોતીભાઈ, કાઠિયાવાડ મેલ ટ્રેનીંગ કૉલેજ, રાજકોટ.

---

'સચિત્ર ગુજરાતી નવી પહેલી ચોપડી,' આ૦ છઠ્ઠી. કિં૦ દોઢ આનો. આ ચોપડી મુંબઈ ઇલાકાના મે. ડિરેક્ટર સાહેબ બહાદુરે ટેક્સ્ટ બુક તરીકે મંજુર કરી છે. આ ચોપડી જુનાગઢમાં કર્તા પાસેથી, તેમ મહુવાબંદરના બુકસેલર જેચંદ તલકશી પાસેથી, જૂનાગઢ નગરની નિશાળના ઉ૦ આ૦ મહેતાજી ભવાન જગજીવન કામદાર તથા બુકસેલર નાથા ભવાન કામદાર પાસેથી, સુરતમાં બુકસેલર હરસનદાસ નારણદાસ પાસેથી, ભાવનગરમાં બુકસેલર અબદુલહુસેન આદમજી પાસેથી, મુંબઈમાં એન. એમ. ત્રિપાઠી અને કંપની (કાલબાદેવીરોડ) પાસેથી, મળશે. કમીશન સેંકડે ટકા વીસ, રસ્તા ખર્ચ મંગાવનારને શિર છે, પેકિંગ ખર્ચ લેવામાં આવશે નહિ. જે બુકસેલરો સદરહુ ચોપડી વેચવાની મરજી પત્રથી જણાવશે તેનો બંદોબસ્ત કરીશું.

સુંદરજી મૂળજી શેઠ. પ્રાથમિક શાળા સુપરવાઇઝર. મુ. જુનાગઢ.

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૫ મું. ડીસેમ્બર ૧૯૦૬. અંક ૧૨.


## માસ.

અંકગણિતના શિક્ષણમાં સામાન્ય દોષો—વર્નાક્યૂલર પબ્લિક્ સર્વિસ તેમજ પ્રાવેશિક પરીક્ષાના અંકગણિતના પ્રશ્નપત્રોના ઉત્તરમાં કેટલાક સામાન્ય દોષ ઘણો વખત થયાં અમારા જોવામાં આવે છે તે તરફ શિક્ષકવર્ગનું ધ્યાન ખેંચવામા આવે છે. આશા છે કે એ વિષય તરફ પૂરતું લક્ષ આપી શિષ્યવર્ગને એવા દોષોમાંથી શિક્ષકો મુક્ત કરશે.

૧. સ્વચ્છતાથી અને પગથીએ પગથીઉં છૂટું સ્પષ્ટ જણાય એવી રીતે દાખલા કરવા જોઈએ. હાલ ઘણી ગંદી અને ગુંચવણભરેલી રીતે કરવામાં આવે છે. પગથીએ પગથીઉં છૂટું રાખી રીત સમજાય એવી રીતે દાખલા કરવામાં આવતા નથી. જ્યાં પ્રમાણ ગાંડયું હોય છે ત્યાંજ સામાન્ય સંખ્યાએ ઊડતા હોય તો ઉડાવવામાં આવે છે. શિક્ષકોએ આ બાબત પર લક્ષ આપી આરંભથીજ છોકરાઓને સ્વચ્છતાથી અને રીત સ્પષ્ટ સમજાય એવી રીતે દાખલો કરવાની ટેવ પાડવી જોઈએ. એવી રીતે દાખલો ન ગણ્યો હોય તેનો ખોરાજ ગણવામાં આવશે તો છોકરાઓનું ધ્યાન સ્વચ્છતા અને સ્પષ્ટ રીત તરફ ગયા વગર રહેશેજ નહિ.

૨. પારિભાષિક શબ્દોનો અર્થ સમજાવી શુદ્ધ જોડણી કરતાં શિખવવું જોઈએ. 'અંશ' ને બદલે ઘણા શિષ્યો 'આંશ' લખે છે એ કેવું હાસ્યજનક છે ! 'લઘુતમ સાધારણ ભાજ્ય' આમાં 'લઘુતમ' ને બદલે ઘણીવાર શિક્ષકો પણ અજ્ઞાનથી 'લઘુત્તમ' લખે છે. જો 'લઘુતમ' શબ્દની વ્યુત્પત્તિનું તેમને જ્ઞાન હોય તો આવી હસવા લાયક ભૂલ કરે નહિ. વિશેષણને 'તર' ને 'તમ' પ્રત્યયો લાગવાથી અધિકતાવાચક અને શ્રેષ્ઠતાવાચક રૂપો બને છે; જેમકે 'લઘુ'=હલકું; નાનું; 'લઘુતર'=વ-

ધારે હલકું, વધારે નાનું; અને ' લઘુતમ '=સૌથી વધારે હલકું, સૌથી વધારે નાનું; નાનામાં નાનું. ' અપૂર્ણાંક ' ને બદલે ' અપુર્ણાંક ' લખે છે. ' અપૂર્ણાંક ' શબ્દ ' અ ' (નિષેધવાચક) + ' પૂર્ણ ' [ પૄ=' ભરવું ' એ ધાતુનો ભૂત કૃદન્ત. ] ( પૂરો )+' અંક ' ( સંખ્યા )=પૂરી નહિ એવી સંખ્યા. ૧, ૨, ૩, ૪ વગેરે પૂર્ણ અંકો છે; $\frac{1}{2}$, $\frac{1}{3}$, $\frac{1}{4}$ વગેરે અપૂર્ણ અંક છે. ' દશાંશ ' ને બદલે ' દસાંશ ' કે ' દશાંસ ' લખે છે. ' દશાંશ '=દશ +અંશ=એક પ્રકારના અપૂર્ણાંક છે; એમાં આખા પદાર્થના દશ કે તેના દશ દશ ગણા ભાગ્ય જેટલા ભાગ કરેલા હોય છે. ' સદ્સ્ય ' ને બદલે ' સદસ્ય ' તો ઘણીજ સામાન્ય ભૂલ છે. શુદ્ધ શબ્દ ' સદસ્ય ' નથી, પણ ' સદ્સ્ય ' છે એ બરાબર યાદ રાખવું ને એ તરફ શિષ્યનું લક્ષ ખેંચવું. ' ગુણોત્તર ' શબ્દ જે ગણિતનાં ગુજરાતી પુસ્તકોમાં વાપરેલો છે તેનો પણ અર્થ ઘણાખરા સમજતા નથી. એક સંખ્યા વચ્ચેનું જે પ્રમાણ તેને માટે એ શબ્દ પ્રયોજેલો છે. જેમકે ૩ : ૧૫ નું ગુણોત્તર $\frac{3}{15}$=$\frac{1}{5}$ થાય છે. પ્રાચીન ગણિત પુસ્તકોમાં આને નિષ્પત્તિ કહી છે. સમ્રાડ્જગન્નાથવિરચિત ' રેખાગણિત ' નામના ભૂમિતિના ગ્રન્થમાં એને નિષ્પત્તિ કહી છે.

૩. નીચલાં ધોરણોથીજ આંકની મદદથી સંક્ષિપ્ત રીતે ગુણાકાર ને ભાગાકાર કરવાની ટેવ પાડવી જોઈએ. ઘણા શિષ્યો ૧૫ કે ૨૩ થી ગુણવા હોય તો આંકની મદદ લેવાને બદલે જે આંકડાના ગુણાકારની પેઠે લાંબી રીતે દાખલો કરે છે. એવા શિષ્યો ૭, ૯, ૧૩ જેવી નાની રકમના ભાગાકાર પણ મોટા ભાગાકારની પેઠે ગણે છે. આવી ટેવ પડતી નીચલાં ધોરણોથીજ અટકાવવી જોઈએ. ઘણા શિક્ષકો ' મોના ગણિત ' નો અર્થ બરોબર સમજતા નથી કે સમજતા હોય તો તેનો યોગ્ય ઉપયોગ કરતા નથી. ' લેખાં ' એટલે કુંચીથી કરવાના દાખલાનો ' મોના ગણિત ' માં અણસમજથી સમાવેશ કરે છે. નાના સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકારના દાખલા મોંએ કરાવવાની બાળકોને નીચલાં ધોરણોથી ટેવ પાડવી જોઈએ, કે ૭ જેવી નાની સંખ્યાએ ભાગતી વખતે અલાયો કાઢી મોટો ભાગાકાર કરી હાસ્યજનક અજ્ઞાન દર્શાવે નહિ.

૪. ' ત્રિરાશિ ' ના દાખલા ગણવામાં પ્રમાણ માંડવાં પડે છે ને પ્રમાણનો અર્થ બરોબર સમજવો જોઈએ. ચાર પદ વગર પ્રમાણ મં-

કાયમ નહિ એ બાબતનું સામાન્ય અજ્ઞાન જોવામાં આવે છે. કોઈકજ (હજારે એકાદ) શિષ્ય ચાર પદ માંડી દાખલા ગણે છે. આનું કારણ એજ છે કે શિક્ષકો પ્રમાણનાં મૂળતત્ત્વ સમજતા નથી કે સમજાવવાનો પ્રયાસ કરતા નથી. પ્રમાણમાં ૪ પદ હોય છે ને ૧ લું પદ ૨ જા પદ જોડે જેવો સંબંધ ધરાવે છે તેવોજ સંબંધ ૩ જું પદ ૪ થા પદ જોડે ધરાવે છે. દાખલા તરીકે ૧ લું પદ ૨ જા પદથી ૪ ગણું હોય તો ૩ જું પદ ૪થાથી ૪ ગણું હોવું જોઈએ. ૧ લું પદ ૨ જા પદનો ચતુર્થાંશ હોય તો ૩ જું પદ ૪ થા પદનો ચતુર્થાંશ હોવુંજ જોઈએ. ચાર પદને अ, ब, क ને ड એ સામાન્ય સંજ્ઞાથી દર્શાવીએ તો નીચેની બાબત લક્ષમાં રાખવા લાયક છે:—

अ: ब:: क: ड આ પ્રમાણને अड=बक આમ સમીકરણમાં દર્શાવાય છે. તેમજ $\frac{अ}{ब}=\frac{क}{ड}$ આમ પણ દર્શાવાય છે. હવે સમીકરણના નિયમ પ્રમાણે બંને બાજુએ સમાન કૃતિ કરવાથી કિંમતમાં ફેરફાર થતો નથી. અર્થાત્, બંને બાજુમાં એકજ સંખ્યા ઉમેરીએ કે બંને બાજુમાંથી તે સંખ્યા બાદ કરીએ, કે બંને બાજુને એકજ સંખ્યાએ ગુણીએ કે એકજ સંખ્યાએ ભાગીએ કે બંને બાજુનો એકજ ઘાત લઈએ કે એકજ મૂળ કાઢીએ તો કિંમતમાં કંઈ ફેરફાર થતો નથી આ પ્રમાણે:—

$$\frac{अ}{ब}=\frac{फ}{ह}$$

$$\frac{अ}{ब}\pm १=\frac{क}{ड}\pm १$$

$$\frac{अ\pm ब}{ब}=\frac{क\pm ड}{ड}$$

$$\frac{अ+ब}{ब}\times\frac{ब}{अ-ब}=\frac{क+ड}{ह}\times\frac{ह}{क-ड}$$

$$\frac{अ+ब}{अ-ब}=\frac{क+ड}{क-ह}$$

શિક્ષકવર્ગે પ્રમાણના આવા નિયમો જાણવા જરૂરના છે. જો તેઓ આવા નિયમો જાણશે તો સહજ સમજાશે કે ત્રણ પદનું પ્રમાણ થઈ શકેજ નહિ. ચોથા-પદમાં 'જવાબ' કે જે જવાબ આવે તે અથવા તો 'ઇષ્ટ વસ્તુ' એમ મૂકવાની ટેવ પાડવીજ જોઈએ. ચાર પદ વગર પ્રમાણ થઈ શકે નહિ ને તેમાંનાં ગમે તે ત્રણ આપ્યાં હોય તો ચોથું નીકળી શકે. ત્રિરાશિના દાખલામાં ત્રણ આપ્યાં હોય છે ને ચોથું કાઢવાનું હોય છે. ત્રણ આપ્યાં હોય છે, માટેજ ત્રિરાશિ કહેવાય છે. શિષ્યવર્ગને આ મૂળતત્ત્વ સમજાવવામાં આવતું નથી તેથી ત્રણજ પદ માંડે છે તે શાસ્ત્રીય દૃષ્ટિથી ઉપહસનીય છે ને વિષયનું અજ્ઞાનજ દર્શાવે છે.

૫ ત્રિરાશિના દાખલામાં પ્રમાણનું જે જ્ઞાન આવશ્યક છે તે જો શિષ્યવર્ગને આપવામાં આવ્યું હશે તો બીજા ઘણી જાતના દાખલા કરવામાં તે સહાયભૂત થઈ પડશે. વ્યાજ, નફોટોટો, લેન, પંચાણું, મુદત કાપવાના વગેરે દાખલાઓમાં પ્રમાણનુંજ જ્ઞાન આવશ્યક છે. તે તે બાબતનું જ્ઞાન થયા પછી પ્રમાણનાં મૂળતત્ત્વ સમજાયાં હશે તો એ બધા પ્રકારના દાખલા કરવા સુગમ થઈ પડશે. પરંતુ ઘણા શિષ્યો વ્યાજના દાખલાઓ અમુક ફૉર્મ્યુલા (કોઠા) પ્રમાણે કરે છે. એવા કોઠા તેમને મોંએ કરાવવામાં આવે છે. વ્યાજ કાઢવાનો, મુદત કાઢવાનો, દર કાઢવાનો એવા કોઠા મોંએ કરાવે છે. આથી શિષ્યની યાદદાસ્તી પર નકામો બોજો થાય છે ને તેમની બુદ્ધિ કેળવાતી અટકે છે.

૬ દશાંશના દાખલાનું ઘણું અજ્ઞાન જોવામાં આવે છે. દશાંશના ગુણાકારને ભાગાકારમાં દશાંશનું ચિહ્ન ક્યાં મૂકવું તેનું શિષ્યમાં અજ્ઞાન હોય છે, ને દશાંશની રીતે જે દાખલાઓ સહજ થઈ શકે તે દાખલાઓ વ્યાવહારિક અપૂર્ણાંકની રીતેજ કરે છે. આ વિષય યોગ્ય રીતે શિખવવો એ શિક્ષકનો ધર્મ છે, માટે તે તરફ તેમનું ધ્યાન ખેંચવામાં આવે છે.

આ સામાન્ય દોષો તરફ શિક્ષકવર્ગ ઉપરાંત અમે પરીક્ષક અધિકારીઓનું પણ ધ્યાન ખેંચવું યોગ્ય ગણીએ છીએ. શિક્ષણ હમેશા પરીક્ષકોની વૃત્તિનેજ અનુસરે છે. જે માર્ગે પરીક્ષકોને રુચતો હોય તેજ માર્ગે તે દોરવાય છે. પરીક્ષકો માત્ર જવાબ જોવાને બદલે રીત અને સ્વચ્છતા પર લક્ષ આપશે તો શિક્ષકો પણ તે તરફ અવશ્ય ધ્યાન આપતા થશેજ.

---

'બ્રિટિશ ઍસોસિએશને' પ્રાથમિક શાળાને માટે કેવા પ્રકારનો અભ્યાસક્રમ યોગ્ય છે તે વિષે લખાણ કરવા નીમેલી મંડળીએ ટ્રેનિંગ કૉલેજોના શિક્ષણ વિષે નીચે પ્રમાણે પોતાનો મત દર્શાવ્યો છેઃ—

પ્રાથમિક શાળાના શિક્ષણમાં પ્રયોગપદ્ધતિનો યોગ્ય ઉપયોગ કરે એવા શિક્ષકો ઉત્પન્ન કરવા ટ્રેનિંગ કૉલેજોના અભ્યાસક્રમમાં સુધારો કરવો આવશ્યક છે. ખરેખર, ટ્રેનિંગ કૉલેજમાં શિખતા શિક્ષકોને સારું ભાષાજ્ઞાન આપવું ઘણુંજ જરૂરનું છે. ભાષાજ્ઞાનનો સારો સંસ્કાર થયા વગર કોઈ પણ શિક્ષક ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપવા સમર્થ થાય નહિ. તેમજ શિક્ષણશાસ્ત્રનું શાસ્ત્રીય અને આનુભવિક જ્ઞાન પણ તેમને આપવું જરૂરનું છે. આ ઉપરાંત હાલ જેટલો વખત આપવામાં આવે છે તેના કરતાં પ્રૅક્ટિસિંગ સ્કૂલમાં શિક્ષણ આપવામાં ને તેની પદ્ધતિ તરફ લક્ષ આપવામાં વધારે વખત આપવો જોઈએ. પદાર્થવિજ્ઞાન અને પ્રાણિવિજ્ઞાન તથા વનસ્પતિવિજ્ઞાન વિષયોનું એવું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ કે પ્રાથમિક શાળામાં એ વિષયોને લગતા પાઠો પ્રયોગસહિત યોગ્ય રીતે આપવામાં કંઈ પણ હરકત ન પડે ને શિક્ષણ સરળ થાય. ટ્રેનિંગ કૉલેજમાં અપાતી સામાન્ય કેળવણી એવા તો ઊંચા પ્રકારની હોવી જોઈએ કે શાળાના સામાન્ય વિષયોનું વ્યાવહારિક દૃષ્ટિથી વિવેચન કરી શકે. આ વિષય પર આવશ્યક જોઈએ તેવું લક્ષ આપવામાં આવેલું જણાતું નથી. પરીક્ષાને પ્રાધાન્ય આપવાને લીધે તેમજ પ્રયોગપદ્ધતિનું શિક્ષણ લેવા જોઈએ તેટલો વખત રોકવાની અનુકૂળતા ન હોવાને લીધે પ્રાથમિક શાળામાં આનુભવિક જ્ઞાન આપવા માટે જેટલું જ્ઞાન મેળવવું આવશ્યક છે તેટલું શિક્ષકો મેળવી શકતા નથી. આ કારણોને લીધે પ્રાથમિક શાળામાં કંઈ પણ સુધારો થતા પહેલાં ટ્રેનિંગ કૉલેજોમાં સુધારો થવાની જરૂર છે.

ઉપરના લખાણ ઉપરથી સમજાશે કે ઇંગ્લંડના પ્રતિષ્ઠિત વિદ્વાનો ટ્રેનિંગ કૉલેજમાં શીખેલા વિદ્યાર્થીઓમાં નીચેની બાબતોનું જ્ઞાન આવશ્યક ગણે છે ને તે નીચે પ્રમાણે છેઃ—

૧ ઉત્તમ ભાષાજ્ઞાન.

૨ શિક્ષણશાસ્ત્રનું શાસ્ત્રીય અને આનુભવિક જ્ઞાન

૩ ઊંચા પ્રકારની સામાન્ય કે [illegible]

૪ પદાર્થવિજ્ઞાન તેમજ પ્રાણિવિજ્ઞાન ને વનસ્પતિવિજ્ઞાનનું પ્રયોગ કરી શકાય એવું ઉત્તમ પ્રતિનું જ્ઞાન.

---

**ભુગોળને લગતી હકીકત**—અમેરિકા–એ ખંડ વિષે પ્રથમ પાઠ આપતી વખતે નીચેના જેવી હકીકત શીખવી શકાયઃ—

અમેરિકાખંડ ૭૨ ઉત્તર રેખાંશથી ૫૪ દક્ષિણ રેખાંશ સુધી લગભગ ૯,૦૦૦ માઇલ ફેલાયલો છે. યૂરોપ, એશિઆ અને આફ્રિકાનું ક્ષેત્રફળ લગભગ ૩૬ કરોડ ચોરસ માઇલ છે, ત્યારે અમેરિકાનું ક્ષેત્રફળ લગભગ ૧૬ કરોડ ચોરસ માઇલ છે. અર્થાત્, નવી દુનીઆનું ક્ષેત્રફળ જૂની દુનીઆના ક્ષેત્રફળ કરતાં લગભગ અર્ધું છે. અમેરિકા તેમજ પૂર્વ ગોળાર્ધ બંનેના લાંબા ઢાળ આટલાન્ટિક મહાસાગર તરફ છે. જેમ પૂર્વ ગોળાર્ધમાં વચ્ચે ભૂમધ્યસમુદ્ર છે તેમ પશ્ચિમ ગોળાર્ધમાં મેક્સિકોનો અખાત છે. દક્ષિણ અમેરિકા આફ્રિકાના આકારને મળતો છે. ઉત્તર તરફ પહોળો, કિનારો ખાંચખૂચ વિનાનો ને દક્ષિણ તરફ અણીદાર છે. ઉત્તર અમેરિકા યૂરોપની પેઠે ખાંચખૂચવાળા કિનારાવાળો છે. ઉત્તર અને દક્ષિણ અમેરિકાનો મુકાબલો કરીશું તો માલમ પડશે કે બંને ત્રિકોણાકાર છે, દક્ષિણ તરફ બંનેનાં શિરોબિંદુ છે. બંનેના ઉત્તર કિનારામાં દ્વીપસમૂહ છે. બંનેના પૂર્વ કિનારા કરતાં પશ્ચિમ કિનારો ઓછો ખાંચખૂચવાળો છે, પણ વધારે ઊભો છે. પૂર્વ કિનારા પર ઘણે સ્થળે લાંબા, નીચા દ્વીપોની હારથી ઢંકાયલાં જેમાં દરીઆનાં પાણી વહે છે એવાં ખાબોચીઆં છે. પર્વતની રચના બંનેમાં મળતી છે. બંનેમાં પશ્ચિમ કિનારાની પાસે પર્વતની હાર છે. ઉત્તર અમેરિકામાં રોકીસ ને દક્ષિણ અમેરિકામાં ઍંડીસ છે. જેમ ઉત્તરમાં ઍલીપાનીઝના પર્વત છે તેમ દક્ષિણ અમેરિકામાં બ્રાઝીલના પહાડો છે. બંને અમેરિકામાં મધ્યમાં વિશાળ મેદાનો છે. નદીઓ પણ રચના ને દિશામાં મળતી છે. મૅકેન્ઝી ઓરીનોકોને, સેંટ લૉરન્સ એમેઝોનને અને મિસિસિપિ લાપ્લાટાને મળતી છે. આ પ્રમાણે બંને અમેરિકામાં સાદૃશ્ય છે. હવે ભેદ વિષે વિચાર કરીશું તો માલમ પડશે કે દક્ષિણ અમેરિકામાં સરોવરની મોટી રચના નથી. કોલોરેડો, ફ્રેઝર, કોલંબીઆ વગેરે-નદીઓને મળતી દક્ષિણ અમેરિકામાં મોટી નદીઓ નથી.

---

# આ વર્ષની વાર્ષિક પરીક્ષામાં મહેતાજીવર્ગને આપેલા પ્રશ્નપત્રો.

---

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.

---

વાર્ષિક પરીક્ષા.

---

મહેતાજીવર્ગ.

---

ગુરુવાર, તા. ૨૫ મી ઑકટોબર, સને ૧૯૦૬.
[ વખત ૧૧ થી ૨ સુધી. ]

શિક્ષણશાસ્ત્ર.

( પ્રશ્નો—૨, ૯ અને ૧૦ ના અવશ્ય ઉત્તર લખવા. )

૧. કૉલેજમાં એક વર્ષ સુધી વધુ શિક્ષણ લેવા આવ્યાથી તમને શા શા લાભ થયા ? નોકરીમાં પાછા દાખલ થયા પછી એનો શો ઉપયોગ કરશો ?

૨. કિંડર્ગાર્ટન અને નવાં ધોરણોનું રહસ્ય જે સમજ્યા હો તે લખો.

૩ પદાર્થપાઠ અને ડ્રૉઇંગના નવા વિષયો દાખલ કરવાના શા હેતુ છે ? એ હેતુઓ સફળ કરવાની રીતિનું વિવેચન કરો.

૪. તમે એક વર્ષ કૉલેજમાં વધુ શિક્ષણ માટે રહ્યા તેમાં કથિત પાઠોની કઈ કઈ ખામીઓ તમારા જોવામાં આવી ? એવી ખામીમાંથી દૂર રહેવા શો પ્રયત્ન કરશો ?

૫. ઇતિહાસના શિક્ષણમાં કયા સામાન્ય દોષો ધ્યાનમાં રાખવાના છે ? એ વિષયનું શિક્ષણ રસિક કરી શિષ્યમાં વિષયનો પ્રેમ ઉત્પન્ન કરવા શા ઉપાયો યોજશો ?

૬. નિબંધ, વ્યુત્પત્તિ અને શ્રુતલેખન એ વિષયો કેવી રીતે શિખવશો ?

# वररुचिकृतप्राकृतप्रकाश ।

( પુ. ૪૫. પૃ૦ ૩૩૧ થી ભ્નરી.

## ईदूतोर्ह्रस्वः ॥ २९ ॥

आमन्त्रणे ईदूतोर्ह्रस्वो भवति ॥ हे णइ । हे वहु ॥

સંબોધનમાં ઈકાર ને ઊકારનો હ્રસ્વ થાય છે; જેમકે हे णइ, हे वहु.

## सोर्बिन्दुर्नपुंसके ॥ ३० ॥

नपुंसके वर्त्तमानस्य सोर्बिन्दुर्भवति ॥ वणं । दहिं । महुं ॥

નપુંસકમાં सु ને સ્થાને અનુસ્વાર થાય છે. वण નુ પ્ર૦ એ૦ વ૦ वणं, दहि નું दहिं ને महु નું महुं થાય છે.

वण न०

| | એ૦ વ૦ | બ૦ વ૦ |
|---|---|---|
| પ્ર૦ | वणं | वणाइ |
| દ્વિ૦ | वणं | वणाइ |
| સં૦ | हे वण | हे वणाइ |

બાકીનાં वच्छ પુ. જેવાં.

दहि न० — महु न०

| | એ૦ વ૦ | બ૦ વ૦ | એ૦ વ૦ | બ૦ વ૦ |
|---|---|---|---|---|
| પ્ર૦ | दहिं | दहीइ | महुं | महूइ |
| દ્વિ૦ | ,, | ,, | ,, | ,, |
| સં૦ | हे दहि | ,, | हे महुं | ,, |

બાકીનાં अग्गि પુ૰ ને वाउ પુ૦ જેવાં.

## ऋत आरः सपि ॥ ३१ ॥

[1]ऋकारान्तरस्य सुपि परत आर इत्यादेशो भवति ॥

---

१ .ह्रस्वः स्यात् ह. २ ऋतः सुपि आरः स्यात् ह.

भत्तारो सोहइ । भत्तारं पेक्खसु । भत्तारेण कअं ॥

नृकारान्त शब्दना ऋकारने स्थाने विभक्तिप्रत्यय पर छतां आर
એવો આદેશ થાય છે.

भत्तारो सोहइ (ભરથાર શોભે છે), भत्तारं पेक्खसु (ભરથારને
જો), भत्तारेण कअं (ભરથારે કરેલું).

मातुरात् ॥ ३२ ॥

मातृसंबन्धिन [1]ऋकारस्याकारो भवति ॥

माआ सोहइ । माअं पेक्खसु । माआइ कअं । माआए ।

मातृ શબ્દના ऋકારનો आકાર થાય છે. माआ सोहइ (માતા
શોભે છે), माअं पेक्खसु (માને જો), माआइ કે माआए कअं
(માતાએ કર્યું).

उर्जश्शस्टाङस्सुप्सु वा ॥ ३३ ॥

जश्शस्टाङस्सुप्सु परत ऋकारस्य स्थाने उकारादेशो
भवति वा ॥

जस् । भत्तुणो भत्तारा ॥ शस् । भत्तुणो भत्तारे ॥ टा ।
भत्तुणो भत्तारेण ॥ ङस् । भत्तुणो भत्तारस्स ॥ सुप् । भत्तूसु
भत्तारेसु ॥ आरादिः पूर्ववत् ॥

जस् (પ્ર૦ બ૦ વ૦), शस् (દ્વિ૦ બ૦ વ૦), टा (તૃ૦ એ૦
વ૦), ङस् (ષ૦ એ૦ વ૦) ને सुप् (સ૦ બ૦ વ૦) પર છતાં ऋ-
કારને સ્થાને उકાર આદેશ વિકલ્પે થાય છે.

પ્ર૦ બ૦ વ૦ માં भर्तृ નું ३१ પ્રમાણે भत्तार ને આ સૂત્ર પ્રમાણે
भत्तु થઈ वच्छ પ્રમાણે भत्तारा ને वाउ પ્રમાણે. भत्तुणो રૂપો
થાય છે. દ્વિ૦ બ૦ વ૦ માં वाउ પ્રમાણે भत्तुणो ને वच्छ પ્રમાણે

[1] ऋतः आ स्यात् ऋ. ४ इत्येत्स्वेषु ऋत उत्वं भवति वा । ऋ.

भत्तारे થાયે છે. તૃ૰ એ૰ વ૰ માં પણ એજ રીતે भत्तुणा ને भत्तारेण થાય છે. ષ૰ એ૰ વ૰ માં भत्तुणो ને भत्तारस्स રૂપો થાય છે. સ૰ બ૰ વ૰ માં भत्तूसु ને भत्तारेसु થાય છે. આ રૂપોમાં आर વગેરે પૂર્વે પ્રમાણે થાય છે.

## पितृभ्रातृजामातॄणामरः ॥ ३४ ॥

पित्रादीनां सुपि परत ऋतोऽरो भवति । आरापवादः ॥ पिअरं पिअरेण । भाअरं भाअरेण । जामाअरं जामाअरेण ॥

पितृ, भ्रातृ ને जामातृ શબ્દોમાં વિભક્તિપ્રત્યયો પર છતાં ऋकारनो अर् થાય છે. आर् નો અપવાદ છે.

पिअरं, पिअरेण ( દ્વિ૰ ને તૃ૰ એ૰ વ૰ ); એજ પ્રમાણે भाअरं, भाअरेण ને जामाअरं, जामाअरेण થાય છે.

## आ च सौ ॥ ३५ ॥

पित्रादीनामाकारो भवति सौपरतः ॥ चकारादरश्च ॥ पिआ पिअरो । भाआ भाअरो । जामाआ जामाअरो ॥

पितृ, भ्रातृ ને जामातृ શબ્દોના અન્ત્ય સ્વરનો सु ( પ્ર૰ એ૰ વ૰ ) પર છતાં आकार થાય છે. સૂત્રમાં चकार છે તેથી अर પણ થાય છે.

पिआ કે पिअरो ( પ્ર૰ એ૰ વ૰ ); એજ પ્રમાણે भाआ કે भाअरो ને जामाआ કે जामाअरो થાય છે.

भर्तृ

| | ए० व० | व० व० |
|---|---|---|
| પ્ર૰ | भत्तारो | भत्तारा, भत्तुणो |
| દ્વિ૰ | भत्तारं | भत्तारे, भत्तुणो |
| તૃ૰ | भत्तारेण, भत्तुणा | भत्तारेहिं |

| | એ૦ વ૦ | બ૦ વ૦ |
|---|---|---|
| પં૦ | भत्तारा, भत्तारादो, भत्तारादु, भत्ताराहि | भत्ताराहिंतो, भत्तारासुंतो |
| ષ૦ | भत्तारस्स, भत्तुणो | भत्ताराण, भत्ताराणं |
| સ૦ | भत्तारे, भत्तारम्मि | भत्तारेसु, भत्तुसु |
| સં૦ | हे भत्तार | हे भत्तारा |

| | पितृ એ૦ વ૦ | पितृ બ૦ વ૦ | मातृ એ૦ વ૦ | मातृ બ૦ વ૦ |
|---|---|---|---|---|
| પ્ર૦ | पिआ, पिअरो | पिअरा, पिदुणो | माआ | माआउ, माआओ, माआ |
| દ્વિ૦ | पिअरं | पिअरे, पिदुणो | माअं | माआउ, माआओ |
| તૃ૦ | पिअरेण, पिदुणा | पिअरेहिं | माआइ, माआए | माआहिं |
| પં૦ | पिअरा, पिअरादो, पिअरादु, पिअराहि | पिअराहिंतो, पिअरासुंतो | माआदो, माआदु, माआहि | माआहिंतो, माआसुंतो |
| ષ૦ | पिअरस्स, पिदुणो | पिअराण, पिअराणं | माआइ, माआए | माआणं, माआण |
| સ૦ | पिअरे, पिअरम्मि | पिअरेसु, पिदुसु | माआइ, माआए | माआसु |
| સં૦ | हे पिअर | हे पिअरा | हे माअे | हे माआउ, हे माआओ |

भ्रातृ ने जामातृ શબ્દોનાં રૂપો पितृનાં જેવાં થાય છે.

## राज्ञश्च[1] ॥ ३६ ॥

राजन् शब्दस्य [2]आ इत्ययमादेशो भवति सौ [3]परतः ॥ राआ ॥

राजन् શબ્દને सु ( પ્ર० એ० વ० ) પર છતાં आ એવો આદેશ થાય છે. राआ ( પ્ર० એ० વ० ).

## आमन्त्रणे वा विंदुः ॥ ३७ ॥

राजनशब्दस्य आमन्त्रणे वा[4]विन्दुःस्यात् ॥ हे राअं । हे राअ ॥

राजन् શબ્દને સંબોધનમાં અનુસ્વાર વિકલ્પે થાય છે. हे राअं, हे राअ ( સં० એ० વ० ).

## जश्शस्ङसां णो[5] ॥ ३८ ॥

राज्ञ उत्तरेषां जस् शस् ङस् इत्येतेषां णो इत्ययमादेशो भवति ॥

राआणो पेक्खंति । राआणो पेक्ख । राइणो धणं । रण्णो धणं ॥

राजन् શબ્દથી પર जस् ( પ્ર० બ० વ० ), शस् ( દ્વિ० બ० વ० ) અને ङस् ( ષ० બ० વ० ) એ પ્રત્યયોનો णो એવો આદેશ થાય છે.

राआणो ( પ્ર० બ० વ० ) पेक्खंति ( રાજાઓ જુએ છે ), राआणो ( દ્વિ० બ० વ० ) पेक्ख ( રાજાઓને જો ), राइणो કે रण्णो ( ષ० એ० વ० ) धणं ( રાજાનું ધન ).

---

१ राज्ञस्सौ क. २ आकारो भवति क. ३ परे क. ४ विन्दुर्वा भवति क. ५ णो वा क.

## शस एत् ॥ ३९ ॥

राज्ञःपरस्य शस ए इत्ययमादेशो भवति ॥ राए पेक्ख । राआणो पेक्ख ॥

राजन् શબ્દથી પર शस् ને સ્થાને ए એવો આદેશ થાય છે राए કે राआणो ( દ્વિ ૦ બ૦ વ૦ ) पेक्ख (રાજાઓને જો).

## आमो णं ॥ ४० ॥

राज्ञ उत्तरस्य आमः षष्ठीबहुवचनस्य णं इत्ययमादेशो भवति ॥ राआणं ॥

राजन् શબ્દથી પર ષષ્ઠી બહુવચનના आम् પ્રત્યયને સ્થાને णं એવો આદેશ થાય છે. राआणं (રાજાઓનું).

## टा णा ॥ ४१ ॥

राज्ञ उत्तरस्याः टाविभक्तेः णा इत्ययमादेशः स्यात् ॥ राइणा ॥

राजन् શબ્દથી પર टा વિભક્તિને સ્થાને णा એવો આદેશ થાય છે. राइणा (રાજા વડે). ૪૩ સૂત્ર પ્રમાણે અન્ત્યનો इ થાય છે.

## ङसश्च द्वित्वं [2]वान्त्यलोपश्च ॥ ४२ ॥

[3]राज्ञ उत्तरस्य ङसादेशस्य टादेशस्य च विकल्पेन द्वित्वं भवति । अन्त्यस्य च लोपः ॥

*रण्णो राइणो धणं ॥ राइणा रण्णा कअं ॥*

राजन् શબ્દથી પર ङस् અને टा વિભક્તિઓના આદેશાનું વિકલ્પે દ્વિત્વ થાય છે, અને અન્ત્યનો લોપ થાય છે.

---

१ ना ङ. २ जलोपश्च ङ. ३ राजन्शब्दस्य ङसूटा इत्येतयोः परयोः द्वित्वं वा स्यात् ॥ ङ.

रण्णो राइणो धणं (રાજાનું ધન), राइणा रण्णा कअं (રાજાએ કરેલું).

## इदद्विर्त्वे ॥ ४३ ॥

वेति निवृत्तम् । ङसादेशस्य टादेशस्य च अकृते द्वित्वे राज्ञ इत्त्वं भवति ॥

राइणो राइणा ॥ कृते द्वित्वे त्वित्वं न भवति ॥ रण्णो रण्णा ॥

वा ની અનુવૃત્તિ નિવૃત્ત થઈ છે—આ સૂત્રમાં એની અનુવૃત્તિ કરવાની નથી. ङस् ને टा એ વિભક્તિઓના આદેશનું દ્વિત્વ ન થાય ત્યારે राजन् ને ઇકાર થાય છે. राइणो (ષ૦ એ૦ વ૦) राइणा (તૃ૦ એ૦ વ૦), આ રૂપોમાં राजन् ને ઈકાર થયો છે. દ્વિત્વ થાય ત્યારે ઇકાર થતો નથી; જેમકે रण्णो (ષ૦ એ૦ વ૦), रण्णा (તૃ૦ એ૦ વ૦).

## आ णोणमोरङसि ॥ ४४ ॥

[1]णोणमोः परयोः राज्ञो जकारस्य आकारादेशः स्यात् । अङसि षष्ठ्येकवचने न भवति ॥

राआणो पेक्खंति । राआणो पेक्ख । राआणं धणं ॥ अङसीति किम् । राइणो रण्णो धणं ॥ शेषमदन्तवत् ॥ राअं । राएहिं । राआ राआदो राआदु । राआहिंतो राआसुंतो । राअम्मि राए । राएसु । राजानं । राजभिः । राज्ञः । राजभ्यः । राज्ञि । राजसु ॥

णो અને णम् પર છતાં राजन् શબ્દના જકારનો આકાર આદેશ થાય છે. ષષ્ઠીના એકવચનમાં થતો નથી.

राआणो पेक्खंति (રાજાઓ જુએ છે); राआणो पेक्ख

---

१ णोणम इत्येतयोः ङ.

( રાજાઓને જો ); राआणं धणं ( રાજાઓનું ધન ). अङसि ( ङस् પ્રત્યય પર છતાં નહિ ) એમ સૂત્રમાં કહ્યું છે તેનું શું પ્રયોજન ? કેમકે ષ૦ એ૦ વ૦ માં राइणो કે रण्णो થાય છે. राइणो रण्णो धणं ( રાજાનું ધન ). બાકીનાં રૂપો અકારાન્ત શબ્દ જેવાં થાય છે. राअं ( દ્વિ૦ એ૦ વ૦, राजानम् ને સ્થાને ), राएहिं ( તૃ૦ બ૦ વ૦, राजभिः ને સ્થાને ), राआ, राआदो, राआदु ( પં૦ એ૦ વ૦, राज्ञः ને સ્થાને ), राआहिंतो, राआसुंतो ( પં૦ બ૦ વ૦, राजभ्यः ને સ્થાને ), राअम्मि, राए ( સ૦ એ૦ વ૦, राज्ञि ને સ્થાને ), राएसु ( સ૦ બ૦ વ૦ राजसु ને સ્થાને ).

राजन्.

| | એ૦ વ૦ | બ૦ વ૦ |
|---|---|---|
| પ્ર૦ | राआ | राआणो |
| દ્વિ૦ | राअं | राआणो, राए |
| તૃ૦ | राइणा, रण्णा | राएहिं |
| પં૦ | राआ, राआदो, राआदु | राआहिंतो, राआसुंतो |
| ષ૦ | राइणो, रण्णो | राआणं |
| સ૦ | राअम्मि, राए | राएसु |
| સં૦ | हे राअं, हे राअ | हे राआणो |

## आत्मनोऽप्पाणो वा ॥ ४५ ॥

आत्मनोऽप्पाण इत्यादेशो भवति वा । अप्पा । अप्पाणो ॥

आत्मन् શબ્દનો अप्पाण એવો આદેશ વિકલ્પે થાય છે. अप्पा કે अप्पाणो ( પ્ર૦ એ૦ વ૦ ); अप्पा રૂપ ૩ । ૪૮ ( आत्मनि पः ॥ ४८ ॥ ) પ્રમાણે થાય છે.

---

૧. ० प्पणो वा ॥ क.

## इत्वद्वित्ववर्जं राजवदनादेशे ॥ ४६ ॥

आत्मनोऽनादेशे राजवत् कार्यं स्यादित्त्वद्वित्वे वर्जयित्वा ॥ अप्पा । अप्पाणो । अप्पणा । अप्पणो ॥ आत्मा । आत्मानः । आत्मना । आत्मनः ॥

आत्मन् શબ્દનો આદેશ ન થાય ત્યારે ઈકાર અને દ્વિર્ભાવ વગર राजन् શબ્દ જેવાં રૂપો થાય છે; જેમકે अप्पा (પ્ર० એ० વ० आत्माને સ્થાને), अप्पाणो પ્ર० બ० વ०, आत्मानः ને સ્થાને), अप्पणा તૃ० એ० વ०, आत्मनाને સ્થાને), अप्पणो (પ० એ०વ०, आत्मनः ને સ્થાને).

## ब्रह्माद्या आत्मवत् ॥ ४७ ॥

ब्रह्माद्याः शब्दा लक्ष्यानुसारेणात्मवत् साधवो भवन्ति ॥ बम्हा बम्हाणो ॥ जुवा जुवाणो ॥ अद्धा अद्धाणो ॥ ब्रह्मन् । युवन् । अध्वन् । एवमादयो लक्ष्यानुसारेणानुगन्तव्याः ॥

ब्रह्मन् આદિ શબ્દો લક્ષ્ય (લક્ષણ—સૂત્ર પ્રમાણે થયલાં રૂપો) ને અનુસરીને आत्मन् ની પેઠે સાધુ-શુદ્ધ થાય છે.

ब्रह्मन् પરથી बम्हा बम्हाणो, युवन् પરથી जुवा जुवाणो, अध्वन् (માર્ગ) પરથી अद्धा अद्धाणो રૂપો થાય છે. આવાં બીજાં રૂપો લક્ષ્યને અનુસરીને સમજવાં.

इति वररुचिकृते प्राकृतप्रकाशे लिङ्गविभक्त्यादेशः पञ्चमः परिच्छेदः ॥

વરરુચિકૃત પ્રાકૃતપ્રકાશમાં લિંગવિભક્ત્યાદેશ (જેમાં લિંગ ને વિભક્તિના આદેશ કહ્યા છે તે) પાંચમો પરિચ્છેદ સમાપ્ત થયો.

---

# વાઙ્વ્યાપાર.

( સાંધણ પૃષ્ઠ ૩૩૭ થી )

ઉચ્ચાર નઠારો અને [1]નિષ્પ્રાણ હોવાથી અલ્પપ્રાણ અઘોષ વ્યંજનનું આયુષ ટૂંકું છે, જેને લીધે ક ચ ટ ત પ વ્યંજન લોપ પામી નિરંજન સ્વર જ અવશેષ રહે છે. ઉદા. સં. √વિકૃ 6 P (વિકિર્)-√વેર, સ્વમ-સ્વમ-સાણું. અલ્પપ્રાણ ઘોષ વ્યંજનનું આયુષ ઉચ્ચાર ભર્યો હોવાથી અલ્પપ્રાણ અઘોષ કરતાં વધારે છે. તેથી વિનાશમાંથી બચવા ક ચ ટ ત પ ઉચ્ચાર ગ જ ડ દ બ રૂપ ધારણ કરે છે. ઉદા. સં. કાક-કાગ-કાગડો, ત્વચ્-તજ, કીટ-કીડો, વર્ષારાત્ર-વરસાત-વરસાદ, √સ્થાપય-√થાબડ. પરંતુ પ્રાણની ખામીને લીધે અલ્પપ્રાણ ઘોષ પણ લોપ પામતા જોઈએ છીએ; જેમકે રજની-રેણુ, રાજાદન-રાણ. માત્ર મહાપ્રાણનો છેકછેક નાશ થતો નથી. અઘોષ મહાપ્રાણ અને ઘોષ મહાપ્રાણ સ્પર્શવ્યંજનની પૃથક્કૃતિ થઈ તે મહાપ્રાણ હ રૂપે રહે છે; જેમકે ધારા-હાર, ભાંડ-હાંડો, √ભૂ-હો, આ પ્રતિનિધિભૂત હકારનો વખતે મિથ્યાશુદ્ધતાની બુદ્ધિથી સકાર બોલાય છે; જેમકે ગ્રન્થિ-ગાંઠડિ-ગાંહડી-ગાંસડી, ભાજન-હાણકું-સાણકું, √ક્ષુર્-હોર-સોર, મેઘવાહ-મેહવો-મેસવો. વખતે તે પ્રાણાધાન રૂપે ઉચ્ચારાય છે; જેમકે સં અધુના પ્રા. અહુણા ગૂ. ઓણ. વખતે [2]અવશેષભૂત પ્રાણને ઠેકાણે સંજોગમાં બંધ બેસતો વ્યંજન મૂકાય છે; જેમકે સં. દહ્રા. પ્રા. દિલહા-ગૂ. દિલ્હી-દિલ્લી*. મહાપ્રાણસ્પર્શનો મૂળગો નાશ તો ક્વચિત જ થાય છે, તે થાય છે ત્યારે પૂર્વનો સ્વર ગુરુ થાય છે; જેમકે સં. પક્ષ્મ પ્રા. પહ્લો ગૂ. પાંપણ, સં. પક્ષ્મક પ્રા. પહ્મઓ ગૂ. પોપચું. ઘોષ અને મહાપ્રાણ કરતાં અનુનાસિક વધારે આયુષ્માન છે. સ્થાનતત્ત્વના પ્રાધાન્યથી વખતે તે [3]અવિકૃત રહે છે; જેમકે તન, કામ. વખતે સ્થાનાંતરવિધાનથી એક અનુના-

---

૧ પ્રાણરહિત. ૨. બાકી રહેલો. *જેણે એ શહેર સ્થાપ્યું હશે, તેણે ચિરસ્થાયી માની દિલ્લી નામ આપ્યું હશે. વાસ્તુની મેખ શેષ નાગના માથામાં દૃઢ લાગેલી, તે ઉપાડી ફરી ઠોકવાથી ઢીલી પડી માટે ઢીલી-દીલ્લી નામ પડ્યું; એમ પ્રથીરાજરાસામાં આપ્યું છે, તે મનોવિનોદી કવિ-ચાપલ્ય છે. ૩ બદલાયા વગરનો.

સિકનો અન્ય અનુનાસિક થાય છે; જેમકે શૃઙ્ગાર–શણુગાર, આજ્ઞા–આણ, પુનઃ–પણ, માન–મામ, સ્થાને,–ઠામ, સંમાન–સનમાન. વખતે પૃથક્કૃતિ વ્યાપારથી તેનો અનુનાસિકપૂર્વક ઘોષ અલ્પપ્રાણ થાય છે; જેમકે વાનર–વાંદરું, પર્ણ–પાન–પાંદડું, આમ્ર–આંબો. વખતે નાસિક્ય અંશનું માર્દવવિધાનથી કોમળ અનુસ્વાર થઈ જાય છે; જેમકે પિધાન–√ઢાંક, કિમપિ–કંઈ, ગોધૂમ–ગહુ–ઘઉં. પરંતુ તેનો સમૂળ નાશ તો બહુધા થતો નથી. આ વિવેચન ઉપરથી ઘોષવિધાન પ્રાણવિધાન અને નાસિક્યવિધાનથી ઉચ્ચારની આધિક્ષધિક સ્થિરતા કેવી સિદ્ધ થાય છે તે સમજવામાં આવશે.

ઉપર આપણે જોયું કે ધ્વનિ તે સંપૂર્ણ સ્વતંત્ર ઉચ્ચાર નથી, પણ સ્વરમાં સમાહિત થનારો અનુષંગી અંશ છે. વ્યંજન પણ સ્વતંત્ર ઉચ્ચાર નથી પણ સ્વરનો આશ્રય લેનાર ઉપસંગી છે; વાસ્તવિક સંપૂર્ણ સ્વતંત્ર ઉચ્ચાર તો સ્વર જ છે, જેની અનુષંગી ધ્વનિથી અને ઉપસંગી વ્યંજનથી અનેકાનેક વિકૃતિ–એક જ ઇકારની કી ટી પી જેવી થાય છે; અને સ્વરોમાં પણ પ્રકૃત સ્વર અકાર છે. આ વાત લક્ષમાં લેતાં 'अक्षराणामकारोहम्' એ ભગવદ્‌ગીતાની પંક્તિમાં ભાષાવિજ્ઞાનની દૃષ્ટિએ નવું તત્ત્વ સ્ફુરશે અને ઉચ્ચારની સૃષ્ટિ બીજભૂત અકારમાં વિરામતી મનોગોચર થશે.

આ વિવેચનમાં વાણીના જે જે વ્યાપારનું નિરુપણ કરવામાં આવ્યું છે તે ઉપરાંત અન્ય વ્યાપાર વખતે રહી જતા હશે. ભાષાના વિકાસમાં એ વ્યાપારોની પ્રવૃત્તિના દૃષ્ટાંતો આપવામાં વખતે ખામી હશે. એ બધી ન્યૂનતા બીજાને હાથે પૂરી પડેલી જોવાની ઉમેદથી લેખ સમાપ્ત કરું છું. પોતાની ભાષાનું જેમને અભિમાન હોય, ભાષાવિજ્ઞાન ઉપર જેમને પ્રીતિ હોય, ઐતિહાસિક દૃષ્ટિ ધરાવવાનું જેમને માન હોય, શાસ્ત્રીય પૃચ્છકબુદ્ધિથી જે પરિષ્કૃત હોય, સાર્થ શુદ્ધ સમર્થ વાણી વાપરવાની સુઘડતા જેગનામાં હોય, તેઓને આ અદ્યાપિ અંધકારમાં રહેલા વિષય ઉપર પ્રકાશ પાડવા વિનંતિ છે.

---

## અનુપૂર્તિ ૧.

### મૃદુ યકાર.

તત્સમ શબ્દોમાં સંયુક્તવ્યંજનનાં યકાર પરભાગસ્થ છતાં અન્ય વ્યંજનનીપેઠે પૂર્વનો સ્વર લઘુ હોય તો યકારઈ ગુરુ બને છેઃ દૃષ્ટા૦ પુણ્ય,

ધન્ય, રમ્ય. આવાજ સંજોગમાં તદ્ભવ શબ્દમાં સંયુક્તવ્યંજનની પૂર્વેનો સ્વર થડકાતો નથી, એટલે લઘુનો ગુરુ બનતો નથી: ઉદા. ગણ્યું. રમ્યો, બન્યા. આ યકાર હ્રસ્વ તાલવ્ય સ્વરનો પ્રતિનિધિ છે. ગૂજરાતી કોયલો પ્રા. કોઇલો ઉપરથી થયો છે. મતિનું કવિતામાં મય, ગતિનું ગય લખાય છે અને સાધારણ બોલીમાં સદિ વદિનું સદ્ય વદ્ય બોલાય છે, તથા કવિતામાં વળિયો રમિયો વપરાય છે તે બદલ ગદ્યમાં વળ્યો રમ્યો લખાય છે, તે ઇકારનો ય થવાથી લખાય બોલાય વપરાય છે. સ્વરનો પ્રતિનિધિ હોવાથી મૃદુ યકાર સ્વરની ખાસિયત સ્વીકારી સંયોગની પૂર્વેના સ્વરને ગુરુ નથી બનાવતો.

હ્રસ્વ તાલવ્ય સ્વરનો યકાર થવો વૈકલ્પિક છે. ટૂંકા સ્વરના ઉચ્ચારમાં રહેલી અસ્પષ્ટતાને લીધે અનાદિ ઇકારનો વખતે અકાર બોલાય છે: ઉદા० તિલ–તલ, √લિખ્–√ લખ. સ્વરપાયુ અનાદિ ઇકારને સ્થાને વખતે ગળતો દીર્ઘસ્વર, અને વખતે ગુણસ્વર પણ મુકાય છે; ઉદા. રામનિ પાસિ–રામની પાસે, જતિ વખતિ–જતી વખત; પાસિ–પાસે, √નિગિ–√મેલ,

અહિં સ્વાભાવિક પ્રશ્ન ઉઠે છે કે લખ બોલવું કે લખ્ય ? કયું રૂપ ખરું ? વ્યુત્પત્તિની દૃષ્ટિએ બન્ને સરખાં સ્વીકાર્યં છે. જૂની ગૂજરાતી 'કરિ'ના અંત્ય ઇકારને સ્થાને અકાર થવાથી કર અને મૃદુ યકાર થવાથી કર્ય બન્ને છે. અહિં વિકલ્પ જ આદરણીય છે.

તાલવ્ય હ્રસ્વ સ્વરનોજ મૃદુ અર્ધસ્વર થાય છે, ઓષ્ઠ્ય હ્રસ્વ સ્વરનો ગળતો મૃદુ અર્ધસ્વર ઘણુંખરું થતો નથી. ઉદા. લાડુ–લાડુઓ–લાડુવો–લાડવો.

---

## અનુપૂર્તિ ૨.

### પ્રાણવિધાન.

કેટલાંક વરસ થયાં મોડું કે મોડું, અમે કે અમે, જ્યારે જ્યારે કે જારે, જેનો કે જેનો, કયું ખરૂં તે વિષે ચર્ચા ચાલ્યા કરે છે. એના સમાધાનનો માર્ગ સરળ કરવા √સરજ ધાતુ લો. એમાં ક્રિયાવાચક અન પ્રત્યય ઉમેરો એટલે સરજન (= ઉત્પત્તિ) થશે. એને હવે કર્તૃવાચક કાર ઉપરથી થયેલો આર પ્રત્યય લગાડશો, તો ક્રિયાવાચક નામ સરજનનો અંત્ય અ ને કર્તૃવાચક આર પ્રત્યયનો આદિ આ પાસપાસે આવશે. અ ને

આ નો સંધિ કરવાથી એકમાત્રાપૂર વજન ઘટી પડે. પરંતુ જ્યાં સુધી વ્યુત્પત્તિ સમજાય એવું શબ્દનું સ્વરૂપ રહ્યું હોય, ત્યાંસુધી ભાષા વજન ઘટવા દેતી નથી. વજન જાળવવાનો એક પ્રકાર પ્રક્ષેપ છે. પ્રક્ષેપના વ્યંજન બહુ છે, જેમાંનો એક મહાપ્રાણ હકાર છે. એ હકાર વચ્ચે નાંખો, એટલે સરજનહાર એવું રૂપ થશે, જે અત્યારે આપણે કવિતામાં વાપરીએ છીએ વિક્રમના સોળમા શતકમાં એજ રૂપ એકલું વપરાતું હતું. સમય જતાં મહાપ્રાણ હકાર વિકાર પામી પૂર્વના સ્વરમાં પ્રાણરૂપે ભળ્યો, જેથી તે શબ્દ સરજ્નાર એ રીતે બોલાવા લાગ્યો. આ ઉચ્ચાર સત્તરમા શતકમાં પ્રચલિત હતો. પ્રાણધ્વનિને માટે અધોબિંદુ જેવો સંકેત ન હોવાથી એ ઉચ્ચાર સરજનહાર એમ લખી બતાવાતો, પણ તેનું વજન તો ૭ માત્રાનું જ લેખાતું; જે દર્શાવે છે કે ઉચ્ચાર સરજ્નારજ થતો. વજન જાળ-વવા મૂળે હકારનો પ્રક્ષેપ કરેલો હતો, તે તો સત્તરમા શતકમાં ઘટ્યું; એટલે પછી મહાપ્રાણ-પ્રાણની જરૂર ન રહેતાં તેનો લોપ થયો ને સરજ-નાર રૂપ થયું. આ દૃષ્ટાંતમાં ધ્યાનમાં રાખવા યોગ્ય બે બાબત છે:–એક તો વજન જાળવવા હકારનો પ્રક્ષેપ અને બીજી વજન ઘટ્યા પછી પ્રક્ષે-પોત્થ પ્રાણધ્વનિનો પરિત્યાગ. હવે આપણે મોડું કે મ્હોડું બોલવું તે વિચારીએ. સં. મહત્ના અંત્ય વ્યંજનને બચાવવા દ્વિર્ભાવથી સંયુક્ત ત્ત નીપજાવી સ્થાનાંતરવિધાનથી દંત્યનો મૂર્ધન્ય કરવાથી પ્રા. મહટ્ટં થાય છે. એમાંનો હકાર પ્રાણતત્ત્વમાં વિસર્ગને મળતો હોવાથી વિસર્ગ જેવા સંધિ-કાર્યમાં કામે લાગતાં મોટ્ટં રૂપ થયું. તેમાંના એક ટકારનો લોપ થઈ અકારનો ઉકાર થતાં અને અનુસ્વાર મોળું પડતાં ચાલુ મોટું રૂપ થયું. એજ ગ્રાહ્ય લાગે છે. સંસ્કૃત મહત્માંનો હકાર સંધિકાર્યમાં ખપી ગયો, પછી પ્રાણધ્વનિનું વિધાન થઈ શકે નહિ. કેમકે અર્થભેદે સ્વરૂપભેદ કરવા જેવું કંઈ કારણ પ્રસ્તુત વિષયમાં છે નહિ. સબબ મ્હોડું લખવું સોપપત્તિક નથી. બીજો શબ્દ જે આમે, તે વૈ. અસ્મે પ્રા. અમ્હે ઉપરથી મહાપ્રાણ-નો પ્રાણધ્વનિ થઈ તેનાથી આરંભનો અકાર અનુપ્રાણિત થવાથી બન્યો છે. આ શબ્દમાં પ્રાણધ્વનિ પ્રક્ષિપ્ત નથી, સબબ આમે લખવું ઉચિત છે. પ્રા-ણધ્વનિનો પરિત્યાગ કરી અમે લખવું યોગ્ય નથી. ત્રીજો શબ્દ વિચાર-વાનો જ્યારે જ્યારે કે જારે છે. એ જૂ. ગુ. જિવારિ ઉપરથી થયેલ છે. અલ્પપ્રાણ વકાર નાશ પામતાં વજન જાળવવા હકારના પ્રક્ષેપથી જિવા-

રિંનું જિહારિ અને પ્રથમાક્ષરમાં ઇકારને સ્થાને અકાર મૂકવાથી જહારિ બોલાયું. પછીથી મહાપ્રાણનો પ્રાણધ્વનિ થતાં છેલ્લું રૂપ જાહારિ (=જારિ) બન્યું, ને પ્રક્ષેપોત્થ પ્રાણધ્વનિનો પરિત્યાગ કરતાં ચાલુ ગ્રામ્ય રૂપ જારે થયું: અને પ્રથમાક્ષરમાં અસલ હ્રસ્વ તાલવ્ય સ્વરના પ્રતિનિધિ રૂપ યકારના સમાવેશથી શિષ્ટ જ્યારે રૂપ પણ સિદ્ધ થયું. એ જોતાં જ્યારે બોલવું ને લખવું અનુપપત્તિક છે. ચોથો શબ્દ જેનો કે જેનો. એ જિં (સં. યદ્) સર્વનામમાં મત્વર્થીય તન પ્રત્યય ઉપરથી થનારો અનઉ પ્રત્યય ઉમેરતાં હકારના પ્રક્ષેપથી થયું છે. જિહનઉમાંનો હકાર સમય જતાં પ્રાણાવશેષ થયાથી જિહિનઉ (=જિંનઉ) નીપજ્યું. તે ઉપરથી હ્રસ્વ સ્વરનો ગુણસ્વર થયે જેનો રૂપ સિદ્ધ થયું. એ દૃષ્ટિએ જેનો લખવું ને બોલવું તે અયોગ્ય ગણાય.

---

## શિક્ષકોની છમાસિક સ્પર્ધા.

૧. " ચાલો બાળકો આ વાર દીસે જો ખળાં તૈયાર " એ આખી કવિતા રાગ, ડ્રિલ, અને ફૂલ સાથે શિખવવા માટે સાધન વગેરે સર્વ સાહિત્ય સહિત પાઠ અથવા પાઠો તૈયાર કરો.
( વધારેમાં વધારે ૩ પાઠ ). ઇનામ રૂ. ૪.

૨. સાતમા ધોરણના છોકરાઓને " વાદીની હાથચાલાકી અથવા નજરબંધીની રમત " ની નિરીક્ષા કરાવી. એ વિષે બીજે દિવસે નિશાળમાં વિવેચન કર્યું. તેના પાંચ ખેલો લઈને પ્રયોગની સાથે સામાન્ય જ્ઞાન આપવા માટે શું શું કરશો અને કહેશો. તેની ટૂંક હકીકત જણાવો.
( વધારેમાં વધારે ૨૦૦ લીટીઓ. ) ઇનામ રૂ. ૬.

૩. વ્યાવહારિક અને દશાંશ અપૂર્ણાંકના દઢભાજક અને લઘુતમ સાધારણ ભાજ્યનો અર્થ, રીત, અને વ્યવહારમાં તેનો ઉપયોગ શિખવવા માટે છઠ્ઠા ધોરણ માટે પાઠની નોંધ તૈયાર કરો.
( વધારેમાં વધારે ૩ પાઠ. ) ઇનામ રૂ. ૧૦.

તા. ૧ માંહે ફેબ્રુઆરી સન ૧૯૦૭ સુધીમાં પહોંચેલા જવાબોજ માત્ર સ્વીકારવામાં આવશે.

અેડિટર.

મરાઠી પદ્યમાં आणियलें, वोल्यिलें, हरियलें ઇત્યાદિ રૂપો જોવામાં આવે છે ત્હેમાં પણ य તે क्त પ્રત્યયના त् નો લોપ થઈ અવશિષ્ટ રહેલા યશ્રુતિ અકારમાંથી જ આવે છે. केलेलें, आणलें, पेकलेलें એ મરાઠી ભૂત કૃદન્ત વળી બીજો ल ( इल्ल--इल ) પ્રત્યય ફરીથી લાગીને થાય છે. ( પ્રાકૃતમાં इ પ્રત્યય આમ બેવડાવાનાં ઉદાહરણો છે ). મરાઠીમાં त નો ल થાય છે આપ કહો છો તેથી ભૂતકાળના રૂપ ઉપરાન્ત આ બીજા लकारनो ખુલાસો મળતો નથી.

આ સર્વ ધ્યાનમાં લેવાથી મ્હારી કલ્પનાને પુષ્ટિ મળશે. ગુજરાતીમાં ભૂત કૃદન્તમાં 'એલું' પ્રત્યયમાંના એકારનું મૂળ क्तान्तना त પ્રત્યયમાંનો त् જતાં બાકી રહેલા યશ્રુતિ અકાર અને હેના પૂર્વના સ્વરના મિશ્રણમાં છે. त નો ल થયો એ કલ્પનામાં આ એકારનો ખુલાસો મળતો નથી. इत પ્રત્યયના इ નો આ એકાર થયો એમ માનવું ઠીક નથી; કેમકે कृतम्—करिअं ( અથવા करिलं, तनो ल થયો ગણતાં ) હેમાં ઇકાર અસ્વરિત ( unaccented ) હોવાથી એકાર થયો સંભવતો નથી; અને करिअं+ल પ્રત્યય=करियलं, કરેલું—એ વ્યુત્પત્તિક્રમ જોતાંવાંત સુશ્લિષ્ટ લાગે છે.

રત્નાગિરિ
તા. ૨૦ ઑક્ટોબર. ૧૯૦૬. — નરસિંહરાવ ભોળાનાથ.

'મારે ગામે જવું' એ પ્રયોગ વિષેના અમારા વિવેચન પ્રમાણે ભાવવાચ્યજ છે. 'કર્તૃવાચ્ય' છપાયું છે તે ભૂલજ છે. વ્યુત્પત્તિના સંબંધમાં મતભેદ હોયજ. રા. રા. નરસિંહરાવના વિચાર યુક્તિવાળા છે.

તન્ત્રી.

---

## ભરૂચ જીલ્લાના શિક્ષક વર્ગની કૉન્ફરન્સ.

ભરૂચ વિભાગના મહેરબાન ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સરક્યુલર હુકમની રુઈએ ભરૂચ જીલ્લાના શિક્ષક વર્ગની મોટી સભા શુક્લતીર્થ ગામે તારીખ ૧-૨ નવેંબર સને ૧૯૦૬ ના દિવસોએ નિશાળના મકાનમાં ભરવામાં આવી હતી. જીલ્લાના મેહેરબાન ડે. એ. ઇ. સાહેબ તથા ફર્સ્ટ અને સેકંડ આ. ડે. એ. ઇ. સાહેબો પણ પધાર્યા હતા. ભરૂચ જીલ્લાના પાંચે તાલુકાના મળી ૮૦ મેહેતાજીઓએ ભાગ લીધો હતો.

( ૧ ) તા. ૧ લી નવેંબર સને ૧૯૦૬ના રોજ બપોરના ૩ થી ૬ વાગતાં સુધી નીચે પ્રમાણે કામ થયું હતુંઃ—

क મહેરબાન કાશીરામ પ્રાગજી સે. આ. ડે. એ. ઇ. સાહેબ ભરૂચ. તેઓ સાહેબે કિંડર્ગાર્ટન વિષે વિસ્તારથી વિવેચન કર્યું હતું. ફ્રોબેલની વીશે બક્ષીસો સંબંધપૂર્વક યોજેલી છે; તેમાંની પહેલી ચાર બક્ષીસોનો સંબંધ તથા શિક્ષણ વિષે અને તેથી થતા લાભ વિષે રસભર્યું વરણન કરીને કિંડર્ગાર્ટન પદ્ધતિ વિષયને લાગુ પાડી શિખવવાનો ઉદ્દેશ સમજાવ્યો હતો.

ख મહેરબાન જલાલુદ્દીન સૈયદમીઆં કાદરી ડે. એ. ઇ. સાહેબે ઉપાધ્યાય સાહેબે સમજાવેલા વિષયનું વિસ્તારથી વિવેચન કરીને કિંડર્ગાર્ટન પદ્ધતિના લાભ સમજાવ્યા હતા. તે સાથે શિક્ષક વર્ગની ઉન્નતિના માર્ગો બહુ ગંભીરાઈથી અને સરળતાથી સમજાવ્યા હતા.

( ૨ ) બીજે દિવસે તા. ૨–૧૧–૦૬ ના રોજ સવારના ૮ થી ૧૨ વાગતાં સુધી નીચે પ્રમાણે કામ ચાલ્યું હતુંઃ—

क મહેરબાન ફ. આ. ડે. એ. ઇન્સપેક્ટર શરાફ સાહેબે કાચની બનાવટ વિષે પાઠ આપ્યો, તેમાં કાચની જુદી જુદી હાલતના રૂપ અવલોકન કરાવીને તે સંબંધી હકીકત રસિકતાથી કહી સંભળાવી હતી.

ख વાળસાના મેહેતાજી રઘનાથજીએ હવા વિષે પાઠ આપ્યો. હવાનું દબાણ પ્રયોગદ્વારા મનોરંજક રીતે સિદ્ધ કરી બતાવ્યું હતું; તથા હવામાં રહેલાં તત્વો પૈકી ઑક્સિજન નાઈટ્રોજન અને કાર્બોનિક ઍસિડ ગ્યાસ પ્રયોગો વડે જુદાં પાડી બતાવ્યાં હતાં.

ग વિલાયત સેંટ્રલસ્કૂલના હેડમાસ્ટર મૂળશંકર અભયારામે ઑક્સિડોની રંગ બદલવાની ખાસિયત અવલોકન કરાવી તથા પાણીમાં રહેલો હાઈડ્રોજન વાયુ પ્રયોગવડે અવલોકન કરાવ્યો હતો.

घ રોકાયલ શિક્ષકોને પોતાની શંકા જતાવવાની છૂટ હોવાથી

કેટલાક શિક્ષકોએ શંકા બતાવી હતી; તેઓના મનનું સારી રીતે સમાધાન કરવામાં આવ્યું હતું.

૬ છેવટે—મહેરબાન ડે. એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબે કોન્ફરન્સ ભરવાના ફાયદા વિસ્તારથી સમજાવ્યા હતા. મેહેતાજીઓનાં કર્ત્તવ્ય, તથા નવાં ધોરણો શિખવવામાં ખંત અને ઉત્સાહ રાખવા વિષે ચિત્તાકર્ષક ભાષણ આપ્યું હતું; તેમજ પોતાના જોવામાં આવેલી શિક્ષકોની અવધડતા કેવી રીતે દૂર થઈ શકે તે વિષે કિંમતી રસ્તા બતાવી શિક્ષકવર્ગ ઉપર ઘણોજ ઉપકાર કર્યો હતો.

આ કોન્ફરન્સથી શિક્ષકવર્ગ ઉપર ઘણી ઊંડી અસર થયલી જણાતી હતી આવીજ રીતે બીજી વખત ભેગા થવાને સઘળા શિક્ષકો જીજ્ઞાસુ હોવાથી બીજી કોન્ફરન્સ આવતા અધિક ચૈત્રમાસમાં તત્રરા ગામે ભરવાનો ઠરાવ કરી. સભા બરખાસ્ત કરવામાં આવી હતી.

જેઠાલાલ દામોદર ત્રવાડી,
મહેતાજી, શુકલતીર્થ.

---

# केळवणीखातानी खबरो.

## જાહેર ખબર.

ઉર્દુ શીખનાર છોકરાઓની પ્રાથમીશાળાઓમાં વાપરવા માટે કાનપુરની ડિસ્ટ્રિકટ્ સ્કૂલના મુખ્ય મૉલવી હાફિઝ જલાલુદ્દીન અહમદની બનાવેલી કૉપીબુકો (કૉપી સ્લિપો) ના ૧...૪ ભાગ,—દરેક સ્લિપની કિંમત અર્ધો આનો—મહેરબાન ડિરેકટર ઑવ પબ્લિક ઇન્સ્ટ્રકશને પોતાના નં. ૭૧૨૭ તા. ૭ મી નવેમ્બર ૧૯૦૬ માં મંજુર કર્યા છે.

અમદાવાદ
નવેમ્બર ૧૯૦૬

P. Lory.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર,
ઉત્તર વિભાગ.

## જાહેર ખબર.

આ ઉપરથી ખબર આપવામાં આવે છે, કે. ત્રીજા વર્ષના સ્કૉલર, અને વલસાડ તાલુકાના ગોરગામ લોકલબોર્ડ નિશાળના શિક્ષક કૃષ્ણરાવ ગણપતરાવ મોહિલેને સુરતની સેશન્સ કોર્ટે ઠગાઈના ગુન્હા બદલ ૮ માસની સખ્ત મજુરી સાથે કેદની શિક્ષા કર્યાથી, તેને મહેરબાન ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રકશન સાહેબના હુકમ નં. ૭૩૦૦ તા. ૧૨ મી નવેમ્બર ૧૯૦૬ પ્રમાણે કેળવણી ખાતામાંથી નોકરીમાંથી બરતરફ કરવામાં આવ્યો છે,

( સહી ) P. Lory,
એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર.
ઉત્તર વિભાગ,

(મહેરબાન ઉ. વિ, ના એ. ઇ. સાહેબના નં. ૫૩૬૮ તા. ૧૭ મી નવેમ્બર ૧૯૦૬ ઉપરથી )

---

## નિશાળોનાં ઇનામપત્રક.

ભુજપરસ્કૂલ—શેઠ નરસી તેજસી તરફથી રૂ. ૨૭–૮–૦ વાર્ષિક પરીક્ષા વખતે રૂ.૪–૭–૬. માધાપરસ્કૂલ—ઠકર દેવચંદ વાઘજી તરફથી રૂ.૫–૦–૦ વાર્ષિક પરીક્ષા વખતે રૂ.૧૨–૪–૩ રૈયત તરફથી રૂ.૧૯–૦–૦, મેતા હાથીરામ જટાશંકર તરફથી રૂ. ૫–૫–૦ રા. ભગવતીદાસ નરભેરામ તરફથી રૂ. ૫–૫–૦. મેરાઉસ્કૂલ—વાર્ષિક પરીક્ષા વખતે રીશીવર રતનસી માંડણજી તરફથી રૂ. ૧–૪–૦ તથા દરબારશ્રીજી તરફથી રૂ.૪–૧૧–૬. રવસ્કૂલ—વાર્ષિક પરીક્ષા વખત રૂ. ૫–૮–૬, રૈયત તરફથી રૂ. ૦–૧૦–૦. મુંદ્રાસ્કૂલ—વાર્ષિક પરીક્ષા વખતે દરબારથી તરફથી રૂ. ૩૩–૧૦–૦, રૈયત તરફથી રૂ. ૧૮–૧૫–૯, સ્વામીશ્રી નિમ્બાર્કાચાર્ય તરફથી રૂ. ૮–૧૨–૦. માધાપર નાઈટ સ્કૂલ—ઠકર દેવચંદ વાઘજી તરફથી રૂ. ૦–૧૦–૦, મીસ્રી જગમાલ બીમજી તરફથી રૂ. ૧–૪–૦, વાર્ષિક પરીક્ષા વખતે દરબારશ્રીજી તરફથી રૂ. ૩–૧૨–૦ રૈયત તરફથી રૂ. ૧–૪–૦,

રા. ભગવતીદાસ નરભેરામ તરફથી રૂ. ૦-૮-૬. **મુંદ્રા સે. ગ્રે. એ. વ. સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખતે દરબારશ્રીજી તરફથી રૂ. ૧-૧૨-૬, રૈયત તરફથી રૂ. ૬-૫-૦. **માંડવી એ. વ. સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખતે દરબારશ્રીજી તરફથી રૂ.૧૬-૧૩-૬, શેઠ વિશનજી નંદજી તરફથી રૂ.૧૫-૦-૦. **માંડવી નંબર ૨ જો**—શેઠ વિશનજી તરફથી રૂ.૨-૦-૦, શેઠ કેશવજી હંશરાજ તરફથી રૂ. ૪-૦-૦, વાર્ષિક પરીક્ષા વખતે દરબારથી તરફથી ૯-૧૪-૦. **માંડવી ખલફાન સ્કૂલ**—શેઠ વિશનજી તરફથી રૂ.૧-૦-૦, માસ્તર ચત્રભુજ તરફથી રૂ. ૪૧-૯-૩. **ગુંદીઆલી સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૬-૧-૩. **માંડવી નાઈટ સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૬-૧-૩. **આસંબીઆ સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૫-૧-૬. **ફરાદી સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૨-૧૩-૦. **દેશલપર સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૦-૬-૦. **ભદ્રેસર સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખને રૂ. ૮-૪-૦. **ગુંદાલા સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૬-૧૫-૦. **પત્રી સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૯-૧૧-૦ **બેરાજા સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ.૮-૧૩-૦. **કેરા કન્યાશાળા**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૨-૧૧-૯. **માનકુવા સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ ૩-૯-૬. **મંગવાણા સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ.૧-૧૨-૦. **મજલ સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૩-૬-૦. **વીરાણી સ્કૂલ—ખોંભડી સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૨-૧૩-૩. **નેત્રા સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૦-૧૦-૦. **મઠ સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૨-૧૨-૦. **લખપત સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૦-૧૧-૦. **નારણસર સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૯-૭-૬. **જખૌ નાઈટ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૪-૧૪-૯. **જખૌ કન્યાશાળા**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૨-૦-૦. **નલીઆ કન્યાશાળા**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ.૬-૮-૩. **તેરા કન્યાશાળા**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ.૬-૧૩-૬. **તેરા સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૧૦-૬-૦. **બિટ્ટા સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૬-૧૫-૦. **મોથાળા સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૬-૭-૦. **સિંઓણ સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૧-૪-૦. **કોઠારા સ્કૂલ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૪-૧-૦. **કોઠારા કન્યાશાળા**—

વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૬-૩-૩. સાંધાણ સ્કૂલ—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૭-૮-૦. સાભરાઈ સ્કૂલ—વાર્ષિક પરીક્ષા વખતે ૦-૬-૦. નાગ્રેચા સ્કૂલ—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૩-૧૦-૦. લાયજા સ્કૂલ—વાર્ષિ પરીક્ષા વખતે રૂ. ૨-૧૪-૦. બાડા સ્કૂલ—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૪-૧૪-૯.

સુરત વિભાગ.

કુમસ—શેઠ વીજભુખણદાસ આતમારામ વગેરે રૂા-૨૫-૦-૦. ભીમપોર—અમદાવાદના શેઠ મણીભાઇ પ્રેમાભાઇ રૂા. ૩૬-૦-૦ તથા શેઠ વીજભુખણદાસ આતમારામ રૂા. ૩૦-૦-૦ ઇનામ. સુરત—સ્કુલ નંબર ૧૬ શેઠ આતમારામ પીતામ્બરદાસ રૂા. ૫-૦-૦ સેઠ મુગટરામ દયારામ રૂા. ૫-૦-૦ શેઠ તૈયબઅલી રૂા. ૫-૦-૦ બક્ષીસ. ભીમપોર—શેઠ મણીભાઇ પ્રેમાભાઇ રૂા. ૧૭-૦-૦ બક્ષીસ. નાગાળા—પટેલ હરી મોટીઆ રૂા. ૧૮-૦-૦ શાળા જમાડી. મોરાર લાલા રૂા. ૧૮-૦-૦ શાળા જમાડી. ઓરપાડ—રા. મહમદ ઈબ્રાહીમ રૂા. ૧૨-૦-૦ મીઠાઇ. સુરત—ઓરપાડ કન્યાશાળા. શેઠ અબદુલ તૈયબ હરમાયલજી રૂા. ૪-૬-૦ છીંટ. પુણી—ગામ લોકો રૂા. ૧૩-૮-૦ ઘડીયાળ. સુરત—ચુનીલાલ ચંદુલાલ રૂા. ૫-૦-૦ ઇનામ.

અમદાવાદ વિભાગ.

અમદાવાદ—સ્કુલ નંબર ૧૫. પંચકમીટીના મેમ્બર રૂા. ૧૫-૦-૦ મીઠાઇ. સ્કુલ નંબર ૧૦. પંચકમીટીના મેમ્બર રૂા. ૧૧-૦-૦ મીઠાઇ. કુકડ—તાલુકદાર ગોપાળજી દાજીભાઇ વગેરે રૂા. ૯-૪-૦ પુસ્તકો વીગેરે. અમદાવાદ સ્કુલ નંબર ૨૪. પંચકમીટીના મેમ્બર રૂા. ૧૮-૦-૬ ઇનામ. સ્કુલ નંબર ૭. જુદા જુદા ગૃહસ્થો રૂા. ૩૧-૦-૦ ઇનામ. વાઘપુર—ગામ લોકો રૂા. ૧-૧૨-૦ ઇનામ. કોઇનતીયા—ઠાકોર શ્રી તખ્તસીંગજી રૂા. ૫-૦-૦ ઇનામ. અમદાવાદ—સ્કુલ નંબર. ૨૧ જુદા જુદા ગૃહસ્થો રૂા. ૨૭-૧૨-૦ ઇનામ. અડાળજ—પા. ગોકળદાસ નાગરભાઇ રૂા. ૧૫-૦-૦ શાળા જમાડી. ધુમા—ગામ લોકો રૂા. ૧૨-૨-૩ ચોપડીયો.

ખેડાવિભાગ.

નડીયાદ—સ્કુલ નં. ૪ શેઠ મનોરદાસ હરખચંદ રૂા. ૩૦-૧-૩

રહેરા તથા મીઠાઇ. કઠલાલ—શા. છગનલાલ જેઠાભાઈ રૂ. ૩૪-૦-૦ શાળા જમાડી. સારસા—પા. પરસોતમ ભુલાભાઇ રૂ. ૪૪-૪-૦ શાળા જમાડી. બોરીઆંવી—પટેલ ડાહાભાઇ રૂ. ૩૨-૦-૦ પટેલ ખુશાલભાઇ કહાનદાસ રૂ. ૪-૦-૦ પટેલ શંકરભાઇ ઉમેદભાઇ રૂ. ૧૦-૦-૦ ઇનામ. સુરકુવા—જુદા જુદા ગૃહસ્થો રૂ. ૨૯-૮-૦ શાળા જમાડી. નાપાડ—જુદા જુદા ગૃહસ્થો રૂ. ૭૬-૮-૦ નીશાળ જમાડી. આસી—જુદા જુદા ગૃહસ્થો રૂ. ૨૨-૧૨-૩ શાળા જમાડી. ચકલાસી—કન્યાશાળા શા. ત્રીભોવનદાસ વંદ્રાવનદાસ રૂ. ૧૬-૦-૦ ઇનામ. બોદાલ—ગામ લોકો રૂ. ૧૭-૦-૦ શાળા જમાડી. આસી—પા. નાથાભાઇ કહાનદાસ રૂ. ૨૫-૬-૯ પા. શંકરભાઇ બાપુજી રૂ. ૧૪-૮-૦ બાજરભાઈ છવાજી રૂ. ૧૦-૦-૦ શાળા જમાડી. અરાર—પા. છોટાલાલ મુનદાસ રૂ. ૨૫-૦-૦ ગોસાઈ કૈલાસગર જેરામગર રૂ. ૩૦-૦-૦ પા. મણીલાલ બેહેચરભાઇ રૂ. ૨૮-૦-૦ શાળા જમાડી. સારસા—મરઘાભાઈ ગોકળભાઇ રૂ. ૪-૮-૦ મીઠાઇ. આમોદ—જુદા જુદા ગૃહસ્થો રૂ. ૨૯-૮-૦ શાળા જમાડી. દેદરડા—પટેલ ગોવીંદભાઇ નાથાભાઇ રૂ ૧૦-૦-૦ શાળા જમાડી.

રેવાકાંઠા પંચમહાલ વિભાગ.

કાલોલ—શેઠ ફરકુનજી કાવસજી રૂ. ૩-૮-૦. દોડકા—સુરજગર રામેશ્વર રૂ. ૬-૦-૦. જાંબુઘોડા—મે. ઠાકોર સાહેબ રૂ. ૯-૦-૦ શેઠ સોરાબજી દાદાભાઈ રૂ. ૧૮-૧૫-૩ આ થાણદાર સાહેબ રૂ. ૬-૦-૦. લુણાવાડા—મે. મહારાણા સાહેબ રૂ. ૮-૦-૦ મે. બાંધુના મહારાજા સાહેબ રૂ. ૪-૦-૦ ૮૩ કન્યાશાળા. મે. બાંધુના મહારાજા સાહેબ રૂ. ૩-૦-૦ ઇનામ. કઆંટ—મે. અલીરાજપુરના મહારાજા સાહેબ રૂ. ૩-૦-૦ ઇનામ. હીરાપુર—મે. હીરાપુરના ઠાકોર સાહેબ રૂ. ૫-૦-૦ ઇનામ. કોઠંબા—મેમ્બરો તથા સદગૃહસ્થો રૂ. ૧૪-૧૨-૦ શેઠ ધરમચંદ તુલશીદાસ રૂ. ૮-૦-૦.

ભરૂચવિભાગ.

ભરૂચ—ઉર્દૂ સ્કુલ જુદા જુદા ગૃહસ્થો રૂ. ૧૨-૦-૦ ચોપડીઓ વીગેરે.

---

## સૂચના.

આ પત્રસંબંધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નૉટપેડ કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતાં નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળાખાતાના તેમજ બીજા ગૃહસ્થો કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલશે તો તે પણ યોગ્ય અવકાશે ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શાં બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે; પોસ્ટેજ માફ. છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના; પદરના ખર્ચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરોને ટપાલખર્ચ સાથે રૂ. ૦-૧૨-૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દરે છાપેલે પાને રૂ. ૧ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

**☞ જાહેરખબરોના ભાવમાં નીચે પ્રમાણે ફેરફાર કર્યો છે, તે તરફ સૌનું ધ્યાન ખેંચીએ છીએ:—**

**જાહેરખબરો છાપવાના ભાવ.**

| | | |
|---|---|---|
| રૂ. | લીટી. | તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર માસ લગી દર માસે |
| ૧ .. ... ... ... ... ... | ૨ | ક્રૂ ગણો ચાર્જ પડશે. છ માસ માટે પહેલે મહિને પૂરો ચાર્જ, અને પછી દરેક માસે ક્રૂ ચાર્જ લેવાશે. |
| દસથી વધારે લીટીઓ માટે રૂ. ૧)-ની લીટીઓ ત્રણ પ્રમાણે. | | |
| બાર માસ લગી લાગલાગટ હશે | | |

**શાળાપત્રની સાથે કોઈ પણ હૅંડબિલ વહેંચવામાં આવશે નહિ.**

---